# પ્રસ્તાવના

આશરે ત્રીસેક વર્ષ થયા હિંદુસ્તાનમા રાજ્યબંધારણમા ફેરફાર કરવાની તથા તેને લોકલાગણી અને લોકમાગણીને અનુરૂપ બનાવવાની મોટી મોટી વાતો થયા કરે છે અને તે અંગે ચાલતી ચર્ચામા કેટલીક વેળાએ એમ પણ પ્રતિપાદન કરવા પ્રયત્ન થતો આવ્યો છે કે આર્યસંસ્કૃતિના ઉત્થાન કાળથી માંડી બ્રિટિશોના આવાગમન સુધી સુવ્યવસ્થિત રાજપદ્ધતિ અથવા રાજનીતિ જેવુ કંઇ પણ તત્વ આ દેશના લોકોની જાણમા નહોતુ અને તેઓ તો માત્ર તત્ત્વજ્ઞાનની વાતોમા વ્યાપૃત રહેતા આ વિચાર કેટલો ભૂલભરેલો છે તે આ પુસ્તકમા આપેલી માહિતીથી સહજ જણાઈ આવશે

સંસ્કૃત સાહિત્યના વિશાળ ક્ષેત્રમાથી અનેકવિધ માહિતી અત્રે એકઠી કરેલી છે વિષયનુ ગાભીર્ય ધ્યાનમા રાખી ભાષા જેમ બને તેમ સહેલી કરવા પ્રયત્ન કર્યો છે છતા કંઇ ખામી જણાય તો વાચકવર્ગ દરગુજર કરશે.

મૂળ કર્તા શ્રી કે પી. જયસ્વાલ એમ. એ એમણે પોતાના પુસ્તકનો અનુવાદ કરવા આપેલી પરવાનગી માટે તેમનો આભાર માનવો યોગ્ય જ છે

ખેતવાડી મેનરોડ, મુંબઈ.<br>આશ્વિન, શરદપૂર્ણિમા<br>સંવત ૧૯૮૯.

ચંપકલાલ લાલભાઈ મહેતા

# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

## ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ મા રૂ ૨૦૦૦ સોસાઇટીને મળ્યા એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવા પુસ્તકો તૈયાર કરી છપાવવા.

મરહુમ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રચારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે તે અન્વયે ૧૮૯૪ મા રૂ ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદ્ગત વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાથી આજપર્યંત નીચેના પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ થયા છે—

(૧) કઈ કઈ નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેના કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ ... ... ... ૦—૭—૦
(૨) માને શિખામણ ... ... ... ૦—૬—૦
(૩) નીતિ મંદિર ... ... ... ... ૦—૧૨—૦
(૪) બાળલગ્નથી થતી હાનિ ... ... ... ૦—[illegible]—૦
(૫) પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી ૦—૫—૦
(૬) ભોજન વ્યવહાર તથા કન્યાવ્યવહાર... ... ૦—૪—૦
(૭) ધાર્મિક પુરુષો ... ... ... ... ૦—૪—૦

(૮) ઉદ્યોગી પુરુષો ... ... ... ... ૦—૧૪—૦
(૯) બેન્જામીન ફ્રાંકલીન ... . ... ૨—૦—૦
(૧૦) બોધક ચરિત્ર ... ... ... ... ૦—૪—૦
(૧૧) સદ્વર્તન ... ... ... ... ૨—૦—૦
(૧૨) રઘુવંશ કાવ્ય ... ... ... ... ૧—૦—૦
(૧૩) જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર ... ૦—૨—૦
(૧૪) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧ લો ... ૧—૦—૦
(૧૫) „ અર્વાચીન „ ભા. ૨ જો ... ૧—૮—૦
(૧૬) નીતિ સિદ્ધાંત ... ... ... ૧—૦—૦
(૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર ... ... ૧—૪—૦
(૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર... ... ... ... ... ૦—૬—૦
(૧૯) પરોપકાર ... ... ... ... ૦-૧૨-૦
(૨૦) ઢોરનું ખાતર ... ... ... ... ૦—૪—૦
(૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ ... ... ૨—૦—૦
(૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર ... — ... ... ૧—૮—૦
(૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો ... ૦-૧૨-૦
(૨૪) વાર્નિશ ... ... ... ... ૧—૦—૦
(૨૫) જીવનનો આદર્શ ... ... ... ૦-૧૨-૦
(૨૬) કીર્તિ કૌમુદી ... ... ... ૦-૧૨-૦
(૨૭) શિશુપાળ વધ-પૂર્વાર્ધ-(સર્ગ ૧ થી ૧૦) ... ૧—૮—૦
(૨૮) હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય... ... ૦—૬—૦
(૨૯) રસાયનશાસ્ત્ર ... ... ... ... ૦-૧૨-૦
(૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો ... ... ... ... ૦-૧૨-૦
(૩૧) જાપાનની કેળવણી પદ્ધતિ ... ... ૦-૧૨-૦

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ,
તા. ૨–૧૦–૧૯૩૩

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો.

## રાજસત્તા તથા સામ્રાજ્ય પદ્ધતિ.

# હિંદુ રાજ્યવ્યવસ્થા

## પ્રકરણ ૧ લું

### વિષયમર્યાદા અને સાધનો.

આ પુસ્તકમા હિંદુ રાજ્યવ્યવસ્થાના કેટલાક મુખ્ય લક્ષણોની આલોચના કરવા ધાર્યું છે. હિંદુ જાતિએ રાજ્ય તથા રાજદ્વારી વ્યવસ્થાની મહાન અને ભિન્ન ભિન્ન પદ્ધતિના પ્રયોગો અજમાવી જોયા છે. એના રાજ્યબંધારણની પ્રગતિનો સંપૂર્ણ ઇતિહાસ ઘડવાની સ્થિતિએ આપણે હજી પહોચ્યા નથી, છતા એને લગતી કેટલીક અગત્યની બીનાઓ તથા સિદ્ધાંતોનું નિરીક્ષણ કરવાનું લાભકારક નીવડશે.

આપણે હેઠળ દર્શાવેલા વિષયોની ચર્ચા કરીશું—

(૧) વૈદિક સમયનુ સાર્વભૌમ મંડળ,

(૨) વૈદિક સમયનુ ન્યાય મંડળ,

(૩) હિંદુ પ્રજાતંત્ર ( ઈ. સ. પૂ ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી),

(૪) હિંદુ રાજાધિકાર ( વૈદિક સમયથી ઈ. સ. ૬૦૦ સુધી),

(૫) જાનપદ અથવા સામ્રાજ્ય સભા, તથા રાજધાનીનુ પૌર મંડળ ( ઈ. સ. પૂ ૬૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૬) હિંદુ રાજસત્તાનું પ્રધાન મંડળ ( ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૭) હિંદુ રાજસત્તામાં ન્યાય વ્યવસ્થા ( ઈ. સ. પૂ. ૭૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૮) કર ( ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૯) હિંદુ સામ્રાજ્ય પદ્ધતિ (ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી), અને

(૧૦) હિંદુ રાજ્યધારણની પરંપરાની પડતી તથા પુનર્જીવન.

આ બાબતોને લગતી માહિતી મેળવવાના સાધનો હિંદુ સાહિત્યના વિશાળ ક્ષેત્ર ઉપર, એટલે વૈદિક, શિષ્ટ તથા પ્રાકૃત સાહિત્યમાં તથા દેશના શિલાલેખો તેમજ મુદ્રાવિદ્યાના દફતરોમાં વેરાયલા પડેલા છે. વળી સુભાગ્યે હિંદુ રાજનીતિ શાસ્ત્રને લગતા થોડાક મૂળ ગ્રંથો આપણને ઉપલબ્ધ છે. હિંદુ સમયના હિંદુસ્તાનમાંના અસંખ્ય રાજનીતિ નિપુણોએ લખેલા પુષ્કળ પુસ્તકોમાંથી જે બચવા પામ્યા છે તેમાંનું કૌટિલ્યનું અર્થશાસ્ત્ર (ઈ. સ. પૂ ૩૦૦) મુખ્ય છે. એમાં મૌર્ય વંશના શરૂઆતના રાજાઓએ સામ્રાજ્ય ઉપર અમલ ચલાવવા માટે જે નિયમોનો સ્વીકાર કર્યો હતો તેનું એકીકરણ કરવામાં આવ્યું છે. એ પુસ્તકમાં એની પૂર્વે લખાએલા અઢાર ઓગણીસ ગ્રંથોનો આધાર બતાવવામાં આવેલો હોવાથી ઘણે ભાગે એ અને બીજા અનેક ગ્રંથો ઉપરથી કૌટિલ્યે પોતાનું પુસ્તક તૈયાર કર્યું હશે. એ સિવાય અન્ય સ્થળે બીજાં પુસ્તકોના નામો સૂચવવામાં આવ્યા છે. દાખલા તરીકે હિંદુ રાજનીતિ શાસ્ત્રનો ટુંકો ઇતિહાસ મહાભારતમાં આપવામાં આવ્યો છે. તે ઉપરાંત તેમાં ગૌર શિરસનું નામ આવે છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં આદિત્યનું નામ છે. આવા સંખ્યાબંધ ગ્રંથકર્તાઓના નામો ઉપરથી એવું સૂચન થાય છે કે કૌટિલ્યના સમય પહેલા સૈકાઓ સુધી રાજનીતિશાસ્ત્રનો અભ્યાસ હિંદમાં થતો, અને જે સમયે કલ્પસૂત્રો હજી અધુરાં હતાં તે પહેલાં એ શાસ્ત્ર સર્વમાન્ય થયું હતું. આવી રીતે જાણવામાં આવેલા આધારભૂત ગ્રંથો એક પછી એક ફક્ત વીસ વીસ વર્ષને અંતરે તૈયાર થએલા માનીએ તો હિંદુ રાજનીતિશાસ્ત્રને લગતું સાહિત્ય ઈ. સ. પૂ. ૬૫૦ થી શરૂ થએલું ગણી શકાય. આ હકીકતને ઈ. સ. પૂ. ૬૦૦ અગાઉના જાતકમાંથી અનુમોદન મળે છે. તેમાં અર્થ એટલે

અર્થશાસ્ત્રને, સકળ પ્રધાનોના માર્ગદર્શન માટે મુખ્ય શાસ્ત્ર તરીકે ગણ્યું છે.

અમલ ચલાવવા માટે વ્યાવહારિક જ્ઞાન આપનારા તથા રાજકીય ઉપપત્તિનાં પુસ્તકો સઘળાં દંડનીતિ અથવા અમલ ચલાવવાના સિદ્ધાંત તથા અર્થશાસ્ત્ર અથવા પ્રજાસત્તાક રાજતંત્રના નિયમો એ નામે ઓળખાતાં. કૌટિલ્ય અર્થની વ્યાખ્યા માણસ જાત, એટલે માણસ જાતથી વસાએલો પ્રદેશ એવી કરે છે, અને જણાવે છે કે અર્થ ( પ્રજાસત્તાક રાજતંત્ર ) ના નિયમો પ્રદેશ હસ્તગત કરવા તથા તેમાં ઉમેરો કરવાના ઉપાયોને લગતા છે. ઉશનસનો ગ્રંથ દંડનીતિ ને નામે તથા બૃહસ્પતિનો ગ્રંથ અર્થશાસ્ત્રને નામે ઓળખાયો હતો. એ ગ્રંથો હિંદુ શિષ્ટ સમયમાં ઘણી ખ્યાતિ પામ્યો હતો. એમ માનવામાં આવતું કે દંડનીતિનો કર્તા પ્રજાપતિ હતો. એ વિશ્વકોષ તરીકે ગણાતા ગ્રંથ માટે મહાભારતમાં ઉલ્લેખ છે. વળી એ વિષયને કેટલાક **રાજશાસ્ત્ર** અથવા રાજકર્તાઓ માટે નિયમ અને **રાજધર્મ** અથવા રાજકર્તાઓ માટે કાયદા એ નામે ઓળખે છે. મહાભારતના શાન્તિપર્વમાં એ વિષયની ચર્ચા આમાના બીજે નામે કરવામાં આવી છે. સામાન્ય રીતે પ્રાચીન ગણાતા પુસ્તકો ઉપર મહાભારત આધાર રાખે છે.

પાછળથી અર્થ અને દંડ એ શબ્દોને બદલે નીતિ અને નય શબ્દોનો ઉપયોગ થવા લાગ્યો. કામન્દક પોતાના પદ્ય પુસ્તકને નીતિ-સાર કહે છે. જે ગ્રંથ શુક્રએ લખેલો એમ માનવામાં આવતો તે ગ્રંથ તેની અગાઉના કોઈ વિશેષ ખ્યાતિ પામેલા ગ્રંથની શોધિત આવૃત્તિ હોય એમ લાગે છે. કદાચ ઉશનસની દંડનીતિને આધારે તૈયાર થએલો એ ગ્રંથ પણ નીતિસાર ( શુક્ર નીતિસાર ) ને નામે ઓળ-ખાય છે. રાજકુંવરોની તથા રાજ્યનીતિમાં જ નિપુણ થવા ઈચ્છનારાઓની શરૂઆતની કેળવણી માટે વાર્તારૂપે રાજનીતિ વિષે-

પંચતંત્રમાં ચર્ચા કરવામાં આવી છે. એ પુસ્તકમા આવાં સાહિત્ય માટે નય-શાસ્ત્ર શબ્દ યોજ્યો છે.[1]

---

૧. રાજનીતિ રત્નાકરમાં લેવામા આવેલા ઉતારા ઉપરથી કાઇ નારદીય રાજનીતિ નામનું પુસ્તક અસ્તિત્વમા હોવાનુ જણાય છે. ( રાજનીતિ રત્નાકરનો ઉપોદ્ઘાત જુઓ, ૧૯૨૪, પા. ૫ )

મહાભારત (સભાપર્વ) મા નારદ રાજનીતિશાસ્ત્રના અધ્યાપક તરીકે દેખા દે છે, પણ એને વિશે કામન્દકને માહિતી હોય એમ જણાતું નથી. એ ઉપરથી કદાચ નારદીય છઠ્ઠા સૈકા અગાઉ અને કામન્દકની પછી તૈયાર થયું હોય.

જોલી અને વિન્ટરનિટ્ઝ ( જોલીનુ અર્થશાસ્ત્ર ૪૬ ) કહે છે તેમ કામન્દક આઠમા સૈકામા થેઇ ગયો હોય-એમ કહી શકાય નહિ. એ મહાભારતના કર્તા અગાઉ લખાયલું છે અને તેને માટે હેઠળના કારણો છે: (૧) મહાભારતમાં તેને વિશે ઉલ્લેખ આવે છે, (૨) મહાન ઋષિઓએ તૈયાર કરેલો અર્થશાસ્ત્રનો જે ગ્રંથ મહાભારત લખાયું ત્યારે ગુમ થયો હતો તે ઉપર દર્શાવ્યા પ્રમાણે કામન્દકે ઉપયોગમાં લીધો હતો, (૩) ગુપ્ત સમયમાં લખાએલું હોય એવી તે પુસ્તકની સાધારણ શૈલી ( સરખાવો નારદ સ્મૃતિ ) (જુઓ નારદની નાણાં વિષયક પ્રવૃત્તિ જે પંજાબ સુધી પ્રચારમા આવી હતી અને જેમાં દીનાર માટે ઉલ્લેખ છે ), (૪) ભવભૂતિ જે સમયે થઇ ગયો તે સમયની ચોકકસ હકીકતથી આપણા અનુમાનને વિશેષ પુષ્ટિ મળે છે. મહામહોપાધ્યાય ગણપતી શાસ્ત્રી પોતાના અર્થશાસ્ત્રમાં ( ૨. ઉપોદ્ઘાત પા. ૭ ) માં સપ્રમાણ પુરવાર કરે છે તેમ ભવભૂતિને આ ગ્રંથની માહિતી હતી. ભવભૂતિ ( આઠમા શતકનો પ્રથમ અડધો ભાગ ) પહેલાં થોડાક સૈકા ઉપર કામન્દકે પોતાનુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હશે. મહાભારતમાંનાં પ્રમાણો ઉપરથી એ મોડામા મોડો ઇ. સ. ના પાંચમા સૈકામા થઇ ગયો હોય એમ લાગે છે. એ વહેલામાં વહેલો તંત્રાખ્યાઇકાના સમયમાં થઇ ગયો હોય કારણ એ ગ્રંથમાં એને માટે કંઇ નિર્દેશ નથી. અર્થશાસ્ત્ર તથા કામન્દક વચ્ચેનો કાળ લાંબો છે, કારણ અર્થશાસ્ત્રમાં ચર્ચાયલા કેટલાક વિષયો તથા બાબતો કામન્દકના સમયમાં એટલાં પુરાણાં થઇ ગએલાં કે તે છોડી દેવામાં આવેલા એટલુંજ નહિ, પણ અર્થશાસ્ત્રમાં દર્શાવ્યા ન હોય એવા પ્રમાણભૂત ગ્રંથો એ વચગાળામાં તૈયાર થયા હતા.

હિંદુ ધર્મશાસ્ત્રના અભ્યાસની માફક હિંદુ રાજનીતિ શાસ્ત્રનો અભ્યાસ મુસલમાની રિયાસતમા ચાલુ રહ્યો હતો. જાણીને આશ્ચર્ય થશે કે ચંદેશ્વર મિત્ર-મિશ્ર તથા નીલકંઠ જેવા નિબંધકારો એટલે ધર્મશાસ્ત્રીઓએ પણ હિંદુ રાજનીતિશાસ્ત્ર ઉપર ગ્રંથો રચ્યા છે, જેવા કે રાજનીતિ-રત્નાકર, વીર-મિત્રોદય રાજનીતિ અને રાજનીતિ-મયૂખ. હિંદુ સત્તાની પડતીના સમયમા લખાએલા આ પુસ્તકો પુરાણોમાના રાજનીતિશાસ્ત્રને લગતા વિભાગોના વર્ગમા મુકી શકાય. નિબંધકારોમા તેમજ પુરાણોમા કાંઈ મૌલિકતા નથી. કેટલાક ખ્યાતિ પામેલા ગ્રંથકર્તાઓના પુસ્તકોમાથી કેટલાક પ્રકરણોનો ઉતારો પુરાણો કરે છે. દાખલા તરીકે, અગ્નિ પુરાણમા પુષ્કર[1] નામના કર્તાના ગ્રંથમાથી ઉતારા આપ્યા છે. મુસલમાની સમયના હિંદુ ન્યાયશાસ્ત્રીઓ પ્રાચીન સામગ્રીઓ એકઠી કરવા ઉત્સુક જણાય છે, અને બીજી રીતે જાણવામા ન આવેલા આધારભૂત ગ્રંથોમાથી તેમણે લીધેલા ઉતારાને લઈ એમના ગ્રંથો ઘણા કિમતી ગણાય છે. નિયમિત રીતે લખાએલા ગ્રંથો કરતા બીજી અગત્યના સાધનસામગ્રી ધર્મસૂત્ર અને ધર્મશાસ્ત્રના રાજકર્તાઓ માટેના કાયદાના પ્રકરણમા મળે છે. એ પ્રકરણમા ધર્મશાસ્ત્રીઓએ ચર્ચેલા રાજ્યધારણને લગતા નિયમો હોય છે.

---

ગુપ્ત સમયના ચંદ્રગુપ્ત મૌર્ય વિશેની દંતકથા સજીવન થએલી જણાય છે. રાજરાણીઓ પોતાના પુત્રના નામ (ત્રણ વખત) એનાં નામ ઉપરથી પાડે છે. ગુપ્ત વંશમાજ એકાદ ચંદ્રગુપ્તનાં અમલ દરમિયાન લખાએલા પોતાના નાટકમા વિશાખદત્ત એને વિષ્ણુ સાથે સરખાવે છે (ઇન્ડિયન એન્ટિક્વરી, ૧૯૧૩, પા. ૨૬૫). કૌટિલ્યમાંના ચંદ્રગુપ્તના કાયદા સંતોષ રીતે નારદ સ્મૃતિમા ઉતારી લેવામા આવ્યા છે. ચંદ્રગુપ્તનુ અર્થશાસ્ત્ર પદ્યમા છે અને કામન્દકીય નીતિસારમા તેનો અનુવાદ કરવામા આવ્યો છે.

૧. વિષ્ણુ ધર્મોત્તર (૨) માંના રાજનીતિશાસ્ત્ર ઉપરના સંવાદમા પુષ્કરે ભાગ લીધેલો જણાય છે. કદાચ એ કોઇ કાલ્પનિક પુરૂષ હતો. એણે કંઇ ગ્રંથ લખ્યાનું જણાતું નથી."

મધ્યયુગમા બહાર પડેલા જુદાજ વર્ગના ગ્રંથોની આપણે ગણના કરીશુ નહિ. એમાના બૃહસ્પતિ સૂત્રના નાનકડા ગ્રંથમા સૂત્રના રૂપમા અર્થશાસ્ત્રનુ સાહિત્ય આપવામા આવ્યુ છે. હમણા જે રૂપમા તે ઉપલબ્ધ છે તે રૂપમા એ પુસ્તક મધ્ય યુગમા તૈયાર થયુ હોય એમ લાગે છે, છતા એમાના કેટલાક ભાગો પ્રાચીન ગ્રંથોને આધારે લખાયા છે એ જ પ્રમાણે ઈ. સ ની દશમી સદીમા થઈ ગએલા સોમદેવે રચેલો નીતિ વાક્યામૃત ગ્રંથ સૂત્રરૂપે છે. એ ગ્રંથ પણ પ્રાચીન સમયની આધારભૂત સામગ્રીની સહાયથી લખાયો છે. એમાના સૂત્રો સામાન્ય રીતે અવતરણો છે. એ સૂત્રો રાજકીય વચનોના અમૃતરૂપે વાસ્તવિક રીતે ઓળખાય છે

નૈતિક તથા રાજદ્વારી બાબતો વિશેના ગ્રંથોને[2] આપણી ગણતરીમાથી દૂર રાખ્યા છે. દાખલા તરીકે, શિવાજી છત્રપતિના સમયના મહાન પાઠ્ય પુસ્તક તરીકે ગણાએલા રામદાસે લખેલા દાસબોધ તથા ગુરૂગોવિંદસિંહના હિંદી પુસ્તકો[3] જેવા અનેક ગ્રંથોના ખરા લક્ષણ બાબત ભિન્ન મત પડે. એમા દર્શાવવામા આવેલા કેટલાક ચોખ્ખા રાજદ્વારી વિચારોને ધાર્મિક શ્રદ્ધામા ઉન્મત્ત થએલાઓ ગૂઢ અને ભિન્ન રાજદ્વારી વિચારો ગણી કહાડે એટલા કારણથી એ ગ્રંથોને હાલ છોડી દેવાનુ યોગ્ય લાગે છે.

---

૨ આ વર્ગના ગ્રંથોમા વાચસ્પતિ મિશ્રના રાજધર્મનો ઉમેરો કરવાનો છે (રાજનીતિ રત્નાકરનો ઉપોદ્ઘાત જુઓ પા ૨૩) નીતિ વાક્યામૃત ઉપરનુ ભાષ્ય આ વર્ગમા ઉમેરવા હરકત નથી. (સને ૧૪૬૩ મા એની નકલ કરવામા આવી હતી પરંતુ એની રચના સાલ એ પહેલાની હોવી જોઈએ ) શાસ્ત્ર ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ જ બાબતવાર વિચાર કરતો નથી. સોમદેવના મૂળ આધારભૂત પ્રમાણો દર્શાવતાં તે ખરેખર અર્થશાસ્ત્રના સિદ્ધાંતનુ નાનુ સરખુ એકીકરણ આપે છે.

૩ લલ્લુલાલે હિતોપદેશ તથા પંચતંત્ર ઉપરથી હિંદીમા રાજનીતિ નામનુ પુસ્તક લખ્યુ હતું

# પ્રકરણ ૨ જું

## સમિતિ

### વૈદિક સમયનું સાર્વભૌમ મંડળ

હિંદુઓના સૌથી જુના સાહિત્યગ્રંથ એટલે વેદો તપાસતાં આપણને જણાય છે કે સૌથી પ્રાચીન સમયની નોંધ રખાઇ હોય એવા સમયમાં રાષ્ટ્ર જીવન તથા પ્રવૃત્તિ વૈદિક મંડળો તથા સંસ્થામાં વ્યક્ત થતાં. આ પ્રકારની સૌથી મહાન સંસ્થા વૈદિક સમયના આપણા પૂર્વજોની સમિતિ હતી. આ સમિતિ સમગ્ર લોકો અથવા વિશ નું બનેલું રાષ્ટ્ર મંડળ હતું, કારણ આપણે ‘સમસ્ત લોકો’ અથવા તેને બદલે સમિતિને રાજાની વરણી અને ફરી વરણી કરતા જોઇએ છીએ. સમસ્ત પ્રજા આ મંડળમાં હાજર રહેતી હોય એમ માનવામાં આવતું.

સમિતિના અધિકાર શા હતા તે આપણે જુદે જુદે સ્થળેથી એકઠા કરીશું. રાજાની વરણી કરવા જેવા સમિતિના સૌથી અગત્યના કામની નોંધ આપણે હમણાં જ કરી છે. દેશ નિકાલ કરવામાં આવેલા રાજાને તે ફરી ચુંટી કહાડી ગાદીએ બેસાડતી. આથી રાજ્ય ધારણની દૃષ્ટિએ એ સમિતિ સાર્વભૌમ મંડળ હતું. અથર્વવેદ તથા ઋગ્વેદમાં ‘સામાન્ય સમિતિ’ તથા ‘રાજ્યની સામાન્ય નીતિ,’ ‘સામાન્ય આશય અને સામાન્ય વિચાર’ એ સર્વ માટે પ્રાર્થના હોવાથી રાજ્યને લગતી બાબતોની ચર્ચા સમિતિમાં થતી એમ દેખાય છે.

રાજા સમિતિમાં હાજર રહેતો, અને એ પ્રમાણે તેણે હાજર રહેવું જોઇએ એમ જરૂરનું માનવામાં આવતું. ઋગ્વેદમાં રાજા ન સત્યઃ સમિતીરિયાન એટલે ‘સમિતિમાં જતા ખરા રાજા સાફક’

એ વચન ઉપરથી એમ અનુમાન થાય છે કે સમિતિમાં હાજર રહેવાની રાજાની ફરજ હતી, અને જો એ પ્રમાણે તે હાજર ન રહે તો તેને 'ખોટો' રાજા માનવામા આવે. આનું તાત્પર્ય આપણે વૈદિક સમયના રાજ્યારોહણની ક્રિયાનું વર્ણન કરતી વખતે જોઇશું. સમિતિ હસ્તીમા રહી ત્યા સુધી રાજાનો સમિતિમા હાજર રહેવાનો વહીવટ ચાલુ રહ્યો હતો. વૈદિક ગ્રંથોમાના સૌથી છેલ્લા છાંદોગ્ય ઉપનિષદ્ (૫. ૩) મા પંચાલ લોકોની સમિતિની [ગૌતમ ગોત્રના આરૂણ્ય ઋષિના પુત્ર] શ્વેતકેતુએ લીધેલી મુલાકાતના વર્ણનમાં સમિતિમા પ્રવાહણ જૈવલ રાજા હાજર હોવાનું જણાવ્યું છે.

મહત્વના વિષયોની વિચારણા વખતે એકઠી મળેલી સમિતિને અનુકૂળ પડે એવા ભાષણો કરવા સભ્યો આતુર રહેતા. ભાષણકર્તા પોતાને એવો તેજસ્વી બનાવવા માગતો કે સમિતિમાં તેનાં વચન ઉથાપાય નહિ. ચાલતી ચર્ચામા વિરોધી ફાવી નહિ જાય તે માટેની અથર્વવેદમાની (૨. ૨૭) પ્રાર્થના આ વિચારણાના સંબંધમા હોય.

સમિતિમા કોઈ કોઈ વેળાએ રાજદ્વારી ન હોય એવી બીજી બાબતોની ચર્ચા થતી એ બીનાને શ્વેતકેતુને લગતી ઉપરની નોંધથી સાબિતી મળે છે. છાંદોગ્ય ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે શ્વેતકેતુએ જુવાન વયે ઘણી વિદ્વતા પ્રાપ્ત કરી હતી. ચોવીસ વર્ષની ઉંમરે એણે ધાર્મિક તેમજ દાર્શનિક સાહિત્યનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોમા જણાવ્યા પ્રમાણે પોતાની કેળવણી પુરી કરી જુવાન શ્વેતકેતુ સમિતિ રૂબરૂ હાજર થયો હતો. એ સમિતિ પંચાલોની પરિષદ એ નામે પણ ઓળખાતી. પંચાલ પ્રજાની સમિતિમા ક્ષત્રિય રાજા પ્રવાહણ જૈવલિ (અથવા જૈવલ) એ તત્વજ્ઞાનને લગતા પાંચ પ્રશ્નો તેને પૂછ્યા પરંતુ આપ બડાઇ મારતો શ્વેતકેતુ તેમાના એકનો પણ જવાબ ન આપી શક્યો, એટલે એને ત્યાંથી પાછા ફરવું પડ્યું. એ વખતે જૈવલિએ એવી ટીકા કરી કે, 'જે કોઇ આ બાબતો જાણતો ન હોય તે કેવી રીતે કહી શકે કે હું સુશિક્ષિત

-હું.' આ સંબંધમાં આપણે સમિતિને રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય તરીકે કામ કરતી જોઇએ છીએ.

ઋગ્વેદમા સૌથી પાછળથી ઉમેરવામા આવેલા ભાગોમાં સમિતિ સંબંધી ઉલ્લેખો છે, એ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે વૈદિક યુગના શરૂઆતના ભાગમાં નહિ, પણ પાછલા ભાગમા તેના અભ્યુદય સમયે સમિતિ હસ્તીમા આવી હોય. ઉચી પંક્તિનો વિવાદ, વિવાદ ચલાવવાનો અપ્રતિબદ્ધ હક્ક, બીજાઓના અભિપ્રાયને પોતાની તરફેણમાં ફેરવવા માટેની ચર્ચા ચલાવનારની આતુરતા એ સઘળા ઉપરથી એ કાળે વિદ્યાની ભારે વૃદ્ધિ થએલી હોવાનુ વ્યક્ત થાય છે.

સમિતિ ઉચ્ચ સ્થિતિએ પહોચ્યાનું એ ઉપરથી પણ જણાય છે કે સભા ( જેની ચર્ચા આપણે હવે કરીશું તે ) ની પેઠે સમિતિનો પણ પતિ અથવા ઈશાન પ્રમુખ હતો. જેમ કે, પારસ્કર ગૃહ્યસૂત્ર ( ૩. ૧૩. ૪. ) ના મંત્રમાં કહ્યું છે કે 'પરિષદનો પ્રમુખ (ઈશાન) પોતાની શક્તિમાં અજીત છે.'

ઉપર જણાવ્યું છે તેમ એ સ્પષ્ટ છે કે, સમસ્ત પ્રજા સમિતિમાં હાજર રહેતી ધારવામા આવતી, પણ પંચાલોની જે સમિતિમાં તત્વજ્ઞાનીઓ અને રાજનીતિનિપુણ પુરુષો બેસતા હતા, તે સમિતિમાં જ્યારે શ્વેતકેતુ ગયો ત્યારે પ્રતનિધિત્વના ઢંઇપણ નિયમ વિના આખી પ્રજા ખરેખર ત્યા હાજર હોય એ ભાગ્યે જ બને એવું છે. એમ ખુલ્લું માલમ પડે છે કે વૈદિક કાળમા પ્રતિનિધિત્વના સિદ્ધાંતની ખુબી પીછાનવામા આવી હતી અને તેનો અનેક રીતે અમલ થયો હતો. આપણે જાણીએ છીએ કે રાજ્યારોહણની ક્રિયા વખતે શહેર અથવા ગામનો મુખી અથવા ગ્રામણી પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે હાજર રહેતો; એ વખતે વેપારના પ્રતિનિધિઓ પણ હાજર રહેતા અથર્વવેદમાંના ભારત સ્તોત્રમાં આખા દેશની સમિતિ માટે ઉલ્લેખ આવે છે તે ઉપરથી જણાય છે કે ત્યાં સમસ્ત ગામો હાજર થએલાં એમ ગણવામાં આવતું. પ્રતિનિધિ ચુંટવાના કામ સારૂ આખું ગામ એકજ મં-

એ બીના સારી રીતે જાણીતી છે. શરયાત માનવ પોતાના ગ્રામ સાથે રખડતો ( શતપથ, ૪. ૧, ૫, ૨, ૭ ). પછીના સમયમા ધર્મશાસ્ત્રને લગતાં પુસ્તકો ઉપરથી જણાય છે કે 'ગામ' મુકદમા લડતું અને 'ગામ' ને દંડ પણ થતો. ગ્રામ બંધારણનું મૂળ ગ્રામણી હતો. ગામ પોતાના મુખીને એટલે ગ્રામણી ને નામે ઓળખાતું. તૈતિરિય સંહિતામા 'એકમત થવાની ઈચ્છાથી' સમસ્ત ગામ એકઠું થયાનું આપણે વાચીએ છીએ. શરૂઆતથી નહિ તો પણ પાછળથી સમિતિના બંધારણના પાયા તરીકે ગામ ગણાતું એ નક્કી છે.

સમિતિ ઘણા લાંબા કાળ સુધી જીવંત રહી હતી. અથર્વ વેદ (૭, ૧૨) ઉપરથી જણાય છે કે વૈદિક કાળમા સમિતિ ચિરંજીવ ગણાતી, અને પ્રજાપતિની પુત્રી તરીકે ઓળખાતી. આ ઉપરથી એમ કહી શકાય કે તે કાળે પણ એ ઘણી પ્રાચીન સંસ્થા ગણાતી હશે. ઋગવેદ, અથર્વવેદ તથા પાછળથી છાંદોગ્ય ઉપનિષદ (ઈ. સ. પૂ. ૮૦૦ અથવા ૭૦૦) ઉપરથી એવી સાબિતી મળે છે કે સમિતિ ઘણા લાંબા કાળ સુધી સજીવન રહી હતી. કેટલાક સૈકા સુધી અમલ ચલાવી વૈદિક કાળના પાછલા ભાગ પછી આ સંસ્થા વધારે કાળ જીવંત રહી નહિ અને જે યુગના છેલ્લા દર્શનમા સામ્રાજ્યો ખડા થયા તે યુગ સુધી ચાલુ રહી નહિ એમ પારસ્કર ગૃહ્યસૂત્ર (ઈ. સ. પૂ. ૫૦૦) ઉપરથી પુરવાર થાય છે. એ સૂત્રમાં સમિતિના અવશેષ તરીકે પરિષન અથવા પરક્ષત માટે ઉલ્લેખ છે (૩, ૧૩, ૪.). જાતક (ઈ. સ. પૂ. ૬૦૦) ના સમય અગાઉ સમિતિ અદશ્ય થાય છે. આ પ્રમાણે ઋગવેદના સહસ્ર સંવત્સરીના પાછલા ભાગથી શરૂ કરી આશરે ઈ. સ. પૂ. ૭૦૦ સુધીનો એટલે હજાર કે તેથી વધારે વર્ષ સુધીનો સમિતિનો જીવન ઇતિહાસ આપણને મળે છે. સામ્રાજ્યના યુગમા સ્વાભાવિક રીતે આપણને સમિતિ માટે ઉલ્લેખ મળતો નથી, પણ સમિતિ બંધ પડ્યા પછી ઉદ્ભવેલી બીજી સંસ્થા હસ્તીમા આવેલી જણાય છે. આ બાબત આપણને પ્રકરણ ૨૭મા વિશેષ માહિતી મળશે.

## પ્રકરણ ૩ જું

### સભા

વૈદિક કાળમા અને ત્યાર પછીના સમયમાં રાજ્યધારણને લગતી બીજી ઉત્કૃષ્ટ વ્યવસ્થા હસ્તીમા આવી હતી. એ સભાને નામે ઓળખાતી અને સમિતિની ભગિની, પ્રજાપતિની બે પુત્રીઓમાંની એક તરીકે કહેવાતી. એ સંસ્થા પણ લોકપ્રિય હતી અને એ સાથે સહકારથી વર્તવા માટેના અથર્વ વેદમાંના સ્તોત્ર ઉપરથી જણાય છે કે જેવી રીતે સમિતિમાં મતભેદ પડે એ માટે અણગમો દર્શાવવામાં આવતો તેવી જ રીતે સભાના સંબંધમા પણ હતું. સભા નરિષ્ટાને નામે ઓળખાતી. સાયણ નરિષ્ટાનો ખુલાસો "તોડી અથવા ભંગ કરી ન શકાય એવો ઘણાઓનો ઠરાવ" એવો આપે છે. આ ઉપરથી ભાષણકર્તા એવી ઈચ્છા દર્શાવે છે કે 'અહીં એકઠા મળી જેઓ સઘળા બેમે છે તેઓ મારા વિચારને અનુકૂળ આવે એવું ભાષણ કરશે.' આ પ્રમાણે સભામા છૂટથી વાદવિવાદ થતો અને સભાનો ઠરાવ સઘળાઓ બંધનકારક અને ન તોડાય એવો ગણતા. પ્રત્યક્ષ રીતે સભા સમિતિના જેટલીજ અગત્યતા ભોગવતી.

એટલું તો નક્કી છે કે એને સમિતિ સાથે સંબંધ હતો, પણ સાધનો મળે છે તે ઉપરથી એ સંબંધ ચોક્કસ રીતે કેવો હતો તેનો નિર્ણય થઇ શકતો નથી. કદાચ એ ચુંટી કહાડેલા માણસોનું હમેશનું સ્થાયી મંડળ હતું અને સમિતિની સત્તા હેઠળ કામ કરતું. શબ્દશઃ સભાનો અર્થ 'સાથે પ્રકાશ પામના પુરૂષોનું મંડળ' એવો થતો, એટલે જેઓને એમાં બેસવા અધિકાર હતો તેઓ સઘળા તેજસ્વી હતા. એ સઘળા માટે પ્રત્યક્ષ ઉલ્લેખ અથર્વ વેદમાં છે, અને તેઓ પ્રત્યે ખાસ માન દર્શાવવામાં આવતું. સભાના પ્રમુખને સભા-

પતિ કહેતા. એમ લાગે છે કે સભામા વૃદ્ધ પુરૂષો રહેતા. વહીવટી સત્તા ભોગવનારા બીજાં પ્રાચીન મંડળોમાં વૃદ્ધ તથા 'પિતા'ની સભા હોવાનુ આપણે જાણીએ છીએ.

સભાનો એકજ અધિકાર સ્પષ્ટ જણાય છે. તે રાષ્ટ્રના ન્યાયાધિશ તરીકે કામ કરતી. પારસ્કર ગૃહ્યસૂત્રમા સભાને નાદ (કષ્ટ) અને ત્વિષ (બળાત્કાર) કહી છે. જેવી રીતે હમણા ફોજદારી વિશેષણ ન્યાયાધિશને લગાડવામા આવે છે તેમ ગુન્હેગારને કષ્ટ અને સંકટ ભોગવવા પડતા હોવાથી સભાને માટે એ નામો વપરાયા હશે. શુક્લ યજુર્વેદના પુરૂષમેધમા સભાચર (સભામા જનાર) નો જાણે ન્યાયની વેદી ઉપર ભોગ આપવામા આવતો એમ જણાવ્યું છે. વળી ઋગવેદ (૧૦–૭૧–૧૦) મા જણાવ્યુ છે કે સભામાથી યશ મેળવી પાછા ફરેલા શખસના મિત્રો આનંદી અને હર્ષિત થતા તથા તે શખસ પોતે દોષ મુક્ત થતો. સભામા થએલા પાપો માટે લોકો પશ્ચાત્તાપ કરતા એમ શુક્લ યજુર્વેદમા ઉલ્લેખ છે.

જાતકમા એક સ્મારક ચરણ જળવાઈ રહ્યુ છે. તેમા જણાવવામા આવ્યુ છે કે જે સભામા સતો ન હોય તે સભા ગણાય નહિ, જે લોકો ધર્મ (ન્યાય) છૂટથી આપતા નથી તેઓ ભલા લોકો નથી, અને જેઓ પોતાના જાતિવિચારો દૂર રાખે છે અને ન્યાય છૂટથી આપે છે તેઓ ભલા લોકો છે.

વૈદિક સાહિત્યમા સભા શબ્દ જુદા જુદા અર્થમા વપરાયો છે, જેમકે મંડપ, મકાન, સટો ખેલવાનો મંડપ અને રાજદરબાર. એ રાજ્યધારણને લગતી સંસ્થા હોવાના સંબંધમા ઋગ્વેદમા (૧૦. ૭૧. ૧૦) પાછલા કાળનુ એકજ વચન છે અને તે બાબત આપણે ઉપર નોધ કરી ગયા છીએ. આથી સમિતિની માફક સભા પણ ઋગવેદના સૌથી પાછલા ભાગમા હસ્તીમા આવેલી ગણી શકાય. એણે સમિતિની સાથે સાથે લાબુ આયુષ્ય ભોગવ્યુ હતું. આપણે આગળ જોઇશું તેમ જ્યારે રાજાધિરાજના હાથમાં

સામ્રાજ્યની સત્તા એકઠી થઈ ત્યારે પણ રાજાની ન્યાય સભામાં લૌકિક મૂળના કેટલાક તત્વો જળવાઈ ગયા હતા અને ન્યાયનો વહીવટ કરવામા કેટલાક અગત્યના લૌકિક લક્ષણો દશ્ય થતા હતા.

વૈદિક કાળમા માત્ર સમિતિ અને સમાજ લોકમાન્ય સસ્થા નહોતી લોકોના ધાર્મિક જીવનની વ્યવસ્થા વિદથ મ ડળ કરતુ એ મ ડળ સમિતિ પહેલા અસ્તિત્વમા આવ્યાનુ જણાય છે. વિદથ મ ડળ ગન્ય, સૈન્ય અને ધર્મ સ બ ધના અધિકારો ભોગવતુ એમ માનમ પડે છે એથી આ મૂળ સર્વપ્રિય મ ડળમાથી સભા, સમિતિ અને સેના ઉદ્દભવી હોય જુના કાળમા આની પ્રજા શસ્ત્રથી સ જ્જ રહેતી. એ પ્રજા સેનાને નામે ઓળખાતી અને ખુલી રીતે ગજ્ય ધારણના એક અ ગ તરીકે પોતાનુ કર્તવ્ય કરી જતી

સેનાને લગતી વિશેષ માહિતી હજી મળી નથી એટલે તે મ બ ધી વધારે ચર્ચામા આપણે ઉતરીશુ નહિ, કારણ હિ દુ સમયના રાજ-બ ધારણના એ વિભાગ કરતા વહીવટને લગતી વ્યવસ્થા સાથે આપણો વિશેષ સ બ ધ છે

પાછના સમયમા કેળવણી માટેની જુદી વ્યવસ્થા ચરણ નામની સ સ્થા મારફત થતી. વૈદિક સમયની આ એક જાતની સમાજ હતી એમ સ્પષ્ટ જણાય છે કે સામાન્ય રાષ્ટ્રીય પરિષદ અથવા સમિતિમાથી વિદ્યા પરિષદ જુદી પડી ગઈ હતી. એ જ પ્રમાણે આર્થિક જીવન વેપારીમ ઘ તથા સ ઘના વેપારીઓ મારફત વ્યક્ત થતું આ સ સ્થાઓ હસ્તીમા હોવાનુ જાતક તથા ધર્મસૂત્ર ઉપરથી જણાય છે વેદની પછીના કાળમા આની ભિન્ન ભિન્ન સસ્થાઓ મારફત રાષ્ટ્ર જીવન દોરાતુ એ સસ્થાઓ સ પૂર્ણ રીતે સ્વતત્ર હોઇ સર્વ બાબતમા કુલ અધિકાર ભોગવતી અને આ અધિકાર પ્રમાણે અમલ કરવામા સામાજિક સસ્થાઓની વૈદિક પર પરા ખરેખર જીવ ત રહેતી.

---

# પ્રકરણ ૪ થું

## હિંદુ પ્રજાતંત્રનો ઉદય તથા એ માટેની હિંદુ સંજ્ઞા

છેલ્લી કંડિકામાં આપણે જોઈ ગયા તેમ વેદની પછીના યુગમાં પણ લોકોએ પોતાની સજાતીય સ્વરાજ્ય પદ્ધતિ ઉપર ચાલતી સંસ્થાઓ ચાલુ રાખી હતી. તેનું બીજું દૃષ્ટાંત હિંદુ પ્રજાતંત્ર ઉપરથી મળે છે. વેદના શરૂઆતના કાળમાં માત્ર એકાધિપત્ય મારફત દેશનો અમલ ચાલતો. પણ વેદની પછીના યુગમાં આ વિધિપૂર્વક ચાલતા રાજ્યબંધારણ કરતા જુદો માર્ગ સ્વીકારવામાં આવ્યો હતો; અને મેગાસ્થનિસ કહે છે તેમ જુદે જુદે સ્થળે એકાધિપત્યનો ઉચ્છેદ કરવામાં આવ્યો અને પ્રજાતંત્રનો અમલ શરૂ થયો. હિંદુ રાજ્યાધિકારની તપાસ લેતી વખતે આપણે જોઈશું તે પ્રમાણે મહાભારત પણ વૈદિક કાળમાં ફક્ત રાજાધિરાજ પ્રમાણે દેશનો વહિવટ ચલાવાતો હોવાનું જણાવે છે. ઋગ તથા અથર્વ વેદની ઋચાઓ, મહાભારતમાં દર્શાવેલા વિચાર; તથા ઇ. સ. પૂ. ચોથા સૈકામાં હિંદુસ્તાનમાં મેગાસ્થનિસને કાને આવેલી પરંપરા એ સઘળાં ઉપરથી એમ ઠરે છે કે રાજાધિરાજ પછી ઘણે કાળે તથા વેદના શરૂઆતના સમય પછી દેશનો અમલ ચલાવવા માટે પ્રજાતંત્રનું બંધારણ હિંદુસ્તાનમાં દાખલ થયું હતું. આ પાછલા બંધારણનો ઉલ્લેખ વૈદિક કાળના પાછલા સાહિત્યમાં, ઋગ્વેદના ઐતરિય બ્રાહ્મણમાં, યજુર્વેદમાં તથા તેના તૈત્તિરિય બ્રાહ્મણમાં છે. સગવડ તથા સ્પષ્ટતાને ખાતર, પાછલા ઇતિહાસમાં વધારે સારી રીતે જણાએલા દાખલાઓ આપ્યા પછી, આ ગ્રંથોમાં દર્શાવેલાં પ્રજાતંત્રને લગતાં રાજ્યબંધારણની તપાસ આપણે લઈશું.

રાજા વિના દેશનો કારભાર ચલાવવાનાં સ્વરૂપવાળાં હિંદુ રાજ્યો, હિંદુ પ્રજાના રાજ્યબંધારણના ઇતિહાસમાં અગત્યનું સ્થાન રોકે છે. માટે આપણે તેની ચર્ચા કરવામાં ખાસ ધ્યાન રાખીશું.

બૌદ્ધ સમયના હિંદુસ્તાન ( Buddhist India ) નામના પુસ્તકમાં પ્રોફેસર રીઝ ડેવિડસે પુરવાર કરી બતાવ્યું છે કે બુદ્ધ તથા એના પાડોશીઓના પ્રદેશમાં પ્રજાતંત્રના સ્વરૂપનું રાજ્યબંધારણ પ્રચલિત હતું. પરંતુ હિંદુ પ્રજાતંત્ર માટે વપરાતી વિશિષ્ટ સંજ્ઞાઓ આપણા સાહિત્યમાં જડી આવ્યાનું જણાવવામાં આવ્યું નથી. આમાંની ગણ સંજ્ઞા તરફ મારું ધ્યાન પ્રથમ ખેંચાયું હતું. હિંદુ સાહિત્યના જૈન વિભાગના આચારાંગ સૂત્ર માં ( ૨ ૩ ૧.૧૦ ) દારજ્જાણિ તથા ગણરાયાણિ નામની સંજ્ઞા મારા જોવામાં આવી ત્યારે મને લાગ્યું કે એ ઉપરથી કદાચ રાજ્યબંધારણની વ્યાખ્યા મળશે. દોરજ્જાણિ એટલે જે રાજ્યનો અમલ બે રાજાઓના હાથમાં હોય તે, તે જ પ્રમાણે ગણરાયાણિ એટલે ગણ અથવા સંખ્યાબંધ માણસો જે રાજ્યનો અમલ ચલાવે તે રાજ્યો. બીજે સ્થળે ગણરાજ્ય ને માટે એ જ ગણ નામ વપરાએલો માલમ પડ્યો છે. વિશેષ તપાસને પરિણામે મારી આ ધારણાને પુષ્ટિ આપે એવા પ્રમાણો મળ્યા છે કે ગણ સંજ્ઞા પ્રજાતંત્રના અર્થમાં વપરાતી અને તે સમયે એનો જે અર્થ પ્રચલિત હતો ( એટલે ફ્લીટ અને બીજાઓએ કરેલો અર્થ 'જાત,' તથા બુહ્લરે કરેલો અર્થ 'વેપારીઓ અથવા કારીગરનો સંઘ' ) તે ખોટો હતો. મને વિશેષ માલમ પડ્યું છે કે એ જ અર્થ દર્શાવવા બીજી સંજ્ઞા પણ વપરાતી. જે પ્રમાણો ઉપરથી આ નિર્ણય ઉપર હું આવ્યો છું તેમાંના કેટલાક સને ૧૯૧૩ના મોડર્ન રીવ્યુમાં આ વિષયને લગતા મારા નિબંધમાં દર્શાવી ગયો છું. ત્યાર પછી મને નવા પ્રમાણો જડ્યા છે તે ઉપરથી આ બન્ને સંજ્ઞાના અર્થ બાબત વિશેષ માહિતી મળે છે.

ગણનો શુદ્ધ અને ચોક્ખો અર્થ શું થાય છે એ નક્કી કરવાનું જરૂરનું છે. એનો અર્થ 'સંખ્યા' થાય છે. એટલે ગણરાજ્યનો અર્થ સંખ્યાનો અમલ અથવા ઘણાનો અમલ થાય. અહીં આપણને બૌદ્ધ નિયમની મદદ મળે છે. સાધુઓની સંખ્યા કેવી રીતે ગણવી એમ બુદ્ધને પૂછવામાં આવ્યું હતું (महावग्ग २. १८)—"તે વખતે

ભિક્ષા લેવા નીકળેલા ભિક્ષુકોને લોકોએ પૂછ્યું: પૂજ્ય મહારાયો, ભિક્ષુકો કેટલા છે? ભિક્ષુકોએ જવાબ આપ્યો કે અમને તેની ખબર નથી. આથી "લોકો વિમાસણમા પડ્યા...તેઓએ આ બાબત પૂજ્ય સ્વરૂપને કહી." બુદ્ધે કહ્યું: "હું કહું છું કે, એ ભિક્ષુકો, ઉપોષણને દિવસે ગણમાં વપરાતી પદ્ધત પ્રમાણે તમેજ (ભિક્ષુકોની) ગણતરી કરો, અથવા તમે મતની ચીઠ્ઠીઓ (सलाका) લો."

સભામા એકઠા મળેલા ભિક્ષુકોની ગણતરી ગણમા અનુસરવામા આવે છે તેવી મત ગણવાની રીત પ્રમાણે, અથવા ચીઠ્ઠીઓ ઉપર મત લખી તે ચીઠ્ઠીઓ એકઠી કરવાની રીત પ્રમાણે કરવાની હતી. આ સંબંધમાં આપણે પાણિ નિયમમાં આવેલી ગણપૂરક સંજ્ઞાનો અર્થ તપાસીએ. સભા પોતાનું નિયમસરનું કામ શરૂ કરવા માટે તે અગાઉ તેમાં કામ કરવા સારૂ નિયમ પ્રમાણે જોઇએ તેટલા સભ્યો મળ્યા છે કે નહિ તે તપાસનાર અમલદારને ગણપૂરક કહેતા. એનો અક્ષરશઃ અર્થ ગણ પૂર્ણ કરનાર થાય છે. ગણમાં હાજર રહેતા સભાસદોની સંખ્યા અથવા 'ગણતરી' ઉપરથી એનો અર્થ રાજસભા અથવા રાજમંડળ થયો હતો. આથી ગણરાજ્ય નો અર્થ રાજસભા અથવા રાજમંડળ મારફત ચાલતો અમલ રતો, ગણનો ગૌણ અર્થ રાજસભા અથવા મંત્રિસભા થયો, અને એ મારફત પ્રજાતંત્ર ચલાવાતુ હોવાથી ગણ શબ્દ પ્રજાતંત્ર માટેજ વપરાવા લાગ્યો.

સઘ શબ્દની રચના વિષે ચર્ચા કરતા પાણિનિ કહે છે કે સંઘ શબ્દ ગણ ના અર્થમાં વપરાય છે. જ્યારે પ્રત્યેક છુટા સંઘ માટે ઉલ્લેખ કરવો પડે છે ત્યારે પાણિનિ જે સમાજો પ્રજાતંત્ર ભોગવતાં એમ શિલાલેખ અથવા બીજાં જ પ્રમાણો ઉપરથી જાણવામાં આવ્યુ હતું તે સમાજોના નામો ગણાવે છે. એના સમયમા સંઘ અને ગણ એ શબ્દો સમાનાર્થે વપરાતા અને ધાર્મિક સંઘ વિશેષ જાણીતો થએલો જણાતો નથી. આપણે આગળ જોઇશું તે પ્રમાણે આ સંઘ માત્ર રાજ્યદ્વારી સંઘના અનુકરણરૂપે હતો. જે મંડળોમાં પ્રજાતંત્રનાં ધોરણ ઉપર અમલ ચાલતો

એમ સારી રીતે જાણીતું હતું. તે મંડળોને કૌટિલ્ય સંઘ કહે છે. આ ઉપરથી સંઘ નો મૂળ અર્થ પ્રજાતંત્ર થનો એમાં શંકા લેવાને વિશેષ કારણ રહેતું નથી. બુદ્ધ ધર્મને લગતો સૌથી પ્રાચીન ગ્રંથ પાલિ પિટક આ અનુમાનને પુષ્ટિ આપે છે. પાણિનિ માફક મજ્જિમ નિકાય ( ૧. ૪. ૫. ૩૫ ) સંઘ અને ગણ એ બન્ને શબ્દો બુદ્ધના સમયનાં પ્રજાતંત્રના અર્થમાં વાપરે છે. તે સમયે પ્રજાતંત્રને સંઘ તથા ગણ કહેતા અને ધાર્મિક સમાજના ગૌણ અર્થમાં એ સંજ્ઞાઓ તરતજ વપરાવા માંડતી હતી.

ગણ સંજ્ઞા શાસનનું સ્વરૂપ દર્શાવતી અને સંઘ શબ્દ રાજ્ય માટે વપરાતો. પતંજલિ કહે છે તેમ સંઘ એકત્ર મંડળ ( સંહનન ) હોવાથી તેનો અર્થ આ પ્રમાણે કરવામાં આવે છે. આપણે આગળ જોઇશું તે પ્રમાણે સંઘ સંયુક્ત રાજદ્વારી મંડળ હોવાથી રાજા અથવા સનદ અનુસાર સ્થાએલાં મંડળોની માફક એને વિશિષ્ટ સંજ્ઞા વાપરવા અધિકાર રહેતો.

મોનિઅર–વિલિઅમ્સના સંસ્કૃત–અંગ્રેજી કોષમાં ગણ નો અર્થ જાતિ કરવામાં આવેલો તે આ સંબંધમાં મારા વિચારો બહાર પડતાં થએલી ચર્ચાને અંતે છોડી દેવામાં આવ્યો છે.

જો કે પાણિનિએ સંઘ અને ગણ એકજ અર્થમાં વાપર્યા છે તોપણ કોઇ એમ ન કહી શકે કે સંઘને જાતિ સાથે કંઈ સંબંધ છે. વળી નવા ગણ બંધાતા હોવાનું આપણે વાંચીએ છીએ તે ઉપરથી શું નવી જાતિઓ બંધાતી હતી એમ સમજવું ? આવો અર્થ ભાગ્યેજ આપણી સમજમાં ઉતરી શકે.

જાતક પુ. ૧–૨ માં જે સ્થળે શ્રાવસ્તિમાં લોકો બુદ્ધ પંથના ભિક્ષુકોનું આતિથ્ય કેવી રીતે કરતા તેના કરવામાં આવેલાં વર્ણન ઉપરથી ગણનો અર્થ બેસાડવામાં ઘણી સહાય મળે છે. કેટલીક વેળા ત્રણ ચાર કુટુંબો, કેટલેક પ્રસંગે આખા લત્તાના લોકો, અન્ય પ્રસંગે ઘણા લોકો ગણબંધનના ધોરણ અનુસાર, એકત્ર થઈ ભિક્ષુકોનાં

ભોજનની વ્યવસ્થા કરતા. અહિં ગણ નો ખરો અર્થ સભા અથવા મંડળ હોય એમ સ્પષ્ટ થાય છે. જાતીય તથા પ્રાથમિક બંધારણથી જુદા પડતા ગણ બંધારણનુ કૃત્રિમ સ્વરૂપ બંધન શબ્દ ઉપરથી જણાઈ આવે છે.

મહાભારતના શાંતિપર્વના પ્રકરણ ૧૦૭ મા ગણના લક્ષણ સૌથી સ્પષ્ટ શબ્દોમા વર્ણવેલા હોવાથી એ આખા પ્રકરણનું ભાષાન્તર પ્રકરણ ૧૪ મા આપ્યુ છે. એ ઉપરથી જણાય છે કે પરરાજ્યો સાથેની રાજનીતિ સફળ રીતે પાર પાડવા માટે, તીજોરી ભરેલી રાખવા માટે, સુસજ્જિત સેના માટે, વિગ્રહમાં તેમની કુશળતા માટે, યોગ્ય ધારાધોરણ માટે તથા વ્યવસ્થાપૂર્વક અમલ ચલાવવા માટે આ ગણ ખ્યાતિ પામ્યાં હતા. મંત્ર અથવા રાજનીતિ માટે તેમજ ગણના મોટી સંખ્યાના સભ્યો એ રાજનીતિની ચર્ચા કરતા તે માટે એમાં ઉલ્લેખ છે. અન્ય ઉપરાંત આ લક્ષણો કોઈ જાતિને અથવા વેપારીઓના સંઘને લાગુ પડે એવા નથી; પણ સભા મારફત ચલાવવામાં આવતાં રાજ્ય અથવા પ્રજાતંત્રની સંસ્થા તરીકે ગણને સર્વ રીતે એ લાગુ પડે છે. એનો સામાન્ય અર્થ સભા તથા વિશિષ્ટ અર્થ સભા મારફત ચલાવવામા આવતું રાજ્ય અથવા પ્રજાતંત્ર થાય છે.

ન્યાયશાસ્ત્રના ગ્રંથો ઉપર ભાષ્ય લખનારાઓના સમયમા રાજદ્વારી સંસ્થાઓ તરીકે ગણ અસ્તિત્વ ભોગવતા ઘણા કાળથી બંધ પડ્યા હતા, છતાં એ ભાષ્યકારોએ તેમને જાતિ તરીકે ગણી કઢાડવાની ભૂલ કરી નથી. તેઓ એને કૃત્રિમ મંડળો અથવા સભાઓ ગણે છે. નારદ ગણ ને સાથે સાથે રહેનારાઓનો સમૂહ માને છે એમ ડૉ. જોલીના ભાષાન્તર ઉપરથી જણાય છે. નારદનું ભાષાંતર કરતા, ડૉ. જૉલી ગણ માટે ' સમૂહ ' તથા ગણ ધર્મ માટે ' મંડળ તરફથી ' એ શબ્દો વાપરે છે.

ગુપ્ત સમયના શરૂઆતના ભાગમાં (ઘણુંકરીને ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં) થઈ ગએલા અમરે પોતાના કોશમાં રાજક તથા રાજન્યક જેવી રાજ્યધારણને લગતી સંજ્ઞાના અર્થ અનુક્રમે રાજાઓના ગણ તથા ક્ષત્રિઓ (સામાન્ય રાજકર્તાઓ) ના ગણ એવા કર્યા છે.

અવદાન શતકમાં ગણના તથા નરેન્દ્રના અમલ વચ્ચે વિરોધ બતાવવામાં આવ્યો છે. બુદ્ધના સમયમાં ઉત્તર હિંદુસ્તાનના મધ્ય પ્રદેશમાંના વેપારીઓ દક્ષિણમાં ગયા હતા. દક્ષિણના રાજાએ તેમને પૂછ્યું, 'ગૃહસ્થ વેપારીઓ, ત્યાં (ઉત્તર હિંદુસ્તાનમાં) કયો રાજા છે?' ત્યારે તેમણે જવાબ આપ્યો —

'નામદાર, કેટલાક દેશો ગણને આધીન છે અને કેટલાક રાજાને આધીન છે.'

અહિં રાજાના તથા ગણના અમલ વચ્ચે તફાવત બતાવવામાં આવ્યો છે, અને રાજાના અમલથી ભિન્ન પડે એવો અમલ પ્રજાતંત્રનોજ હોઈ શકે.

એક જૈન ગ્રંથ ગણનો અર્થ સમજાવતાં કહે છે કે મનુષ્ય સમાજના સંઘમાં બુદ્ધિ તથા ચૈતન્ય જેનામાં મુખ્ય લક્ષણ તરીકે હોય એવો સમૂહ તે ગણ છે. એ વચનમાં દર્શાવ્યા પ્રમાણે એ સંજ્ઞાનો ગૌણ અર્થ પણ કરવામાં આવે છે. એ સંજ્ઞા ખરા અર્થમાં વપરાયાના દાખલા આ પ્રમાણે છે (આપણે હમણાં જોઈશું તેમ પ્રજાતંત્ર લોકોની એમ જાણીતી થએલી) મલ્લ (નામની સમાજ) નો ગણ અને પુગનો ગણ એટલે પુગ નામનું મંડળ (જુઓ પૈરા વિશેનું પ્રકરણ ૧૮ મું). ગૌણ અર્થના દાખલા તરીકે ભાષ્યકાર વસુઓ (વસુ દેવો) નો ગણ આપે છે. સમાજને લગતો ન હોય એવો ઉપયોગ એ સંજ્ઞાનો ગણિતશાસ્ત્રમાં થાય છે (સ્વરગણ). ભાષ્યમાં જણાવ્યા પ્રમાણે રાજ્યધારણને લગતા ન હોય એવા ગણમાં (સમૂહ અથવા ભેગી મળેલી) બુદ્ધિ તથા હેતુનો અભાવ રહે છે, જેમકે વસુગણ (વસુદેવો) બીજી રીતે કહીએ તો રાજ્યધારણને લગતા ન

હોય એવા મંડળ માટે એ સંજ્ઞા વપરાતી નથી એમ સ્પષ્ટપણે જણાવવામાં આવે છે. રાજ્યધારણને લગનો ગણ ખરો ગણ છે, અને જૈન ગ્રંથકારના અભિપ્રાય મુજબ તેનામાં બુદ્ધિ હોય છે, અને મહા લોકોની રાજકીય સભા અથવા સંગઠીત પૌર સમાજના મંડળ જેવો ચૈતન્યવાળા માણસોનો વ્યવસ્થિત રીતે બંધાયલો સમૂહ છે. એ સંગઠીત સમૂહ હોવાથી ગમે તેમ અચાનક એકઠા મળેલાં મંડળથી તે જુદો પડે છે.

આ અવતરણ, તેમજ ગણ ઉપરનું મહાભારતમાંનું ભાષ્ય, જાતક તથા અવદાનમાંના ઉલ્લેખો તથા પાણિનિએ સંઘ તથા ગણનો કરેલો સમાનાર્થ એ સઘળા ઉપરથી ગણ ના ખરા અર્થ માટે કંઈ પણ શક રહેતો નથી.

હવે આપણે સંજ્ઞાની ચર્ચા બંધ કરી ખુદ પ્રજાતંત્રની ચર્ચા શરૂ કરીશું.

## પ્રકરણ ૫ મું

## પાણિનિએ વર્ણવેલાં પ્રજાતંત્ર

પાણિનિ પોતાના સમયના એટલે આસરે ઈ. સ. પૂ. ૫૦૦ ના અરસામાના હિંદુ પ્રજાતંત્રના સંબંધમા ઘણી ઉપયોગી માહિતી આપે છે. સંઘ સાથે સંબંધ ધરાવતા શબ્દોની રચના માટે એ કેટલાક નિયમો દર્શાવે છે. આમાંના ઘણા નિયમો ઉપરથી પાણિનિના સમકાલીન ગ્રંથકારો વિદ્યમાન પ્રજાતંત્રને કેટલાં અગત્યનાં ગણતા એ જણાઇ આવે છે. તે સમયના વિચારોને અનુસરી રચાએલી અન્ય સંસ્થાઓની પેઠે પ્રજાતંત્ર તરફ પણ વૈયાકરણોનું લક્ષ ખેંચાયુ હતું.

વિશેષમાં પાણિનિ પોતાના સમયનાં પ્રજાતંત્ર દેશના કયા ભાગમાં આવેલાં હતાં તે જણાવે છે તથા તેમનું ક્ષેત્રફળ આપે છે.

આપણે ઉપર જોઈ ગયા તેમ પાણિનિના અભિપ્રાય મુજબ રાજદ્વારી સંઘ, એટલે ગણ અથવા પ્રજાતંત્ર માટે, સંઘ પારિભાષિક શબ્દ હતો. ધાર્મિક સંઘની એને ખબર હોય એમ લાગતું નથી. પાણિનિના સમયમાં બુદ્ધ તથા જૈન સંઘ હસ્તીમાં નહોતા (અને જો તેમ ગણીએ તો પાણિનિનો સમય આસરે ઈ. સ. પૂ. ૬૦૦ લેવો પડે.) અથવા તેમણે વિશેષ અગત્ય પ્રાપ્ત કરી નહોતી. પાણિનિની માફક કાત્યાયનને પણ સંઘ શબ્દ પારિભાષિક અર્થમાં વપરાએલો માલૂમ પડ્યો હશે, કારણ એ પાણિનિના સૂત્ર ૩.૩.૮૬ ઉપરની ટીકામાં કંઈ ભિન્ન મત દર્શાવતો નથી. કૌટિલ્ય (ઈ. સ. પૂ. ૩૦૦) પણ એજ અર્થ કરે છે, છતાં સાથે સાથે તે સમાજના સામાન્ય અર્થમાં પણ એ શબ્દ વાપરે છે.

વાહીક દેશના સંઘોના સંબંધમાં પાણિનિ સૂત્રો ૫. ૩. ૧૧૪ થી ૧૧૭ માં તદ્ધિત નિયમો આપે છે. આ નિયમ અનુસાર કોઈપણ સંઘના સભ્યોના નામ બોલવામાં આવતા તેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા બીજી જાતના જણાઈ આવતા. સારી પેઠે જાણીતી થએલી માલવ જાતિનો દાખલો લઈએ તો માલવ સંઘના અબ્રાહ્મણ તથા અક્ષત્રિય સભ્યને માલવ્યઃ અને ક્ષત્રિયને માલવઃ કહેવામાં આવતો; બન્નેનું બહુવચન માલવાઃ થતું. આ ઉપરથી એટલું વ્યક્ત થાય છે કે તે સમયે લોકો ભટકતા ટોળા નહોતા પણ કંઈ સંસ્કારી સ્થિતિએ આવ્યા હતા.

કાત્યાયન પાણિનિના સૂત્ર ૪. ૧. ૧૬૮ ઉપર ટીકા કરતા કહે છે કે ક્ષત્રિયની રાષ્ટ્રીય સંજ્ઞા ઉપરથી સાધિત શબ્દ બનાવવા માટેનો (અન પ્રત્યયનો) નિયમ ક્ષત્રિય કોઈ સંઘનો સભ્ય ન હોય તોજ લાગુ પડે છે. કારણ एकराज्य (monarchy, માટેજ આ નિયમ ઉપયોગમાં લેવામાં આવે છે.

આ સઘળી ઉપરથી એટલો સાર ખેંચી શકાય છે કે સંઘ અને एकराज्य વચ્ચે ફેર છે, અને संघ અથવા હિંદુ પ્રજાતંત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા બીજી જાતના સભ્યો સભ્ય તરીકે હતા એટલે સંઘનું બંધારણ અમુક જાત અથવા ટોળી ઉપર રચાયું નહોતું.

પાણિનિ હેઠળ લખ્યા પ્રમાણેના संघ અથવા પ્રજાતંત્રના નામો આપે છે.—

૧ वृक, ૨ दामनि ( અને બીજાઓ ), ૩ થી ૮ त्रिगर्त-षष्ठ અથવા ૭ त्रिगर्तના સંઘ. કોઈ પ્રાચીન સૂત્રને આધારે काशिकाમાં એના નામ આ પ્રમાણે આપ્યાં છે —

(અ) कौण्डोपरथाः (આ) दाण्डकी. (ઇ) क्रौष्टकि (ઈ) जालमानिः (ઉ) ब्राह्मगुप्तः અને (ઊ) जानकिः

૯ यौधेय અને બીજાઓ; અને ૧૦ पर्श्व અને બીજાઓ. પાણિનિ આ સઘળાને आयुधजीविसंघ કહે છે. ત્યારે કૌટિલ્ય એને शस्त्रोपजीविसंघ કહે છે. આનો અર્થ શો ? મેં પ્રથમ દ્દષ્ટિએ આનો અર્થ 'સૈનિક તરીકે પોતાનું ગુજરાન ચલાવે એવા માણસો' કર્યો હતો અને બીજાઓ પણ સ્વાભાવિક રીતે તેમ કરવા પ્રેરાયા હતા.

પરંતુ બે કારણોને લઇને આ અર્થ ટકી શકતો નથી. અર્થ-શાસ્ત્ર शस्त्रोपजीविसंघ અને राजशब्दोपजीविसंघને એક બીજાથી ભિન્ન ગણે છે, અને કૌટિલ્યએ કરેલા વિશેષ વિવેચન ઉપરથી જણાય છે કે આ પાછલા સંઘને એ राजन् ની ઉપાધિ ( इल्द ) ધારણ કરનારા ગવર્નરોના તાબામાં હોવાનું કહે છે. શિલાલેખો, સિક્કા તથા સાહિત્ય ઉપરથી આપણે જાણીએ છીએ કે કેટલાક હિંદી પ્રજાતંત્રના ચુંટી કહાડાએલા અથવા નિમાએલા રાજ્યકર્તાઓએ આ ઉપાધિ ધારણ કરી હતી હવે અદિ उपजीविनો અર્થ કશા ઉપર નિર્વાહ ચલાવવો એવો થઈ શકે નહિ. કારણ પ્રજાતંત્ર કંઇ રાજાની ઉપા-ધિથી જીવન ચલાવી શકતું નથી. કૌટિલ્યના બન્ને વર્ગના પ્રજાતંત્રો

સંબંધમાં આને એવો ઉપજીવનો બીજો અર્થ કરવું, પાળવું, અદા કરવું એ છે જેમકે મનુએ (૧૦, ૭૪ મા) બ્રાહ્મણને ૭ કર્મ કરવાનું કહ્યું છે, એ કર્મમાં દાન પણ આવી જાય છે. આ અર્થમાં ઉપજીવિન્ શબ્દ ઉપરથી એવો ખુલાસો મળે છે કે શસ્ત્રોપજીવિન્ ને નામે ઓળખાતા સંઘના માણસો લશ્કરી કળા અથવા સૈનિકનો ધંધો કરતા, અને રાજશબ્દોપજીવિન્ ને નામે ઓળખાતા સંઘના માણસો નિયમિત રીતે રાજાની ઉપાધિ ધારણ કરતા. બીજી રીતે કહીએ તો આ બન્ને સંઘના સ્વરૂપ અનુસાર એકના સભ્યોને સૈનિક કળામાં નિપુણ થવું પડતું ત્યારે બીજાના રાજકર્તાઓને અથવા વિશેષ અધિકારવાળા દરેક સભ્યને રાજાની ઉપાધિ ધારણ કરવી પડતી.

મેસીડોનિયાના ગ્રંથકારોએ આવા ઘણા પ્રજાતંત્રના વર્ણન આપ્યા છે તેમાં વૈયાકરણીઓના 'સૈનિક' (આયુધજીવિન્ અથવા શસ્ત્રોપજીવિન્) સંઘો એટલે ક્ષુદ્રકો તથા માલવોના સંઘનો દાખલો છે. એમના પ્રદેશ તથા વસતી વિશાળ હતા. એમના રાજ્યમાં અનેક ઘણા ધનાઢ્ય શહેરો હતા. ગ્રીક ગ્રંથકારોએ આપેલી હકીકતમાં આ સંઘોમાં કોઈ પણ પ્રકારે લાભ દૃષ્ટિએ જીવન ગાળવામાં આ વાતનું જણાવવામાં આવ્યું નથી. એ સંઘો વિસ્તૃત સાર્વભૌમ રાજ્યો હતા તેઓ તેમના માટે ખ્યાતિ પામેલા, સર્વ રીતે આબાદ તથા વ્યવસ્થાપૂર્વક સંગઠાયેલા હતા. આયુધજીવિન્‌ને મળતા આવે એવા લક્ષણ આ સંઘમાં હોવાનું આ ગ્રંથકારો કહે છે, અને તેઓના પ્રમાણ આપણે ઉપર કરેલા અર્થ સાથે સંબંધમાં આવે છે. તેઓ કહે છે કે આ સ્વતંત્ર સમાજો પોતાની સૈનિક કળાને માટે ભારે ખ્યાતિ પામ્યા હતા.[1] ગ્રીક ગ્રંથકારોએ વર્ણવેલા રાજ્યધારણમાંના એકમાં એવો નિયમ હોવાનું જણાય છે કે નાગરિકોએ ચોક્કસ પ્રમાણમાંજ સૈનિક બાબતોમાં લક્ષ આપવાનું હતું. આ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે બીજા વ્યવસાયમાં તેઓ વિશેષ ધ્યાન

૧ વિશેષ માટે પ્રકરણ ૮ મું જુઓ.

આપતા. આથી એમના લૌકિક અથવા રાજબંધારણના વહીવટના સંબંધમા ઉપર્જીવ શબ્દ વપરાતો હોય. જે પ્રજાતંત્રો સૈનિક કળાને પોતાના રાજબંધારણના પ્રાણભૂત સિદ્ધાંત તરીકે ગણતા તે પ્રજાતંત્રોને પાણિનિ આયુધજીવિન્ કહે છે સમકાલીન ગ્રંથકારોના વિચાર પ્રમાણે તેમના રાજબંધારણનું આ મુખ્ય લક્ષણ હતુ. તેવીજ રીતે બીજા વર્ગના પ્રજાતંત્રનુ મુખ્ય લક્ષણ એ હતુ કે વરણી કરેલા અધ્યક્ષ ( અથવા રાજ્યાધિકારી સભાના દરેક સભાસદ ) ને રાજાની ઉપાધિ ધારણ કરવા દેવા માટે તેમા ખાસ નિયમ હતો.

વિશેષમા આ પ્રજાતંત્રો વાહીક પ્રદેશમા આવેલાં હોવાનું પાણિનિ કહે છે. મહાભારતમા નિર્દિષ્ટ કરેલા વાહીક લોકો પંજાબમા વસતા હોવાનું મનાય છે. મારા ધારવા પ્રમાણે વાહીકનો અર્થ 'નદીઓનો પ્રદેશ' થાય છે. અને જો એ ખરૂં હોય તો, વાહીક પ્રદેશમાં સિંધ તથા પંજાબના મુલકોનો સમાવેશ થઈ શકે. મહાભારતમા આપેલી સીમા સાથે આ મુલકોની સીમા મળતી આવે છે. '( વાહીક લોકો ) પાંચ નદીઓની ખીણમા તથા છઠ્ઠી સિંધુની ખીણમા વસતા.' ( કર્ણપર્વ ૪૪. ૭. ) વ્યાકરણમાં જણાવેલાં કેટલાંક વાહીક પ્રજાતંત્રનો જે ઇતિહાસ જાણવામાં આવ્યો છે તે ઉપરથી આપણે કહી શકીએ કે વાહીક પ્રદેશમાં સિંધ આવી જતું હતું. દાખલા તરીકે, ક્ષુદ્રક તથા માલવ પ્રજાતંત્રો થોડે ભાગે સિંધમાં હતાં. કાશિકાએ વાહીક સંઘોનાં આપેલાં દૃષ્ટાંતમાં આ પ્રજાતંત્રો જણાવવામાં આવ્યાં છે. વાહીક પ્રદેશ 'હિમાલયથી દૂર' હતો. એટલે એમાં ડુંગરાળ મુલક આવતો નહિ. [ ૭ ત્રિગર્ત સંઘ પંજાબમા જમ્મુ અથવા કાંગરાની નજદીકમાં હિમાલયની તળેટીમાં હતા. ]

આ સૈનિક પ્રજાતંત્ર ઉપરાંત પાણિનિ બીજી ૭ સમાજનાં નામ આપે છે. આ સમાજો આધારભૂત પ્રમાણો ઉપરથી આજ અરસામા પ્રજાતંત્ર ભોગવતા હોવાનું માલમ પડયું છે. એ સમાજનાં નામો આ પ્રમાણે છે:—

૧ મદ્ર, ૨ વૃજિ, ૩ રાજન્ય, ૪ અન્ધક–વૃષ્ણિ, ૫ મહારાજ તથા ૬ ભર્ગ.

પાણિનિને આ સર્વને સંઘને નામે ઓળખાવવાને કંઇ પ્રસંગ મળ્યો નહોતો છતાં એને લગતા નિયમો ઉપરથી જણાય છે કે એ સર્વ પ્રજાતંત્ર ભોગવતા હતાં એમ એ જાણતો હતો. અનુક્રમે આ રાજ્યોની હકીકત હવે પછી તપાસવાને આપણને પ્રસંગ મળશે એટલે અહિં વિગતમાં ઉતરવાનું યોગ્ય ધાર્યું નથી.

છતાં પાણિનિના અન્ધક–વૃષ્ણિ સંઘ માટે જુદી નોંધ લેવાનું જરૂરનું છે. પુરાણમાં એ અને સાત્વત સંઘ એકજ છે. ઐતરેય બ્રાહ્મણમાં જણાવ્યા પ્રમાણે સાત્વત સંઘે ભૌજ્ય રાજ્યધારણનો સ્વીકાર કર્યો હતો, અને એના રાજકર્તાઓ ભોજ કહેવાતા. મહાભારતમાં અન્ધક સંઘના રાજકર્તાને ભોજ કહ્યા છે, અને પાછળથી યાદવોના એક વિભાગને પણ ભોજ કહ્યા છે. વૃષ્ણિ સંઘના રાજ્યબંધારણમાં રાજાને સ્થાન નહોતું એ વાત રાજા તરીકે એમનો અભિષેક ન થાય એવો એમને શ્રાપ દેવામાં આવ્યાની લોકકથા તથા પુરાણ કથા ઉપરથી વ્યક્ત થાય છે. મહાભારતના સભાપર્વ ( ૩૭. ૫ ) માં એવો ઉલ્લેખ છે કે દશારણ ( વૃષ્ણિ ) લોકો રાજાવિનાના હતા. એ લોકો પણ સંઘ કહેવાતા એ બાબતની સાબિતી કૌટિલ્ય ઉપરથી મળે છે, કેમકે એ જણાવે છે કે પ્રાચીન કાળમાં દ્વૈપાયનને ગુસ્સે કરવાથી વૃષ્ણિ સંઘને ભોગવવું પડ્યું હતું. વૃષ્ણિ સંઘ વિષે મહાભારતમાં પણ ઘણો જુનો સંવાદ છે. એ સંઘનું પ્રજાતંત્ર રાજ્ય ન હોવાનું ઈ. સ. પૂ. પહેલી સદીની લીપીમાં ગણના નામના પાડવામાં આવેલા સિક્કા ઉપરથી વ્યક્ત થાય છે.

વૃષ્ણિ સંઘના સિક્કા તેના ખાસ લક્ષણને લઇને અન્ય પ્રજાતંત્રના સિક્કાથી જુદા પડી આવે છે. જે પ્રજાતંત્રમાં રાજ-મંત્રી નહોતા તેના નાણાં ગણના નામના પાડવામાં આવતા,

જેમકે, 'આર્જુનાયન લોકોના ગણનો જય,' 'માલવ-ગણનો' 'યૌધેય ગણનો જય'. આમા એક અપવાદ છે, કેમકે એક પ્રકારના યૌધેય સિક્કા બન્ને કારોબારી સભા ( मन्त्रधर ) તથા ગણના નામના પાડવામા આવ્યા છે. વૃષ્ણિ નાણું આમાની કોઇપણ જાતને મળતુ આવતુ નથી. એ વૃષ્ણિ લોકોના राजन्य તથા गण ના નામનુ પાડેલુ છે वृष्णि-राजन्ना-गणस्य. राजन्य સંજ્ઞાનો રાજ્યબંધારણના સંબંધમા શો અર્થ થાય છે તે નક્કી કરવાનું છે. વૃષ્ણિ લોકોના સંબંધમા એ સંજ્ઞાનો ચોક્કસ અર્થ થતો હોવાના પ્રમાણો ઉપલબ્ધ હોવાથી આપણે તે તપાસીશું.

પાણિનિ ઉપરથી જણાય છે કે અન્ધક-વૃષ્ણિમા બે राजन्य હતા એમનો નિર્દેશ કેમ કરવો તે સારૂ એ બે નિયમો આપે છે ( ૬. ૨. ૩૪. ). કાશિકા એના ઉપર ટીકા કરતા કહે છે કે આ નિયમ અન્ધક તથા વૃષ્ણિ સંઘના સભ્યોને લાગુ પડતા નથી, પણ માત્ર તેમના राजन्‌ને લાગુ પડે છે. આ राजन्य રાજ ચલાવવા માટે નિર્માણ થએલાં કુટુંબોના મુખી હતા. રાજકર્તાના આવા બેવડા સમૂહોનાં કેટલાંક નામો સાહિત્યમા જળવાઇ રહેલા છે; શિનિ અને વાસુદેવ તથા શ્વાફ્લ્ક અને ચૈત્રક સમૂહોના राजन्यના નામો કાશિકામાં આવે છે; કાત્યાયન અક્રૂરવર્ગ તથા વાસુદેવવર્ગ માટે ઉલ્લેખ કરે છે, અને મહાભારતમા વાસુદેવ અને ઉગ્રસેન બન્નેએ પોતાના અનુયાયીઓની સરદારી લીધાનુ કહેલુ છે.

સ્પષ્ટ રીતે વૃષ્ણિ-અન્ધક સંઘનું સંયુક્ત રાજ્યબંધારણ હતુ, તેમા બે राजन्यના હાથમા મધ્યવર્તી કારોબારી સત્તા હતી, અને દરેકના તાબા હેઠળ પોતપોતાનો વર્ગ હતો; અને કદાચ આ અમરનું राजन्यक, એટલે લડવૈયા અથવા ક્ષત્રિયોનો સમૂહ હતો. કાત્યાયન અક્રૂરવર્ગ તથા વાસુદેવવર્ગનું વર્ણન કરવામા નિ:સંશય પ્રાચીન સાહિત્ય ઉપર આધાર રાખે છે. અક્રૂર અન્ધક સરદાર હતો; અને એક વખતે એ સંયુક્ત રાજસભાના બે અધ્યક્ષમાંનો એક હતો એમ જણાય છે.

નિશાન હશે. મને લાગે છે કે બદલાતા રાજતંત્ર જે ચિહ્ન વાપરના તે અંક તરીકે ઓળખાતા. સંવરણ થએલા રાજકર્તા અથવા રાજ અમલ ભોગવતું મંડળ પોતાના ખાસ અંક નો સ્વીકાર કરતા અને એના હાથમાથી અમલ જતા એ અંક સ્વીકારાનો બંધ પડતો હિંદુ ધર્મ શાસ્ત્રના પુસ્તકોમા આપણે સહીને માટે હસ્તાંક શબ્દ વપરાએલો જોઇએ છીએ. ગીતિ, અથવા સહીવાળી ગીતિ માટે કાલિદાસ ગોત્રાંક શબ્દ વાપરે છે, કૌટિલ્યના ( અને સ્પષ્ટ રીતે તેની પણ અગાઉ ) ના સમયથી કાલિદાસ તથા તેની પણ પછીના સમય સુધી ' અક્ષર અથવા આકડા વડે નિશાન કરવા 'ના અર્થમાં અંક ક્રિયાપદ વપરાયલુ જણાય છે. રાજાની ગૌશાળામાના ગોધાઓના શરીર ઉપર જે નિશાન કરવામા અથવા ડામવામા આવતું તે માટે કૌટિલ્ય રાજાંક સંજ્ઞા વાપરતો જણાય છે. આ પ્રમાણે કોઈ વિશિષ્ટ ચિહ્ન માટે અંક વપરાય છે. વળી એ શબ્દ રાજકર્તાએ સ્વીકારેલા લેખ અથવા વચનના અર્થમાં પણ વપરાયો હોય. આ સંબંધમાં ઈ. સ. ૪૨૫-૪૫૦ ના નેપાળના સિક્કા ઉપરના માનાંક તથા ગુણાંક એટલે રાજા માનના અંક તથા રાજા ગુણના અંક ના દાખલા બતાવી શકાય. આ અર્થ લેવાથી પ્રજાતંત્રના સિક્કા ઉપરના સ્થાઈ તથા બદલાતાં ચિહ્ન તથા લેખોનો ખુલાસો થઇ જાય છે. આ સમયની પહેલા લેખ વિનાના પણ કાણાંવાળા સિક્કા પાડવામાં આવતા ત્યારે કદાચ સંઘ પોતાના નામના પહેલા અક્ષરનો ઉપયોગ કરી અથવા બીજી રીતે પોતાનો ખાસ અંક નક્કી કરતા, અને લક્ષણ માટે કોઇ જનાવર, નદી શહેર અથવા બીજી કોઇ આકૃતિ લેતા. મારે ભાગે જનાવરની આકૃતિ એ લક્ષણ કહેવાતુ અને લેખ તે અંક કહેવાતો. રાજ્યબંધારણની દૃષ્ટિએ સંયુક્ત નિશાન અને ચિહ્ન મારફત સંઘનું સંયુક્ત લક્ષણ વ્યક્ત થાય છે.

વળી સૂત્ર ૩. ૩. ૪૨ મા પાણિનિ પ્રજાતંત્રના બે વર્ગ દર્શાવે છેઃ (૧) જેમા ઉચ્ચ અને નીચ વચ્ચે તફાવત રખાતો ન હોય અને

(૨) જેમા એવો તફાવત રખાતો હોય. આ ઉપરથી પહેલા વર્ગના પ્રજાતંત્રમાં એકજ રાજસભા મારફત, અને બીજા વર્ગમાં બે રાજસભા મારફત વહીવટ ચાલતો હોય એમ અનુમાન કરવામા હરકત નથી. પ્રથમ વર્ગ માટે પાણિનિ अनैात्तराधर्य સંજ્ઞા વાપરે છે, અને એવો નિયમ ઠરાવે છે કે આવાં લક્ષણવાળા સંઘને काय અથવા निकाय, એટલે મંડળ એવું નામ આપવામા આવતુ. પાલિ ભાષામાં निकायનો મૂળ અર્થ ભ્રાતૃત્વ અથવા બંધુતા થાય છે. બૌદ્ધ ભ્રાતૃત્વમા માત્ર એકજ ધર્મનો સમાવેશ થતો. ખુલ્લી રીતે બૌદ્ધ ધર્મીઓએ આ સંજ્ઞા રાજકીય પરિભાષામાથી લીધી હોય એમ જણાય છે. વ્યાકરણ સાહિત્યમા ત્રણ રાજદ્વારી નિકાયના નામો આપેલા છે शापिण्डि–निकायः मौण्डि-निकायः તથા चिक्कलि–निकाय

બૌદ્ધ ધર્મના અનુયાયીઓએ રાજકીય પરિભાષામાથી निकाय ઉપરાત संघ સંજ્ઞા પણ લીધી હતી. આ બાબત આપણે જુદા પ્રકરણમા વિવેચન કરીશું.

---

## પ્રકરણ ૬ હું

---

## બૌદ્ધ સંઘનું મૂળ તથા બૌદ્ધ સાહિત્યમાંનાં પ્રજાતંત્ર

( ઈ. સ. પૂ. ૫૦૦–૪૦૦. )

બુદ્ધનો જન્મ પ્રજાતંત્ર ભોગવતા લોકસમૂહમા થયો હતો. એના પાડોશીઓ સંઘના સભ્યો હતા અને એમની સાથેજ એ ઉછર્યો હતો. એણે સ્થાપેલા સમાજને ‘ ભિક્ષુ સંઘ ’ અથવા ‘ ભિક્ષુઓનું પ્રજાતંત્ર ’ નામ આપ્યું હતું. ઘણુંકરીને સમકાલીન આચાર્યોનું અનુકરણ કરતાં, એણે પોતાના ધાર્મિક સંઘની સ્થાપના કરવામાં રાજકીય સંઘનાં નામ તથા બંધારણનો ઉપયોગ કર્યો હતો, અને આ કારણને

લઇનેજ એની ધર્મ તથા મઠ વ્યવસ્થા આટલો લાંબો સમય ટકી રહી. પાલિ સૂત્રોમાંના બુદ્ધના પોતાના શબ્દો ઉપરથી રાજકારી તથા ધાર્મિક સંઘના બંધારણ વચ્ચેનો ઐતિહાસિક સંબંધ દર્શાવી શકાય. વજ્જિ ( પાણિનિના વૃજિ ), લિચ્છવિ તથા વિદેહ લોકો ઉપર હુમલો લઈ જવાનું યોગ્ય છે કે નહિ એ વિશે મગધના રાજાએ પોતાના પ્રતિનિધિ તરીકે મોકલેલા મગધના પ્રધાન ધર્માધિકારીએ બુદ્ધનો અભિપ્રાય જાણવા માંગ્યો, ત્યારે બુદ્ધે પોતાનો જવાબ એ પ્રધાન ધર્માધિકારીને ઉદ્દેશીને ન આપતા પોતાના મુખ્ય શિષ્યને ઉદ્દેશી આ પ્રમાણે આપ્યો:

'આનન્દ, તમે સાભળ્યું છે કે વજ્જિ લોકો પોતાની સભા વારંવાર ભરે છે, અને તેમા સર્વ સભ્યો હાજર હોય છે.'

આનન્દે આના જવાબમાં હા કહી. પછી બુધ્ધે વજ્જિ લોકોના રાજબંધારણને લગતા આવા સાત પ્રશ્નો પૂછ્યા, એવી મતલબથી કે મગધનો ધર્માધિકારી તે સઘળા સાંભળે. બુદ્ધે કરેલા નિર્ણય એનાજ શબ્દોમાં ટુંકમાં આ પ્રમાણે દર્શાવી શકાય:—

(૧) 'આનન્દ, જ્યાં સુધી વજ્જિ લોકો પોતાની સભા વારંવાર ભરે અને તેમાં સર્વ સભ્યો હાજર હોય,'

(૨) 'જ્યાં સુધી તેઓ સલાહસંપથી એકઠા મળે, અને સલાહસંપથી છુટા પડે અને વજ્જિ પ્રદેશનું કામકાજ ઐક્યથી આટોપે,'

(૩) 'જ્યા સુધી તેઓ અત્યાર અગાઉ નક્કી કર્યા ન હોય એવા કંઈ કાયદા ઘડે નહિ, અત્યાર સુધીમાં જે કાયદા ઘડાયા હોય તેમાથી કંઈ રદ કરે નહિ અને પૂર્વકાળમા સ્થપાએલી વજ્જિ લોકોની પ્રાચીન સંસ્થા અનુસાર વહીવટ ચલાવ્યા જાય,

(૪) 'જ્યાં સુધી તેઓ વજ્જિના વૃદ્ધ લોકોનો સત્કાર કરે, તેમને માન આપે, તેમનું પૂજન કરે તથા તેમનો અનુગ્રહ કરે તથા તેમનાં ફરમાન પ્રમાણે અમલ કરવાની પોતાની ફરજ સમજે,'

(૫) 'જ્યાં સુધી તેમની સ્ત્રીઓ અથવા છોકરીઓને જોર જુલમથી અથવા અપહરણ કરી તેઓ તરફથી અટકાવમાં રાખવામા આવે નહિ ( એટલે કાયદાનો અમલ ચાલે અને નહિ કે જોર જુલમનો ),'

(૬) 'જ્યાં સુધી તેઓ વજ્જિના ચૈત્ય ( પવિત્ર પ્રાચીન સ્થળો ) નું ગૌરવ વધારે, તેમને પૂજ્ય ગણે, તેમનું પૂજન કરે તથા તેમનો નિભાવ કરે ( એટલે સંસ્થાપિત ધર્મનો સ્વીકાર કરે ),'

(૭) 'જ્યાં સુધી તેમનામાં વસતા અરહંતોનાં સંરક્ષણ, બચાવ તથા નિભાવ માટે વાજબી રીતે વ્યવસ્થા કરવામાં આવે ( એટલે તેઓ સ્થાપીત વહીવટ પ્રમાણે ચાલે અને બ્રાહ્મણોના ધાર્મિક સંપ્રદાયથી દૂર રહે ),'

'ત્યાં સુધી વજ્જિ લોકોની પડતી આવવાની નથી પરંતુ તેઓ આબાદ થવાની આશા રહે છે.'

આ સાંભળીને મગધનો પ્રધાન ધર્માધિકારી બડબડયો કે 'વજ્જિ લોકોને મગધનો રાજા જીતી શકે એમ નથી.' ફક્ત તેમનામાં કુસંપની ઉશ્કેરણી કરવાની રાજનીતિ કારગત થાય એમ છે.

આ ધર્માધિકારી બુદ્ધની પાસેથી વિદાય થયો એટલે તરતજ એ મહાન ધર્મગુરૂએ સભા મંડપમાં ભિક્ષુ સંઘની સભા બોલાવી અને તેમને ઉદ્દેશી કહ્યું કે:

'ઓ ભિક્ષુકો, હું તમને ( સમાજનાં ) ભલાં માટેની સાત શરતો શીખવીશ.'

અને એણે વજ્જિ લોકોના વહીવટનાં આગળ પડતાં લક્ષણ દર્શાવનારી સાત શરતો ( યોગ્ય ફેરફાર કરી ) ફરી જણાવી. આ શરતો આનન્દના કહેવા પ્રમાણે સારી ખ્યાતિ પામેલી હતી:

(૧) 'જ્યાં સુધી ભિક્ષુકો પોતાની સભા વારંવાર ભરે અને તેમાં સર્વ સભ્યો હાજર રહે,'

(૨) 'જ્યા સુધી તેઓ સલાહસંપથી એકઠા મળે અને સલાહસંપથી છુટા પડે અને સંઘની ફરજો ઐકયથી બજાવે.'

(૩) 'જ્યા સુધી ભિક્ષુકો અત્યાર અગાઉ નક્કી કર્યું ન હોય એવું કંઈ પ્રતિપાદન કરે નહિ અને અત્યાર સુધીમા જે કંઈ પ્રતિપાદન થયુ હોય તેમાથી કંઇ રદ કરે નહિ અને હમણા નક્કી કરેલા સંઘના નિયમ પ્રમાણે વર્તે.'

(૪) 'જ્યા સુધી બંધુઓ સંઘના વૃદ્ધ, પિતા તથા નેતાઓનો સત્કાર કરે, તેમને માન આપે, તેમનુ પૂજન કરે અને તેમનો અનુગ્રહ કરે, અને તેમના ફરમાન પ્રમાણે અમલ કરવાની પોતાની ફરજ સમજે,'

(૫) 'જ્યાં સુધી બંધુઓને લાલસાની અસર લાગે નહિ,'

(૬) 'જ્યા સુધી બંધુઓ ખુશીથી એકાંત જીંદગી ગાળે,'

(૭) 'જ્યા સુધી બંધુઓ પોતાના મનને એવી રીતે કેળવે કે ..'
'ત્યા સુધી ભિક્ષુકોની પડતી આવવાની નથી પરંતુ તેઓને આબાદ થવાની આશા રહે છે.'

બૌદ્ધ સંઘની ઉત્પત્તિનો ઇતિહાસ એ દુનીઆમા મત પદ્ધતિની ઉત્પત્તિનો ઇતિહાસ છે. આથી કરીને હિંદી પ્રજાતંત્રના બંધારણમાંથી ઉત્પન્ન થએલા બુદ્ધના ધાર્મિક સંઘના જન્મનો આ ઇતિહાસ માત્ર આપણા દેશ માટેજ નહિ પણ આખી દુનીઆને માટે ચિત્તાકર્ષક અને મનોહર છે.

આમા નિ:સંશય ધાર્મિક સંઘના બંધારણને બંધ બેસતું આવે તેટલાતુંજ રાજકીય બંધારણમાથી અનુકરણ કરવામા આવ્યુ હતું. છતાં મહાન તેજસ્વી બુદ્ધિના પુરુષના મૌલિક વિચારો એમાં સર્વત્ર વ્યક્ત થતા હતા. અપૂર્વ રચના શક્તિને જોરે રાજદ્વારી મંડળના બંધારણનો ધર્મના કામ માટે ઉપયોગ કરવામા આવ્યો હતો, અને એ ધર્મની સંસ્થા ચિરસ્થાઇ રહે તેવા બંધારણની તેને માટે યોજના થઈ હતી.

જે રાજ્યોમા બુદ્ધનો પ્રાદુર્ભાવ થયો હતો અને જ્યા એણે પોતાનુ જીવન વ્યતિત કર્યું હતુ તે અને તેવા અન્ય પ્રજાતંત્ર માટે બૌદ્ધ સાહિત્યમા નિર્દેશ છે. આ સઘળા પ્રજાતંત્ર કોસલ અને કોશામ્બીના રાજ્યોના પૂર્વ તરફના તથા મગધની પશ્ચિમ તરફના પ્રદેશ ઉપર, એટલે ગોરખપુર તથા બલિયાના પ્રાંતોથી ભાગલપુર પ્રાંત સુધીના મગધની ઉત્તરના તથા હિમાલયની દક્ષિણના પ્રદેશ ઉપર આવી રહ્યા હતા. આ રાજ્યો હેઠળ પ્રમાણેના હતા—

(અ) શાક્ય લોકોનુ રાજ્ય ગોરખપુર પ્રાંતમા આવેલા કપિલવસ્તુમા એમની રાજધાની હતી, અને એમની નજદીકના પાડોશીઓ એમના રાજ્યમા ગણાતા હતા.

(આ) રામગ્રામના કોલિય લોકોનુ રાજ્ય

(ઇ) લિચ્છાવિ લોકોનુ રાજ્ય મુઝફ્ફરપુર પ્રાંતમા આવેલા વૈશાલી, એટલે હમણાના બસાઢમા એમની રાજધાની હતી.

(ઈ) વિદેહ લોકોનુ રાજ્ય (દરભંગા પ્રાંતમા આવેલા) મિથિલામા એમની રાજધાની હતી

(છેલ્લા બે રાજ્યો વૃજિ અથવા વજ્જિને નામે ઓળખાતા હતા.)

(ઉ) મલ્લ લોકોનુ રાજ્ય, શાક્ય અને વૃજિ લોકોના રાજ્યની દક્ષિણે એટલે ગોરખપુર પ્રાંતથી પટના પ્રાંત સુધીના વિશાળ પ્રદેશ ઉપર ચાલતુ હતુ) એના બે વિભાગ પડયા હતા અને તેમની રાજધાની કુશિનગર (કુશિનારા) તથા પાવામા હતી.

(ઊ) પિપ્પલીવનના મોરિયા લોકોનુ રાજ્ય તથા

(એ) અલ્લકપ્પાના બુલિ લોકોનુ રાજ્ય. આ ઉતરતી પંક્તિની સમાજ હતી. (બૌદ્ધ ધર્મના ઇતિહાસમા એમણે કંઈ અગત્યનો ભાગ ભજવ્યો નથી. તેઓ કુશિનગરના મલ્લ લોકોના પાડોશી હતા પણ એમનો લોકક્રમ શુ હતો તે જાણવામા નથી.) અને

(એ) ભગ્ગ ( ભર્ગ ) લોકોનું રાજ્યઃ એ કૌશામ્બીના વત્સ લોકોના રાજ્યની પાડોશમા હતુ.

રાજદ્વારી દ્રષ્ટિએ, આ સમૂહમાના વૃજિ તથા મલ્લ લોકોના રાજ્ય સૌથી અગત્યનાં હતા. આમાના પ્રથમ માટે પાણિનિ તેમજ કૌટિલ્ય બન્નેના ગ્રંથોમા નોધ છે. મહાભારત તેમજ પાલિ ગ્રંથોમા જણાવ્યા પ્રમાણે ભર્ગ લોકો પૂર્વમા વત્સના નજદીકના પાડોશીઓ હતા. મિરઝાપુર પ્રાંતમાં અથવા તેની નજદીકમા આવેલા ( સિંસુમાર પર્વત ) ઉપરના કિલ્લેબંધીવાળા ગઢમા એમનું રહેઠાણ હતું. એ સ્વતંત્ર જનપદ અથવા રાજદ્વારી પ્રજા હોય એમ પાણિનિએ જોયું હતું. એમનું મહત્વ એટલું બધુ હતું કે જેવી રીતે યૌધેય લોકોના પ્રજાતંત્ર પંજાબની યાદીમાં અગ્રસ્થાને આવે છે તેવી રીતે એને પૂર્વ તરફની સમાજોમા અગ્રસ્થાને મુકવામાં કંઈ અડચણ નથી. એમ લાગે છે કે બુદ્ધના જીવનના ઉત્તર ભાગમાં એ લોકો એમના પાડોશી વત્સ લોકોના રાજાના અમલ હેઠળ આવ્યા. જાતક તથા વિનયમા જણાવ્યા પ્રમાણે એ રાજાના પુત્ર બોધિએ એમના ઉપર રાજ્ય કર્યું હતું. છતા તેઓ ભિન્ન ગણાતા.

શાક્ય ગણના પ્રમુખને ત્યાં બુદ્ધનો જન્મ થયો હતો. એ સમાજ કોસલના રાજાના આધિકાર હેઠળ હતો, અને બુદ્ધના જીવનકાળમાં એ રાજાને હાથે એમની સ્વતંત્રતાનો નાશ થયો હતો. એમની રાજસભામા ૫૦૦ સભ્ય હોવાનું જણાય છે. એમ કહેવામા આવે છે કે શાક્ય લોકોમા એવો કાયદો હતો કે દરેક નાગરીકે એકજ સ્ત્રી કરવી.

બૌદ્ધ સાહિત્યના સૌથી અગ્રગણ્ય પ્રમાણ તરીકે ગણાતા રીઝ ડેવિડ્સે શાક્ય લોકોની વહીવટ ચલાવવાની રીતનો સંક્ષિપ્તમાં એવો મઝોટ હેવાલ આપ્યો છે કે તે આ પ્રજાતંત્રનો વહીવટ ચલાવવાની રીતના દ્રષ્ટાંત તરીકે અત્રે આપવાનું યોગ્ય લાગ્યું છે. એ મહાન પંડિત આ લોકોને 'ગોત્ર' કહે છે પણ તેમાં હું જુદો પડું છું, કારણ ઉપ-

લખ્યું પ્રમાણે જોતા તેમને ' શાખા ' કહી શકાય એમ નથી આપણે અનુક્રમે જોઇશુ તે પ્રમાણે ઈ. સ. પૂ. આઠમા તથા ૭ના સૈકાના હિંદી પ્રજાતંત્રો અમુક જાતિના બધારણ તરીકે રહ્યા નહોતા પરંતુ એ સ્થિતિમાથી ઘણા સમય અગાઉના તેઓ પસાર થઈ ગયા હતા તેઓ રાજ્યો, એટલે ગણ અને સંઘ, હતા. એમ છતા જેવી રીતે દરેક પ્રાચીન અથવા અર્વાચીન રાજ્યનો પાયો રાષ્ટ્ર અથવા જાતિ ઉપર રચાએલો હોવો જોઇએ, તેવી રીતે એમાના ઘણાની શરૂઆત થઇ હોય એમ મનાય છે.

પ્રોફેસર રીઝ ડેવિડ્સ લખે છે કે, " શાખા ( ખરૂ કહીએ તો રાજ્ય ) નો વહીવટ તથા ન્યાયને લગતુ કામ કપિલવસ્તુમાના સામાન્ય સથાગાર ( સંથાગાર ) મા મળતી જાહેર સભામા ચલાવવામા આવતા. અહિં જુવાન તેમ વૃદ્ધ પુરૂષો જમા થતા આની લોકસભામા રાજા પાસે નદિની દરખાસ્ત ઉપર ચર્ચા ચલાવવામા આવી હતી જ્યારે અમ્બષ્ઠ કામ પ્રસંગે કપિલવસ્તુ જાય છે, ત્યારે તે *સથાગારમા* જાય છે, કારણ અહિં શાક્ય લોકની સભા તે વખતે મળેલી હતી. અને બુદ્ધના નિર્વાણની ખબર આપવા આનન્દ મલ્લ લોકોના સથાગારમા જાય છે, કેમકે તે વખતે તેઓ આજ બાબત વિચાર ચલાવવા એકઠા મળ્યા હતા.

મુખી કેવી રીતે અને કેટલા સમય માટે ચુંટી કઢાતો તે આપણે જાણતા નથી, પણ અમલદાર તરીકે એકજ મુખીની ચુંટણી થતી. તે લોકસભામા અધ્યક્ષસ્થાને બેસતો, અને જ્યારે સભા મળતી ન હોય ત્યારે રાજ્યના ઉપરી તરીકે તે ગણાતો. એ રાજાની ઉપાધી ધારણ કરતો. એ ઉપાધી રોમન કોન્સલ અથવા ગ્રીક આર્કોનને કંઈક અંશે મળતી આવતી હશે વિરલાજ લોકોમા ત્રણ જણા રાજસત્તા ભોગવતા તેના રાજ્યધારણ વિશે તથા ઉપર જણાવેલા ખાસ રાજાઓએ પોતાના અધિકારને અંગે જે કામો કર્યા હતા એમ કહેવામા આવે છે તેના કામો વિશે આપણને કંઈ પણ હકીકત

મળતી નથી. પણ આપણે જાણીએ છીએ તેમ એક સમયે ભાદ્રય નામનો બુદ્ધનો જુવાન પીતરાઇ રાજા થયો હતો; અને બીજા લેખમાં બુદ્ધના પિતા શુદ્ધોધનને રાજા કહ્યો છે. ( અન્ય ઠેકાણે સામાન્ય નાગરિક તરીકે એને શુદ્ધોધન શાક્યન તરીકે ઓળખાવ્યો છે. )"

જાતકમાં લિચ્છાવિના રાજકર્તાઓને ગણ રાજા અથવા પ્રજાતંત્રના રાજા કહ્યા છે. લિચ્છાવિ લોકોના જે રાજ્યબંધારણ વિશે પ્રોફેસર રીઝ ડેવિડ્સ ઉલ્લેખ કરે છે તેનો વિગતે અહેવાલ અટ્ટ–કથા નામના પાછળથી લખાએલા ગ્રંથમા આપવામાં આવ્યો છે. એમા ત્રણ સૌથી મોટા અધિકારીઓ હોવાનું જણાવવામા આવ્યું છે; પ્રમુખ ( राजा ), ઉપપ્રમુખ ( उपराजा ) અને સરદાર ( सेनापति ). એના કરતાં અગાઉના પ્રમાણ ( જાતક ) માં ચોથો અમલદાર કોષાધ્યક્ષ ( भण्डागारिक ) ગણાવ્યો છે. નિઃસંશય આ ચાર સૌથી ઉચ્ચ અધિકાર ભોગવતા વહીવટી અમલદારો હતા, અને એઓ પ્રધાન મંડળના સભ્યો અથવા મૂળ વહીવટી અધિકારી ગણાતા. જાતકમા જણાવ્યું છે કે રાજતંત્ર વૈશાલિ શહેરમાં રહેતું અને એ શહેરને ત્રેવડી કિલ્લેબંધી હતી. રહેવાસીઓની સંખ્યા ૭૭૦૭ ની હતી; એ ગણનાને અમલ ચલાવવાનો અધિકાર હતો. તેઓમાંથી પ્રમુખ ( राजानों ), ઉપપ્રમુખ ( उपराजानों ), સેનાધિપતિ ( सेनापतिनों ) તથા કોષાધ્યક્ષ થતા. જાતકના કહેવાનું તાત્પર્ય એવું જણાય છે કે કદાચ મૂળ કુટુંબો એટલે ૭૭૦૭ રહેવાસીઓ રાજકર્તા વર્ગમાં આવી જતા, અને એ લોકોમાંથીજ વહીવટી અમલદારો થતા. આખા શહેરની વસતી આના કરતા ઘણી મોટી હતી. અહિં વસતા ૧,૬૮,૦૦૦ માણસોના બે વિભાગ પડ્યા હતા, એક વિભાગ શહેરમાં વસતો અને બીજો શહેર બહાર. રાજકર્તા ( गणराजा ) ને રાજ્યાભિષેકની ક્રિયા કરવી પડતી.

અટ્ટ-કથામાં જણાવ્યા પ્રમાણે વૈશાલિ લોકો જ્યારે ન્યાયમંદિર ( લોકસભા ) મા આવતા, ત્યારે ત્યાં ઘંટ વગાડવામાં

આવતો. આ રાજકર્તાઓની લોકસભામાં તેઓ ફક્ત રાજદ્વારી અને નૈતિક બાબતોની નહિ, પણ ખેતીવાડી તથા વેપારને લગતી બાબતોની ચર્ચા કરતા.

એક બીજા બૌદ્ધ ગ્રંથમાં લિચ્છવિ ગણની સભાના કામકાજનું વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં કોઈ પ્રતિષ્ઠિત સભ્ય (મહત્તર)ની દૂત તરીકે નિમણૂક થયાનું તથા વૈશાલિના લિચ્છવિ લોકોની તરફથી સંદેશો પહોંચાડવાનું કામ તેને સોંપાયાનું જણાવ્યું છે. આ ઉપરથી સમસ્ત લોક તરફથી ગણ કામકાજ ચલાવતું એમ પ્રત્યક્ષ થાય છે.

બીજા એક બૌદ્ધ ગ્રંથમાં આ પ્રમાણે રાજસત્તા ધારણનો ઉપહાસ કરવામાં આવ્યો છે: "તેઓ (વૈશાલિ લોકો) મા ઉચ્ચ તથા મધ્યમ વર્ગ પ્રત્યે તથા સૌથી ઘરડા તેમજ પ્રતિષ્ઠિત પુરુષો પ્રત્યે માન દર્શાવવાનો નિયમ પાળવામાં આવતો નથી. દરેક જણ પોતાને રાજા માને છે, 'હું રાજા છું, હું રાજા છું' એમ કહે છે. કોઈ પણ પુરુષ બીજા સભ્યનો અનુયાયી થતો નથી." સ્પષ્ટ રીતે એમની રાજસભામાં દરેક સભ્યને બોલવાનો તથા મત આપવાનો સમાન હક્ક હતો અને દરેક જણ પ્રમુખ થવા ઇંતેજાર રહેતું.

પ્રમુખ સૌથી ઉચ્ચ પંક્તિના ન્યાયાધિકારી તરીકે કામ કરતો. એ સિવાય ન્યાયમંત્રી પણ રહેતો. ભંડારનો ઉપરી પણ ગૃહસ્થ એ પ્રધાનપદ ઉપર આવતો અને તેને પગાર આપવામાં આવતો. નગરજનની સ્વતંત્રતાની જાળવણી માટે સૌથી ભારે દરકાર રાખવામાં આવતી. જ્યાં સુધી સેનાપતિ, ઉપ-રાજા તથા રાજા છુટ-છુટક તથા માંહોમાંહે વિરોધ વિના કોઈ નગરજનને ગુન્હેગાર માને નહિ ત્યાં સુધી તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નહિ.

પ્રમુખે આપેલા નિર્ણયની નોંધ ચર્મપટ (પવેનિ-પુત્થક) ઉપર સભાગપૂર્વક રાખવામાં આવતી, અને તેમાં નગરજનના ગુન્હાની તથા ગુન્હેગાર ઠરેલાને કરવામાં આવેલી શિક્ષાની વિગતો આપવામાં આવતી. મુકદ્દમાને લગતી શરૂઆતની તપાસ ન્યાયાધીશ

( विनिचय-महामात्त ) આગળ ચાલતી. દીવાની કામો તથા સાધારણ ગુન્હા નિયમિત રીતે એ ન્યાયાધીશી આગળઆવતા. વિવાદ ન્યાયાધીશીમા વોહારક, એટલે વકીલ—ન્યાયાધીશી બેસતા. વરિષ્ટ ન્યાયાધીશીના ન્યાયાધીશોને સૂત્રધર એટલે સ્મૃતિ–શાસ્ત્રસ કહેતા. આ ઉપરાંત અંતિમ વિવાદ માટે अष्ट-कुलक, આઠની ન્યાયાધીશી નામની ન્યાયસભા હતી. આમાની કોઈપણ ન્યાયાધીશી નગરજનને નિર્દોષ જાહેર કરી તેને છોડી મુકવા મુખત્યાર હતી; અને જો સઘળી ન્યાયાધીશીઓ તેને ગુન્હેગાર ઠરાવે. તો પણ એ બાબત ઉપર જણાવેલા પ્રધાનમંડળના સભ્યોના નિર્ણયને પાત્ર રહેતી.

अट्ठ-कथामा આપવામા આવેલું ફોજદારી કામ ચલાવવાની રીતનુ આ વર્ણન સંસ્કૃત સાહિત્યમા જળવાઇ રહેલા પ્રજાતંત્રની ન્યાયપદ્ધતિની સામાન્ય કામ ચલાવવાની રીતના વર્ણન સાથે મળતું આવે છે. મહાભારતકારના અભિપ્રાય મુજબ પ્રજાતંત્રમા ફોજદારી બાબતમા ન્યાય આપવાનુ કામ પ્રધાનની મારફત પંડિતો કરતા, તથા કુલ ન્યાયાધીશી ( कुलक ) ના વૃદ્ધ પુરૂષોએ કોઈ ગુન્હાની બાબત આંખ મીંચામણા કરવા નહિ, એમ સ્પષ્ટ ઠરેલું હતુ. ન્યાય ખાતાના જુદા જુદા અધિકારીઓ ગણાવતા ભૃગુ એવું સૂચન કરે છે કે ગણમા નિર્ણય કરનાર મંડળને કુલિક તેમજ કુલ કહેતા. કાત્યાયન कुल શબ્દ જ્યુરીના અર્થમા વાપરે છે. એ પ્રમાણે अष्ट–कुलकનો અર્થ આઠ સભ્યોની બનેલી ન્યાય સભા થાય; પણ અત્યાર પહેલાં કરેલો ' આઠ શાખાના પ્રતિનિધિઓ ' એવો તેનો અર્થ થાય નહિ.

બૌદ્ધ ગ્રંથોમા જણાવ્યા પ્રમાણે વિદેહ તથા લિચ્છવિ લોકોએ મળી જઈ પોતાનો એક સંઘ બનાવ્યો હતો અને એમ એકઠો થએલો સંઘ संवज्जि ( એટલે એકઠા થએલા वज्जि ) ને નામે ઓળખાતો. એમ છતા વજ્જિ લોકોના બે પ્રજાતંત્રમા એમની સાથે જોડાએલાજ લોકોનો સમાવેશ થતો નહિ. જૈન કલ્પસૂત્રમાં જણાવ્યા મુજબ એક સમયે લિચ્છવિ લોકોએ પોતાના પાડોશી મલ્લ સાથે

મળી સંયુક્ત રાજ્ય સ્થાપ્યુ હતુ. મહાવીર નિર્વાણ પામ્યા તે વર્ષ (ઈ. સ. પૂ. ૫૪૫ અથવા ૫૨૭) મા એ રાજ્ય હસ્તીમા હતુ. સયુક્ત રાજસભામા નવ લેચ્છકિ તથા નવ મલ્લકિ મળી અઢાર સભ્યો હતા. એ સભ્યો ગણરાજ કહેવાતા કદાચ આ જાતના રાજસભા માટે અમરસિંહે વાપરેલી રાજક સંજ્ઞા મૂળ યોજાઈ હોય ત. જેનોથી આ સભ્યોને 'અઢાર સયુક્ત રાજાઓ' કહે છે, અને કલ્પસૂત્રમા એમનુ સ્થાન કાશિ-કોસલ પ્રદેશમા બતાવ્યુ છે મહાવીરના નિર્વાણ સમયે કોસલનુ મહારાજ્ય કાશિ-કોસલને નામે ઓળખાતુ હતુ પાલિ ગ્રથ પછી ઘણે વર્ષે કલ્પસૂત્ર રચાયુ હતુ, અને આ સ્થાન બતાવવામા કઇ ભૂલ થતી ન હોય તો એમા આવેલા વર્ણન ઉપરથી એવુ સૂચન થાય છે - આ સયુક્ત રાજસભા નામના રાજ્ય સાથે કઇ રાજદ્વારી સબધથી જોડાએલી હતી, કારણ કોસલનુ સાર્વભૌમ રાજ્ય થયા વિશેના કઈ પ્રમાણો ઉપલબ્ધ નથી એટલુ તો નક્કી છે કે આ પ્રજાતત્રને મગધ દેશ સાથે અણબનાવ હતો, અને મગધ અને કોસલ વચ્ચે અશામ્ય વેર હતુ અટ્ઠ-કથામા જણાવ્યા પ્રમાણે મગધના મહારાજા અજાતશત્રુ સાથેની લડાઇમા વૈશાલિ લોકોએ સખત હાર ખાધી હતી જે મહાન રાજ્યોની વચમા આ સઘના મૂળ નખાઈ રહ્યા હતા તે રાજ્યોની સામા પોતાનો બચાવ કરવા માટે આ સઘ સ્વાભાવિક રીતે રચાયા હોય.

સયુક્ત રાજસભાના બધારણ ઉપરથી જણાય છે કે સયુક્ત રાજ્યોને સરખા મત આપવાનો અધિકાર હતો, અને સયુક્ત બધારણ સમાનતાના ધોરણ ઉપર રચવામા આવ્યુ હતુ લિચ્છવિ લોકોના જેવા મલ્લ લોકો રાજદ્વારી સત્તામા આગળ પડયા નહોતા, છતા દેખીતી રીતે સયુક્ત સભામા બન્નેનુ પદ સમાન હતુ

લિચ્છવિ લોકોની રાજદ્વારી મહત્તા તથા બુદ્ધ સાથેના તેમના સબધને લઇને સસ્કૃત સાહિત્યમા એમને માટે પુષ્કળ ઉલ્લેખ આવે

છે. મહાભારત તથા અન્ય ગ્રંથોમા આવેલા સામાન્ય વર્ણન જેટલા બીજા લોકોને લાગુ પડતા તેટલા એ લોકોને પણ લાગુ પડતા એવા ઘણા પ્રમાણો મળી આવે છે. એમનુ ગજ્યબંધારણ અપવાદરૂપે નહિ પણ પ્રતિરૂપ હતું.

---

## પ્રકરણ ૭ મુ

## અર્થશાસ્ત્રમાંનાં પ્રજાતંત્ર

(ઈ. સ. પૂ. ૩૨૫–૩૦૦.)

કૌટિલ્યના અર્થશાસ્ત્રમા સંઘના લક્ષણ તથા મહારાજ્યની તેમના પ્રત્યેની રાજનીતિ વિશે વિવેચન કરવામાં આવ્યુ છે. હજી પણ એની અગત્યમાં ઘટાડો થયો નહોતો, છતા મોટા રાજ્યોના ઉદય તથા એલેક્ઝાન્ડરની સ્વારીને પરિણામે એમની પડતીની શરૂઆત થઈ હતી, કારણ આ સ્વારીને લઈને નાનાં નાના ગણ્યો પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો હતો અને મોટા રાજ્યોની મહત્તા ઉપર વિશેષ ભાર મુકાયો હતો. આપણે આગળ જોઇ ગયા છીએ તે પ્રમાણે કૌટિલ્ય સંઘના બે વિભાગ પાડે છે. એક વર્ગમા જે સંઘોનો પ્રધાન રાજાને નામે ઓળખાતો તે સંઘ આવતા. આ સંઘોને એ બીજા વર્ગના સંઘથી છુટા પાડતો હોવાથી, એના કહેવાનુ તાત્પર્ય એવું નીકળે છે કે બીજા વર્ગના સંઘમાં આવી ઉપાધી માટે કંઇ ગોઠવણ નહોતી, તેમ કોઇને એવી ઉપાધી આપવામા આવતી નહોતી. આવા ગજ્યબંધારણ અસ્તિત્વમાં હોવા વિશેની માહિતી સિક્કા ઉપરથી મળી આવતા પ્રમાણોથી આપણને મળે છે. પ્રથમ વર્ગના સંઘમા કૌટિલ્ય હેઠળના સંઘ જણાવે છેઃ—.

(૧) લિચ્છિવિક, (૨) વૃજિક, (૩) મલ્લક, (૪) મદ્રક, (૫) કુકુર, (૬) કુરુ, (૭) પાચાલ અને બીજાઓ.

પાણિનિના નિયમ ૫. ૩. ૧૧૪ ના સંબંધમા, કાશિકાવૃત્તિમાં જણાવવામા આવ્યુ છે કે મલ્લ લોકો સૈનિક જીવન નહિ ગાળતા હોવાથી એ નિયમ તેમને લાગુ પડતો નહિ. આ પ્રમાણે મલ્લ લોકોના બંધારણના સ્વરૂપ બાબત કૌટિલ્યએ આપેલી હકીકત વ્યાકરણ સાહિત્યમાની હકીકતને મળતી આવે છે. બૌદ્ધ પ્રમાણો ઉપરથી આપણે જાણીએ છીએ કે, વિચ્છાવિ લોકો પોતાના પ્રધાનને રાજા કહેતા. કૌટિલ્ય વિચ્છાવી લોકોને બીજાથી જુદા બનાવતો હોવાથી એમ જણાય છે કે વૃજિ સંઘામા એ માત્ર વિદેહ લોકોની ગણના કરતો. મદ્રક તથા વૃજિક સંઘની ઘટના માટે પાણિનિ ખાસ નિયમ આપે છે, અને એ ઘટના અર્થશાસ્ત્રમાથી પણ મળે છે. બૌધ ગ્રંથોને આધારે, બુદ્ધના સમયમા કુરૂ સંઘ રાજ્ય તરીકે નબળો પડી ગયો હતો. મહાભારત, પુરાણો તથા એવા પ્રાચીન પ્રમાણોમા જણાવ્યા પ્રમાણે કુરૂ લોકો ઘણા જુના કાળમા રાજાના અમલ હેઠળ હતા. એથી એમણે પ્રજાતંત્રના બંધારણનો સ્વીકાર બુદ્ધના સમય પછી તથા કૌટિલ્યના સમય પહેલા કરેલો કહી શકાય. શરૂઆતના વૈદિક કાળમા વિદેહ લોકો પણ રાજાના અમલ હેઠળ હતા. એમ છતા બુદ્ધના સમયમા એ લોકોએ પ્રજાતંત્ર બંધારણનો સ્વીકાર કર્યો હતો. પતંજલિ પણ આ લોકોના રાજ્યને પ્રજાતંત્ર ગણે છે. બુદ્ધના નિર્વાણ પછી એમના રાજ્યબંધારણમા ફેરફાર કરવામા આવ્યો હોય. ઐતરેય બ્રાહ્મણમા જણાવ્યા પ્રમાણે, ઉત્તર મદ્રાસમા મૂળ એવું બંધારણ હતુ કે તેમા માત્ર રાજાનો નહિ પણ આખા દેશનો અભિષેક સમ્રાટ તરીકે થતો. મદ્રાસના બીજા પ્રાંતોમા અથવા તળ મદ્રાસમા, કૌટિલ્યના સમયમા, કદાચ તેથી પણ અગાઉ, 'રાજા'-પ્રધાનવાળું રાજ્યબંધારણ અસ્તિત્વમા હતુ.

લિચ્છવિ લોકોનો રાજદ્વારી ઇતિહાસ એટલો બધો મશહૂર છે કે તે ફરી અહિં આપવાની જરૂર રહેતી નથી. તેઓ ઘણા બળ-

વાન હોઈ, તેઓનું રાજ્ય શૈશુનાક તથા મૌર્ય સામ્રાજ્યના લોપ થયા પછી હસ્તીમાં હતું અને એમણે ગુપ્ત સામ્રાજ્ય ખડું કરવામા મદદ કરી હતી. એમણે નેપાલમાં કંઈ વિચિત્ર પ્રકારનું બંધારણ રચ્યું હતુ. એની ચર્ચા આપણે હવે પછી કરીશુ.

મલ્લ લોકો એટલો લાબો કાળ રહ્યા નહોતા. મૌર્ય લોકોના સમયમા અથવા ત્યારપછી થોડા કાળમા પ્રજાતંત્ર ભોગવતી સમાજ તરીકે તેઓ અદશ્ય થયા, છતા છુટક છુટક મલ્લ કુટુંબો તિરહુત તથા નેપાલમા અગીઆરમી સદી સુધી અને ત્યાર પછી પણ અવારનવાર દેખા દે છે. આ મલ્લ લોકોના અર્વાચીન પ્રતિનિધિરૂપે ગોરખપુર તથા આઝમગઢના પ્રાંતોમા વસ્તી, સામાન્ય રીતે વેપારમા પડેલી, મલ્લ જાત છે. હિંદી પ્રજાતંત્રના જીવન ઉપરથી સામાન્ય રીતે એમ જણાય છે કે પ્રજાતંત્ર ભોગવતી સમાજ પોતાની રાજ્દ્વારી સત્તા ગુમાવતી જ્યા તેનામાં વેપારી બુદ્ધિ રહેતી હોવાથી તેઓ વેપારમાં પડતા. પંચાલ લોકો પણ મૌર્ય લોકોના નાશ થયા પછી હસ્તીમાં હતા, એમ પતંજલિએ તેમને માટે કરેલા નિર્દેશ ઉપરથી જણાય છે. પરંતુ કુરુ લોકોનું રાજ્ય વહેલું અદશ્ય થયું હતું. મહાભારતમા જણાવ્યા મુજબ કુરુ લોકો અન્ધક-વૃષ્ણિ સંઘના અંગભૂત હતા. આ સંઘનાં કેટલાંક અંગભૂતોએ દેખીતી રીતે 'રાજ'-પ્રધાનવાળા રાજબંધારણનો સ્વીકાર કર્યો હતો, પણ બીજાંઓએ તેમ કર્યું નહોતુ. પશ્ચિમ હિંદુસ્તાનના શિલાલેખોમાં ઈ. સ. પૂ. પહેલી સદીના અંત ભાગે કુરુ લોકો માટે ઉલ્લેખ છે.

કૌટિલ્યના બીજા વર્ગનાં પ્રજાતંત્ર તરીકે હેઠળનાં રાજ્યો દાખલા તરીકે આપવામા આવ્યાં છે.

(૧) કામ્બોજ, (૨) સુરાષ્ટ્ર, (૩) ક્ષત્રિય. (૪) શ્રેણિ અને બીજાંઓ. અનુમાનથી આ વર્ગના પ્રજાતંત્રમાં 'રાજ'-પ્રધાન નહોતા એમ જણાય છે. એમનાં બંધારણનું બીજું મુખ્ય લક્ષણ એ હતું કે એમનાં નગરજનોનાં મન ઉપર ભાર દઈ એમ ઠસાવવામાં

આવ્યું હતું કે સૈનિક કળામાં પ્રવીણતા મેળવવી એ તેમની ફરજ હતી. બીજા શબ્દોમાં કહીએ તો આ પ્રજાતંત્રમાં નગરજન સૈન્ય રખાતું હતું. દરેક રાજ્યમાં આખી પ્રજા શસ્ત્રબદ્ધ હતી. એથી ઉલટું, જે વર્ગના પ્રજાતંત્રમાં 'રાજા'-પ્રધાનવાળું બંધારણ હતું તેમાં સામ્રાજ્યની પેઠે નિયમિત અથવા પગારદાર લશ્કર રહેતું. આખું રાષ્ટ્ર શસ્ત્રબદ્ધ રહે તેવાં પ્રજાતંત્ર માત્ર સૈનિક બાબતોમાંજ રચ્યાંપચ્યાં રહેતાં નહિ, કારણ તેમનાં બંધારણ અનુસાર નગરજનોને હુન્નર ઉદ્યોગ તથા ખેતીવાડી ઉપર પણ લક્ષ આપવાનું હતું. આથી તેઓ ધનાઢ્ય તેમજ સશક્ત જણાયા હતા.

આ રણપ્રિય પ્રજાતંત્રમાં સૌથી અગ્રસ્થાને આવતાં ક્ષુદ્રક તથા માલવ રાજ્યો કૌટિલ્યએ ગણાવ્યાં નથી. કદાચ એના સમય પહેલાં તેઓ સામ્રાજ્યની સત્તા હેઠળ આવી ગયાં હોય. અર્થશાસ્ત્રમાં જે રણપ્રિય પ્રજાતંત્રોનાં નામો આવ્યાં છે તેમાં કામ્બોજનું પ્રજાતંત્ર મુખ્ય છે. એનું સ્થળ પૂર્વ અફઘાનિસ્તાનમાં હતું. ગન્ધારથી કંઇક ઉતરતી પંક્તિની આ સમાજ હોય એવો અશોકના શિલાલેખોમાં એમને માટે ઉલ્લેખ છે. યાસ્કના મત પ્રમાણે એમની માતૃભાષા સંસ્કૃત હતી, પણ તેમાં એમના ઇરાની પાડોશીઓની ભાષામાંથી લીધેલાં કેટલાંક પ્રમાણો તથા વિકારો દાખલ થવા પામ્યા હતા. એમની હસ્તી પાણિનિની જાણમાં હતી, કેમકે એમના રાજાની પદવી દર્શાવવા કોઇ સાધિત શબ્દ બનાવવાનો એ નિયમ આપે છે. આ ઉપરથી કદાચ એમ જણાય કે પાણિનિ કોઇ સામ્રાજ્ય માટે ઉલ્લેખ કરે છે; પણ ખાસ નિયમ તથા સાધિત શબ્દનાં અસાધારણ રૂપ ઉપરથી કામ્બોજ લોકોનો 'રાજા' સમ્રાટ હતો કે માત્ર પ્રધાન તે માટે શક રહે છે. કૌટિલ્યના સમયમાં, એમનાં બંધારણમાં નામધારી 'રાજા' માટે સ્થાન નહોતું. આપણે હવે પછી જોઇશું તે પ્રમાણે, ભોજ લોકો રાજા વિનાના રાજકર્તા હતા. કામ્બોજનો અક્ષરશઃ અર્થ 'ઉતરતી પંક્તિના ભોજ' એવો થાય.

સુરાષ્ટ્ર ( સારૂ રાજ્ય ) લોકોનુ પ્રજાતંત્ર કાઠિયાવાડમાં હતું. અર્વાચીન સોરઠ નામ એમના નામ ઉપરથી પડ્યું છે. તેઓ મૌર્ય સામ્રાજ્યવાદના વ્હેણમાથી બચી જવા પામ્યા હતા, કારણ બલશ્રી ( આસરે ઇ. સ. પૂ. ૫૮ ) ના લેખોમા તેમજ રૂદ્રદામન ( ઈ. સ. ની બીજી સદી ) ના જુનાગઢના લેખમા એમનું નામ આવે છે.

બીજાં બે ગણ્યો–ક્ષત્રિય અને શ્રેણી–સીંધમા એક બીજાની પાસે પાસે હતા એમ મેસીડોનિયાના ગ્રંથકારો જણાવે છે. તેઓ ક્ષત્રિયને ક્ષથ્રોઈ કહે છે. યુરોપીયન પંડિતો એ સંજ્ઞાને કોઇ ન્યાતનું નામ હોય એમ ગણે છે; પણ કોઇ રાજદ્વારી મંડળનું એ વિશેષ નામ છે એમ અર્થશાસ્ત્ર ઉપરથી જાહેર થાય છે. ટાલેમી પણ ક્ષથ્રોઇ પ્રજા અથવા સમાજ વિશે નિર્દેશ કરે છે. પ્રથમ પંક્તિના ગ્રીક અને રોમન પંડિતોએ અગ્ર–શ્રેણિ અથવા પહેલા શ્રેણિ માટે જુદી જુદી સંજ્ઞા વાપરેલી જણાય છે. પ્રત્યક્ષ રીતે શ્રેણિ લોકોના માહોમાંહે વિભાગ પડી ગયા હતા, અને એલેકઝાન્ડર સાથે અથડામણમાં આવનાર પહેલા શ્રેણિ લોકો હતા. યૌધેય લોકોમા પણ આવા વિભાગ પડી ગએલા જણાય છે, કારણ ' ૨ ' તથા ' ૩ ' નિશાનવાળા એમના સિક્કા મળી આવ્યા છે.

સીંધમા વસતી ખત્રિયોના જુદી જુદી જાતો ક્ષથ્રોઈ અથવા ક્ષત્રિય લોકોથી ઉતરી આવેલી હોય એમ લાગે છે; કેમકે ક્ષથ્રોઇના વસવાટનો જે પ્રદેશ ગ્રીક પંડિતો જણાવે છે તે પ્રદેશની પાડોશમાં આ દેખાવડી જાતો વસે છે.

---

# પ્રકરણ ૮ મું

## ગ્રીક પંડિતોએ વર્ણવેલાં હિંદુ પ્રજાતંત્ર

### ( આસરે ઈ. સ. પૂ. ૩૨૫. )

એલેકઝાન્ડરની સ્વારીના ઇતિહાસકારોએ અસંખ્ય રાજ્યોને 'સ્વાધીન' 'સ્વતંત્ર' અથવા 'સ્વરાજ્ય ભોગવતા' વર્ણવ્યાં છે. આ ઉપરથી એમના કહેવાનો અર્થ એ નીકળે છે કે એ સઘળાં પ્રજાતંત્ર બંધારણવાળા હતાં. મેકક્રિન્ડલ 'સ્વતંત્ર' સંજ્ઞાનું ગૌરવ સ્વીકારે છે. પરંતુ હિંદમા પ્રજાતંત્ર બંધારણવાળા રાજ્યો હસ્તીમાં હોવાની બીનાથી તે અજાન હોવાથી, એણે એમ માનેલું કે એ સંજ્ઞા હિંદી ગ્રામ પંચાયત માટે વપરાઈ હશે. પણ ગ્રીક લોકોએ ગ્રામ પંચાયતને પ્રજાતંત્ર તરીકે ગણવાની કદી પણ ભૂલ કરી નહોતી; તેઓ સમાજોને રાજ્ય તરીકે ગણતા પણ ગામ–એકમ તરીકે નહિ. એ લોકો આ રાજ્યો સાથે લડયા હતા, તેઓ સાથે એમણે તહનામા કર્યાં હતાં, અને તેમના રાજ્યબંધારણને લગતી વિગતોની નોંધ રાખી હતી. એ લોકો આ રાજ્યોથી એવા સારી પેઠે માહિત હતાં કે મેકક્રિન્ડલ સૂચવે છે તેની જાતની ભૂલ તેઓ કદી પણ કરે નહિ. આ ઉપરથી રાજ્યબંધારણને લગતી બાબતોમાં ગ્રીક લોકો ઉપર આપણે આધાર રાખી શકીએ. ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમાં ગ્રીક એલચી તરીકે આવેલા મેગાસ્થનીસ આ સંબંધમા શું કહે છે તે તપાસીએ તો કંઈ શક અથવા વિરોધ માટે સ્થાન રહેશે નહિ. એ એલેકઝાન્ડરના સોબતીઓના જેવો દેશમાથી ઝડપબંધ પસાર થઈ જતો લુટારુ નહોતો, પણ એણે ઘણા વર્ષ આ દેશમાં રહી પરિસ્થિતિનું અવલોકન કર્યું હતું. એ આખા દેશને બે પ્રકારના રાજતંત્રમાં વહેંચી નાખે છે રાજા હોય તેવું તથા પ્રજાતંત્રવાળું.

'જ્યા રાજા હોય ત્યા લોકો દરેક બાબત તેને નિવેદન કરે છે, અને જ્યા લોકો સ્વરાજ્ય ભોગવતા હોય ત્યા ન્યાયાધ્યક્ષને નિવેદન કરે છે.'
(Mc Crindle, Megasthenes Arr XII.)

ગ્રીક ઇતિહાસકારોએ જે પ્રજાતંત્ર રાજ્યોની નોંધ કરી છે તેની આપણે અહિંયા સમાલોચના કરીશુ.

ગ્રીક ગ્રંથકારો કથૈઅન લોકોને હિંદુસ્તાનની સૌથી બળવાન પ્રજા તરીકે વર્ણવે છે. હમણાના લાહોર તથા અમૃતસર પ્રાંતોમા હાઇડ્રેઓટસ અથવા રાવી નદીની પૂર્વમા એ લોકો વસતા હતા, અને સાકલમા તેમની રાજ્યધાની હતી. 'યુદ્ધકળામાં ચાતુર્ય તથા બહાદુરી માટે કથૈઅન લોકોની પ્રતિષ્ઠા ભારે હતી.' (Arrian, Anabasis V. 22 II. A P. 115). તેઓને એલેકઝાન્ડર સાથે લડાઈ થઈ તે પૂર્વે થોડાજ સમય ઉપર તેઓએ બીજા કેટલાક પ્રજાતંત્ર ભોગવનાર હિંદીઓને સાથે લઇ પોરસ રાજાને તેમજ અભિસાર લોકોના રાજાને હરાવ્યા હતા. હિંદુ યુદ્ધકળામા જેને શકટ-વ્યુહ અથવા ગાડાના જેવી રચના કહે છે તેવી રીતે કથૈઅન લોકોએ એલેકઝાન્ડર સામે લડવામા પોતાનું લશ્કર ગોઠવેલું હોવાથી એલેકઝાન્ડરના સૈનિકોને ઘણી મુશ્કેલી નડી. તેઓ ઘણી બહાદુરીથી લડયા અને તેઓને ભારે સંખ્યાના સૈન્ય સામે લડવાનું હતુ છતાં તાબે થયા નહિ. એમનામાં સ્ત્રીપુરૂષો પોતપોતાની મરજી પ્રમાણે લગ્ન કરતા અને સ્ત્રીઓમા સતી થવાનો ચાલ હતો. સ્ટ્રેબોના જણાવ્યા પ્રમાણે એમનામાના સૌથી ખુબસુરત પુરૂષને રાજા તરીકે પસંદ કરવામાં આવતો.

કેટલાક પંડિતો કથૈઅન શબ્દને સંસ્કૃત ક્ષત્રિય સાથે જોડી નાખે છે. પણ એનું સમર્થન થઈ શકે એમ નથી. ગ્રીક ગ્રંથકારોએ શબ્દોનાં જે રૂપો આપ્યા છે તે સંસ્કૃત ઉચ્ચારને આધારે છે, અને કથ પ્રાકૃત રૂપ હોવાથી અપવાદ રૂપે છે. આખો (પંજાબ) દેશ સંસ્કૃત રૂપો વાપરતો હતો ત્યારે કથ શબ્દ પ્રાકૃતમાથી આવ્યો છે એમ માનવાને કંઈ કારણ નથી. એમ જ ના ક્ષત્રિયનો પ્રાકૃત રૂપે કથ નહિ

પણ ખત્તિય જેવો કંઈ શબ્દ થાય. વળી ગ્રીક ગ્રંથકારો ક્ષત્રિયને માટે ક્ષથ્રોઇ વાપરે છે એ ભૂલવું જોઇએ નહિ. કઠઠ લોકોનો પ્રદેશ કથૈઅ અને કઠઠ લોકો કથૈઓઈ કહેવાના.

કથૈઅ લોકોના પ્રદેશ સુધી આવતા પહેલા અલેકઝાન્ડરને રાવી નદી ઉપરની કેટલીક સ્વતંત્ર હિંદી પ્રજાઓ અથવા પ્રજાતંત્ર સાથે લડવું પડયુ હતુ.

રાવી નદીથી થોડે દૂર અદ્રેસ્તે, અદ્રેસ્તે અને અદ્રેસ્તે એવે જુદે જુદે નામે ઓળખાતી પ્રજા વસતી હતી અને તેની રાજધાની ગ્રીક લોકોએ આપેલા નામ પ્રમાણે પિમ્પ્રમમા હતી. યુરોપીઅન પંડિતો આ જાત અને વિશેષ જાણીતી થએલી અરટ્ટ જાત એકજ હોવાનું માને છે. પરંતુ શબ્દરૂપાનુસાર આ મળતાપણું અશક્ય જણાય છે. કદાચ પાણિનિએ જણાવેલા અને ગણ-પાઠમા આવેલા અરિષ્ટ લોકો અને આ જાત એકજ હોય એમ કહી શકાય.

કથૈઅ લોકોના મુલકની પાડોશમા સોફાઈટ લોકોનું રાજ્ય હતું. એ જ લોકો તે સૌભૂતિ હતા એમ સીલવેઇન લેવી કહે છે તે ખરૂં છે. પણ એ ખુલ્લુ જણાતું નથી કે એનો રાજકર્તા ચુંટાએલો રાજા હતો કે નિયમિત રીતે ગાદીએ એમનો એકાધિપત્ય રાજા હતો. વિશેષ સંભવ એમ લાગે છે કે એ રાજ્ય પ્રજાતંત્ર ભોગવતુ હતું. એનો મુલક પ્રજાતંત્રવાળા પ્રદેશમા પ્રજાતંત્રના સંસર્ગમા આવેલા તથા તેના લક્ષણવાળાં રાજ્યોની વચમા હતો. ગણ-પાઠમા મંકવના લોકોની સાથે સુભૂત ગણાવવામા આવ્યુ છે. આપણે ઉપર જોઈ ગયા તેમ કથ લોકોના પ્રજાતંત્રની રાજધાની મંક્વમા હતી. સૌભૂતિ રાજ્યની સીમા હિમાલયના સોલ્ટ-રેન્જને નામે ઓળખાતા પ્રદેશ સુધી ગઈ હતી. ડિઓડોરસ (૧૭, ૯૧) જણાવે છે કે સોપિથિ (Sopeithe) લોકોના અમલ હેઠળના શહેરોનો વહીવટ સૌથી વિશેષ અંશે કલ્યાણકારી કાયદા અનુસાર ચાલતો અને 'તેમની રાજકારી પદ્ધતિ પ્રશંસનીય હતી.' 'એમનામાં ખુબસુરતીની સૌથી ઉંચી ગણના થતી.' વિશેષમા 'આ ઉપરથી એમ જણાય

છે, કે આ શહેરોમા વસનારાઓનું સન્માન એમના બાકીના દેશબંધુઓ કરતા વિશેષ થતુ.' કથૈઅ લોકોની માફક સૌભૂતિ લોકોમા પણ સ્ત્રી પુરુષો પોતપોતાના જીવન સાથીને હુંડાના કંઈ પણ વિચાર વિના પસંદ કરતા. તેઓ સુરૂપ અને લાવણ્યમય વદન વિશેષ અગત્યના ગણતા. આ વહીવટ ફક્ત કથૈઅ અને સૌભૂતિ લોકોમા પ્રચલિત હતો એમ નહોતું. પ્રજાતંત્રવાળા વૃષ્ણિ લોકો પણ પ્રજાતંત્રના નેતાના ખુબસુરત ચહેરા ઉપર વધારે વજન મુકતા એમ જોયુ છે. સૌભૂતિ તથા કથ લોકો આ નિયમ પાળતા તે માટે બીજુ પણ કારણ હતુ. 'લગ્ન સંબંધ જોડવામા તેઓ ઉચ્ચ કુટુંબ સાથે સંબંધ બાધવાને ઇતિજાર રહેતા નથી, પણ ખુબસુરતીને ધોરણે પોતાની પસંદગી કરે છે, કારણ તેઓ છોકરાઓમા લાવણ્યની ભારે ગણના કરે છે,' કેમકે સૌભૂતિ અને કથ રાજ્યોમા પોત પોતાના પ્રદેશમાં જે બચ્ચાઓ જન્મ્યા હોય તેમાથી શરીર બંધારણની દૃષ્ટિએ કેટલાને નગરજન તરીકે મોટાં થવા દેવાં એ નક્કી કરવાનો હક્ક રાજ્યના અધિકારીનો હોવાનું પ્રતિપાદન થતું. આ નિયમ સ્પાર્ટાના રાજબંધારણમા પણ હતો એ જણાવવાનું ભાગ્યેજ જરૂરનું છે. કથૈઅ લોકોમા આવી તપાસ બચ્ચાના જન્મ્યા પછી બીજે મહિને થતી ( ગ્રૅઓ ).

આ ઉપરાંત બીજાં બે શહેરી-રાજ્યો પ્રજાતંત્ર ભોગવતા હતા એમ એરિઅન જણાવે છે પણ તેના નામ આપવામા આવ્યા નથી.

એલેકઝાન્ડર જ્યારે હીફાસિસ અથવા બીઆસ નદી ઉપર આવી પહોચ્યો ત્યારે એની જાણમાં આવ્યુ કે નદીની સામી બાજુનો પ્રદેશ 'અસાધારણ ફળદ્રુપ હતો અને લોકો સારા ખેડુતો હતા, લડાઈમા બહાદુર હતા અને ઉત્તમ પદ્ધતિએ ચાલતા રાજતંત્ર હેઠળ વસતા હતા. કારણ અમીર વર્ગ લોકસમૂહ ઉપર અમલ ચલાવતા અને પોતાની સત્તાનો ઉપયોગ ન્યાયથી મર્યાદામા રહી કરતા.' ( એરિઅન પુ. ૫. ૨૫ ) આ વર્ણન કૌટિલ્યના વાર્તા શાસ્ત્રોપજીવિનઃ સાથે મળતું આવે છે. ખેતીવાડીના ધંધામાં તેઓ આબાદ હતા અને લડાઈ માટે

તૈયાર ગણના અને સંપૂર્ણ રીતે પોતાના બળ ઉપર આધાર રાખતા. આ ગણ્યનું નામ આપવામાં આવ્યું નથી એ દુર્ભાગ્ય છે. ગ્રીક લોકો જેને શિષ્ટ જન અથવા અમીર વર્ગ કહેતા તેમના હાથમાં પ્રજાતંત્ર ખરેખર રીતે હતું પણ તેમની લોકસભામાં પાંચ હજાર પ્રતિનિધિઓ હતા. યૌધેય સિક્કા જે સ્થળેથી નીકળ્યા છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે બીઆસ ઉપરનું આ નામ વિનાનું ગણ્ય કદાચ યૌધેય લોકોનું હોય. લોકસભાનો દરેક સભ્ય ગણ્યના લશ્કર માટે અમુક હાથી આપતો. એરિયન (૫. ૨૫) ના મત પ્રમાણે આ વિદેશીનો પાસે વળી ભારે સંખ્યાના અતિ યોગ્ય કદના અને તાર વિક્રમવાળા હાથીઓ હતા. એને ગ્રીક જાતે કહે છે તે પ્રમાણે મેસીડોનિયાના લોકો 'માત્ર થોડા લશ્કર સામે લડવાને ટેવાયલા હતા' 'હવે પહેલી જ વાર' તેમને ખરેખરા વિશાળ સૈન્યની સામે જવાનું હતું અને એના જણાવ્યા પ્રમાણે, જે પ્રજાઓના માત્ર નામથી એના સૈનિકો ભય પામી ગયા હતા તેમની સામા એક તસુ પણ

પાછા ફરતા પણ એલેક્ઝાન્ડરના માર્ગમા ઘણા પ્રજાતંત્ર આવ્યા હતા. ખરૂ જોતા આ વેળાએ સિંધુ નદીના કિનારાથી બલુચિસ્તાનમાની હિંદુસ્તાનની સરહદ સુધી જે જે રાજ્યો એના માર્ગમા આવ્યા તે સઘળા પ્રજાતંત્ર ભોગવતા હતા. આમાના ક્ષુદ્રક તથા માલવ બાથી વધારે બળવાન હતા. ગ્રીક ગ્રંથકારો એ રાજ્યોને અનુક્રમે ઓકસીડ્રાકાઈ તથા મેલોઇ તરીકે ઓળખાવે છે, અને જણાવે છે કે તે હીડ્રાઓટીસ નદી ઉપર આવ્યા હતા; એટલે જેલમ નદી ચીનાબમા પડે છે તે સ્થળેથી દક્ષિણ તરફના એ નદીઓનાં વહેણને એ નામે ગ્રીક લોકો ઓળખતા હતા એમ જણાય છે. એ રાજ્યોએ એકત્ર મળી પોતાનો સંઘ બનાવ્યો હતો. એરિયન (૬. ૪) કહે છે કે દેશના આ ભાગમા વસતી હિંદી જાતોના પ્રમાણમા આ રાજ્યોના લોકોની સંખ્યા ઘણી વધારે હતી અને તેઓ સૌથી વધારે લડાયક જુસ્સાવાળા હતા. "એલેક્ઝાન્ડર પહેલા મેલોઇ નામે ઓળખાતી પ્રજાના રાજ્ય આગળ આવ્યો હતો" મેલોઇની પાડોશમા પ્રજાતંત્ર ભોગવતા સિબોઇ નામે ઓળખાતા એમના મિત્રો હતા. આ સિબોઇ લોકોને જાતક તથા પતંજલિ સિવિ અને શૈબ્ય નામે ઓળખાવે છે. મેલોઇ લોકોને એરિયન (૬. ૬) સ્વતંત્ર હિંદીઓની જાત કહે છે; એમના શહેરો ચીનાબ નદી ઉપર આવી રહ્યા હતા અને રાવી નદીની નજદિકમા એમની રાજધાની હતી. આ લોકોની રાજધાની અથવા તેમના એકાદ શહેર ઉપર ઘેરો ઘાલતા એલેક્ઝાન્ડર પોતાની જીંદગી ગુમાવવાની અણી ઉપર હતો. સંધના એકસંપને લઇને ગ્રીક ઇતિહાસકારો નક્કી કરી શકયા નથી કે મેલોઇના શહેર આગળ કે ઓક્સીડ્રકાઈના શહેર આગળ એલેક્ઝાન્ડર મોતના પંજામાથી બચી જવા પામ્યો હતો. કર્ટિયસના જણાવ્યા પ્રમાણે એમનાં લશ્કરમા ૧,૦૦,૦૦૦ માણસો હતા. "આ લશ્કર સાથે લડવાનો પ્રસંગ આવવાથી મેસીડોનિયન લશ્કરનો ઉત્સાહ મંદ પડી ગયો હતો." "જ્યારે મેસીડોનયનોને માલમ પડ્યું કે હજી તેમને એક નવી લડાઇમાં

ઉતરવાનું હતું અને તેમાં આખા હિંદુસ્તાનમાં સૌથી લડાયક ગણાતી પ્રજા તેમના હરીફ તરીકે ઉતરશે, ત્યારે તેઓ અણધાર્યા ભયથી ત્રાસી ગયા અને ગજ્જોદ મણાય એવી ભાષામાં તેઓ ફરીથી રાજાને ઠપકો આપવા લાગ્યા.' એલેક્ઝાન્ડરના સૈનિકો આ લોકોને 'ઝનુની પ્રજા' તરીકે ધારતા અને તેમનાથી એવા ભય પામી ગયા હતા કે તેઓ લોહી રેડયા વિના એમને આગળ વધવા દેશે નહિ. મેસીડોનિયન લોકોનો ભય સર્વ રીતે સકારણ હતો એ એલેક્ઝાન્ડરને પોતાને જે સંકટ નડ્યું હતું તેનાથી તેમજ સ્વારીને અંતે લશ્કરનો જે કચ્ચરઘાણ થયો હતો તેનાથી પુરવાર થાય છે.

એલેક્ઝાન્ડરની કીર્તિ વધારવાની સ્પષ્ટ ઇચ્છાથી ગ્રીક ગ્રંથકારો આપણને એમ સમજાવવા તજવીજ કરતા જણાય છે કે એલેક્ઝાન્ડરે ક્ષુદ્રક તથા માલવ લોકોને લડાઇમાં છુંદી નાખી તેમનો નાશ કર્યો હતો. પરંતુ પતંજલિ કંઇ જુદીજ હકીકત આપે છે. એ પ્રજાતંત્રનો સંઘ હસ્તીમાં હોવાનું તથા તેમનામાંના ક્ષુદ્રકો વિજયી નીવડયાનું જણાવે છે. મેસીડોનિયન ઇતિહાસકારો પોતે લડાઇ પછી આ ક્ષુદ્રક લોકોની મહત્તા જળવાઈ રહ્યાનું સ્વીકારે છે અને તેનું વર્ણન પણ કરે છે. બન્ને 'પ્રજાઓએ' 'સો એલચી' મોકલ્યા હતા અને તેઓ 'સઘળા રથમાં બેઠા હતા અને અસાધારણ બાંધાના અને તેજસ્વી દમામવાળા હતા. તેઓના ઝભા ધુમ્ર વર્ણના સોનેરી ભરેલા સુનગરી કપડાના હતા. 'જે સ્વતંત્રતા આટલા બધા યુગ સુધી તેઓએ અખંડ ટકાવી રાખી હતી' તે માટે તેઓ મગરૂર હતા ખુદ એલેક્ઝાન્ડરને પોતાના દુશ્મનોને હાથે સંકટો ભોગવવા પડ્યા હતા એટલે જેઓ એની સામા થયા હતા તેમની તરફ એ ભાર વેરભાવ દર્શાવતો છતાં આ એલચીઓની એણે અસાધારણ પરોણાગત કરી હતી. 'એણે શ્રેષ્ઠ ભોજન તૈયાર કરવા માટે હુકમો આપ્યા અને એલચીઓને જમવા તેડ્યા'...'અંહીં સોનાના સો

બાજઠો એક બીજાથી થોડે થોડે દૂર ગોઠવવામાં આવ્યા હતા અને તેની આસપાસ ધુમ્ર વર્ણના સોનેરી કસબથી ભરેલા પડદાઓ ટાંગવામાં આવ્યા હતા' (કર્ટિયસ પુ. ૯. પ્ર ૭). એમને આનંદ આપવા માટે એલેક્ઝાન્ડરે તમાશાની તજવીજ કરી હતી. અને અહીં દારૂ છૂટથી વહેંચવામાં આવ્યો હતો. 'ત્યારપછી એલચીઓને પોતપોતાને રથને રવાના કરવામાં આવ્યા હતા.' આ સઘળું પરાજય પામેલા દુશ્મનના વર્ણન જેવું લાગતું નથી, પણ એમના સામર્થ્યની અજમાયશ લીધા પછી જેમને તાબામાં રાખી જેમની સાથે મિત્રભાવ રાખવાનું આવશ્યક લાગે એવા દુશ્મનનું છે. હિંદુસ્તાનમાંથી પાછા ફરતા એને કોઈના હુમલા ખમવા પડે નહિ, તે માટે તેમજ રાજદ્રોહી મેસીડોનિયન લશ્કરને દાબમાં રાખી તેઓ નિમકહલાલીથી વર્તે એ માટે એલેક્ઝાન્ડરને તજવીજ કરવાની હતી.

બન્ને પ્રજાતંત્રમાંથી એલેકઝાન્ડર સાથે સુલેહની શરતો નક્કી કરવા જે કહેવાતા એલચીઓ આવ્યા હતા તેઓમાં કેવા લોકો હતા તેની નોંધ લેવાનું જરૂરનું છે. આ લોકો પોતપોતાના શહેરો તથા જિલ્લાઓના અગ્રગણ્ય પ્રતિનિધિ હતા, 'ઓકસીડ્રકાઇ લોકોમાંથી તેમના શહેરોના નેતાઓ તથા જિલ્લાના સુબાઓ આવ્યા હતા.' તેમને તહનામું કરવાની કુલ સત્તા આપવામાં આવી હતી. મેલોઇના પ્રતિનિધિઓએ એમ કહ્યાનું જણાવવામાં આવે છે કે 'બીજાઓના કરતાં તેઓને સ્વતંત્રતા તથા સ્વાધીનતા વિશેષ પ્રિય હતા, અને ડાયોનિસિયસ ( કદાચ બલગમને ગ્રીક લોકો આ નામે ઓળખાવતા હોય ) ના વખતથી તેમની સ્વતંત્રતા અખંડિત રહી છે.'

એ ખાસ લક્ષમાં રાખવાનું છે કે આ સ્વાધીનતા ભોગવતા હિંદીઓની લાવણ્યમય મુખરેખા તથા સુંદર, ઓપદાર બાંધા વિષે મેસીડોનિયન ગ્રંથકારો ખાસ ઉલ્લેખ કરે છે. હિંદી પ્રજાતંત્રની નૃવંશવિદ્યા ( ethnology ) ને લગતા વિવેચન માટે આ અભિપ્રાય અગત્યનો છે. આ બાબત આપણે આગળ જોઈશું ( પ્ર. ૨૧ ).

ચીનાબ સાથે જેલમ નદીનો જે સ્થળે સંગમ થાય છે ત્યાંથી દક્ષિણ કિનારા ઉપર માલવ લોકો વસતા અને ક્ષુદ્રકો તેના ઉપવાસે વસતા.

છેલ્લા બે પ્રજાતંત્રના મુલકની પાડોશમાં એલેકઝાન્ડર અગ્નિનેઇ નામના લોકો સાથે સબંધમાં આવ્યો હતો. ડિઓડોરસનું કહેવું માનીએ તો એમણે ૪૦,૦૦૦ પાયદળ તથા ૩,૦૦૦ ઘોડેસ્વાર લશ્કર એકઠું કર્યું હતું. 'એમણે પોતાના સાંકડા મોહલ્લાઓમાં દુશ્મનને આવતો અટકાવવા અનેક અડચણો ઉભી કરી હતી, ભારે બહાદુરીથી તેઓ લડયા હતા, અને પરિણામે તેમની સામે હુમલો લઇ જતા એલેકઝાન્ડરના થોડા મેસીડોનિયન સિપાઇઓ પડયા હતા.'

કર્ટિયસના જણાવ્યા પ્રમાણે જ્યારે આ બહાદુર લડવૈયાઓ પોતાનાથી મોટા લશ્કરના હુમલા સામે ટકી શકયા નહિ, ત્યારે

તેમણે પોતાના ઘરને આગ લગાડી પોતાનાં સ્ત્રી છોકરાઓને, રજપુત લોકો જોહર કરતા તે માફક બાળી મુકયાં.

યુરોપીયન પંડિતો આ લોકો તથા આર્જુનાયન લોકો એકજ હોય એમ મનાવવા તજવીજ કરતા જણાય છે. પણ શબ્દ-શાસ્ત્રના કારણોને લઇ આ માન્ય થઇ શકતું નથી ; અગ્સિનેઇ નામમાં અગ્ર અને શ્રેણિની સંધિ થઇ છે. જે પ્રજાતંત્રોમા પ્રધાનને રાજન કહેવામા આવતો નહિ અને જે પ્રજાતંત્રો લડાયક હતા તે પ્રજાતંત્રની કૌટિલ્યએ આપેલી યાદીમાં આમાંનો મુખ્ય શબ્દ મળે છે. અહીં માત્ર શ્રેણિ રૂપજ જણાય છે; એટલે અગ્ર ઉપરથી એમ લાગે છે કે એ પ્રજાતંત્રમા એક કરતાં વિશેષ અંગભૂતો હતાં.

ગ્રીક લોકોએ જણાવેલુ બીજું પ્રજાતંત્ર અમ્બષ્ઠ લોકોનુ હતું. આ નામ એ લોકો સમ્બ્રસ્તાઇ તથા 'અબસ્તાનોઈ એમ પણ લખે છે. સંખ્યા અથવા બહાદૂરીમાં આ લોકો હિંદુસ્તાનમાં કોઇથી પણ ઉતરે એવા નહોતા. એમના રાજતંત્રનું સ્વરૂપ પ્રજાસત્તાક અમલના ધોરણે રચાયું હતુ. એમના લશ્કરમાં ૬૦,૦૦૦ પાયદળ ૬,૦૦૦ ઘોડેસ્વાર તથા ૫૦૦ રથ હતા. 'એમણે પોતાની બહાદૂરી તથા વ્યુહકળા માટે ખ્યાતિ પામેલા ત્રણ સરદારોને ચુંટી કહાડયા હતા.'

'યોગ્ય સંભાવથી પોતાનો સત્કાર થશે એમ ધારીને' એલચી તરીકે આવેલા શ્રેષ્ઠ અગ્રગણ્ય પચાસ નગરજનોનું સ્વાગત કરી એલેકઝાન્ડરે તેમની સાથે તહની શરતો નક્કી કરી. ડિઓડોરસ એમ જણાવે છે કે અમ્બષ્ઠ લોકોએ 'પોતાના વૃદ્ધ પુરૂષોએ નહિ લડવાની આપેલી સલાહનો સ્વીકાર કર્યાથી' આ એલચીઓ આવ્યા હતા. આ ઉપરથી કદાચ એવું સૂચન થાય કે એમના પ્રજાસત્તાક બંધારણમાં વૃદ્ધ પુરૂષોની સભા પણ હતી.

પતંજલિએ તેમજ મહાભારતમાં અમ્બષ્ઠ લોકોને રાજદ્વારી સમાજ તરીકે જણાવ્યા છે. પુરાણમાં જણાવ્યું છે કે અંગના કુટુંબના અમ્બષ્ઠે પંજાબમાં પોતાનો વંશ સ્થાપ્યો હતો. એ રાજ્યનો

શરૂઆતનો અહેવાલ આપતા પુરાણ એમને એકાધિપત્ય રાજ્યપદ્ધતિવાળા લોકો તરીકે વર્ણવે છે. શિબિ લોકોના રાજ્યબંધારણમાં જેવી રીતે ફેરફાર થયો હતો તેવી રીતે આ લોકોના એકાધિપત્ય રાજ્યપદ્ધતિવાળા બંધારણને પ્રજાતંત્રમાં ફેરવવામાં આવ્યું હતું. યૌધેય લોકો માટે પણ પુરાણમાં એમ જણાવ્યું છે કે અમ્બષ્ટ લોકોની પેઠે એ લોકો પણ એકાધિપત્ય રાજ્યપદ્ધતિવાળા હતા. પણ યૌધેયના સ્મારક ચિહ્નો ઉપરથી એમનો જે ઇતિહાસ મળે છે તે પ્રજાતંત્રવાળા લોકોના ઇતિહાસને મળતો આવે છે.

આ પછીની બીજી સ્વતંત્ર પ્રજા ક્ષથાઇ હતી. એ નામનું સંસ્કૃતમાં રૂપાન્તર કરતાં ક્ષત્રિય થાય ઉપર જણાવ્યા પ્રમાણે, અર્થશાસ્ત્રમાં આપેલા મુજબ જે પ્રજાતંત્રનું વિશેષ નામ 'ક્ષત્રિય' છે તે અને આ પ્રજા એક જ છે. કેટિલ્ય આ લોકોની ગણના શ્રેણિઓની સાથે કરે છે અને અહીં આપણે શ્રેણિ લોકોને ક્ષત્રિય લોકોના પાડોશી તરીકે જોઇએ છીએ. આગળ સૂચવ્યા પ્રમાણે સિંધી ખત્રી જાત આ લોકોના અર્વાચીન પ્રતિનિધિ લાગે છે. કેટિલ્યે પાડેલા વિભાગ પ્રમાણે એમનો પ્રધાન રાજ્ય તરીકે ઓળખાતો નહિ.

એરિઅનના જણાવ્યા પ્રમાણે, ઓસ્સડિઓઇ લોકો પણ 'સ્વતંત્ર પ્રજા' તરીકે હતા. બીજો કોઇ ગ્રંથકાર એમને માટે ઉલ્લેખ કરતો નથી. આ લોકો તેજ યૌધેય હતા એમ પ્રતિપાદન કરવા કનિંગહામ મથન કરે છે, પણ શબ્દશાસ્ત્રના કારણે તે ટકી શકતું નથી વી ટી સેન્ટ–માર્ટિનના સૂચવ્યા પ્રમાણે આ લોકો મહાભારતમાંના વસાતિ લોકો હોય એમ લાગે છે. આ વસાતિ લોકો ક્ષુદ્રક તથા માલવ લોકોના પાડોશી તરીકે તથા અમ્બષ્ઠથી શરૂ થતા સમૂહમાં જણાય છે. કાત્યાયન અને પતંજલિ શિબિ લોકોના પ્રદેશની સાથે વસાતિ લોકોના પ્રદેશ જણાવે છે. ગણ–પાઠમાં રાજન્યના પ્રજાતંત્રથી શરૂ થતા સમૂહમાં આ લોકોને ગણાવ્યા છે.

આ પછીનાં રાજ્યસભા-રાજા અમલ ચલાવતો કે પ્રજાતંત્ર હતુ એ નક્કી જણાતુ નથી. એલેકઝાન્ડરના સોબતીઓએ એના ગજ-બંધારણના તથા કાયદાના વખાણ કર્યા છે. 'યુદ્ધ અને એવી બીજી ટ્રોપ પણ કળામા હદ ઉપરાત ગ્ચ્યાપચ્યા રહેવું એને તેઓ દુરાચાર ગણતા' ( સ્ટ્રૅબો ૧૫. ૬૪. ).

આ રાજ્ય હિંદુસ્તાનમા સૌથી ધનાઢ્ય હતુ એમ કહેવામા આવે છે. નગરજનો સૌ સાથે ભોજન લેતા. આવા વહીવટ માટે અથર્વ વેદમા પણ ઉલ્લેખ છે. તેઓ ગુલામની સંસ્થાનો સ્વીકાર કરતા નહિ ( સ્ટ્રૅબો ૧૫. ૩૪ ). આપણા સાહિત્યમાથી આ સ્વતંત્રતા ભોગવતા લોકોનું નામ ખોળી કઢાડવાનુ બને એમ છે. આ લોકો તેજ મુશિક લોકો હતા એમ લેસન સૂચવે છે તે ટકી શકતું નથી, કેમકે મુશિક લોકો સિંહાદ્રી અથવા વિંધ્યાચળ પર્વતની દક્ષિણે વસતા હતા. જેવી રીતે મુસુકર્ણ ટ્રોપ મુલકના વિશેષ નામ તરીકે કાશિકામા આવે છે તેવી રીતે મૌસિકાનો એ ટ્રોપ પ્રદેશનુ નામ હશે. છપાએલા ગણ-પાઠમા આ શબ્દની જોડણી અશુદ્ધ છે પણ કાશિકાના પાઠનું વર્ધમાન પોતાના ગણરત્નમહોદધિમા સમર્થન કરે છે, અને એમ કરતા શકટાંગજનુ પ્રમાણ આપે છે. બીજો પાઠ મુચિકર્ણ લાગે છે.

[ સરખો તથા ત્રેન્તિ ( કદાચ મહાભારતમાના પ્રસ્થાલ ) લોકોની પાટોશના રાજ્યો એકાધિપત્યક રાજ્ય પદ્ધતિથી ચાલતા વર્ણવવામા આવ્યાં છે. ]

આ પછી 'બ્રચમનોઇ નામે ઓળખાતી પ્રજા' ( એરિઅન ૬-૧૬; ડિઓડોરસ ૧૭. ૧૦૨ ) નું શહેર એલેકઝાન્ડરે તાબે કર્યુ હતુ. ડિઓડોરસ અન્ય સ્થળે ( ૧૭, ૧૦૩ ) 'બ્રચમન લોકોનો મુલક એણે તાબે કર્યાનુ કહે છે. જેને પતંજલિ ब्राह्मणक नाम जनपदः ( ૨. પા. ૨૯૮ ), એટલે બ્રાહ્મણક નામે ઓળખાતો દેશ ( રાજ્ય ) કહે છે તે અને આ એક જ હોય એમ લાગે છે. પાણિનિએ

जनपद શબ્દ જે અર્થમાં વાપર્યો છે અને સિક્કાઓ ઉપર પણ જે અર્થમાં એ વપરાયો છે તે જ અર્થમાં અહીં પણ વપરાયો છે, એટલે રાજદ્વારી દૃષ્ટિએ સર્વ રીતે સંપૂર્ણ દેશ અથવા રાજ્ય. જાતિ અને રાજ્યને એકજ તરીકે ઓળખાવવામાં ગ્રીક અભિપ્રાય એવો દૃઢ હોય છે કે કોઈ રાજ્યનાં અસ્તિત્વ ઉપરથી સઘળા નગરજનોની એક જાતિ બનાવી દેવામાં આવે છે. પંજાબ અને સિંધમાંનાં બાકીનાં સઘળાં સ્વતંત્ર શહેરો તથા રાજ્યોની બાબતમાં એમ થયું છે. પણ પ્રસ્તુત રાજ્યોના સમકાલીન હિંદી ગ્રંથકારો, દાખલા તરીકે પાણિનિ, તેમનાં નામ દેશનાં નામ ઉપરથી આવ્યાનું ગણે છે. અન્ય રીતે કહીએ તો, હિંદીઓના વિચાર જાતિ ઉપરથી નહિ પણ પ્રદેશ ઉપરથી બંધાય છે.

આ નાનકડા પ્રજાતંત્રે ભારે જુસ્સો તથા દેશાભિમાન દર્શાવ્યાં તેથી એલેક્ઝાન્ડરે એના ઉપર ખાસ વેર લેવાનું ઠરાવ્યું હતું. પ્લુટાર્ક એલેક્ઝાન્ડરનાં જીવનચરિત્રમાં બ્રાહ્મણ લોકોના શહેરના સંબંધમાં લખતાં જણાવે છે કે 'આ તત્વજ્ઞાનીઓએ ભાડુતી લશ્કર કરતાં એને કંઇ ઓછો ત્રાસ આપ્યો નહોતો; કારણ જે રાજકર્તાઓ એની સાથે મળી ગયા હતા તેમને એ લોકો નિંદતા અને એની સત્તા વિરૂદ્ધ બંડ ઉઠાવવા સ્વતંત્ર રાજ્યોને ઉશ્કેરતા. આ કારણે એણે એમનામાંના ઘણાઓને ફાંસીએ ચડાવ્યા હતા.'

છેલ્લાં ગણાવેલાં રાજ્યની દક્ષિણે સિંધુ નદીના મુખ આગળ બનેલા ટાપુ ઉપર પતલનું રાજ્ય હતું. એલેક્ઝાન્ડર અહીં આવ્યો તે પહેલાં સઘળા લોકો એને તાબે ન થવા માટે ત્યાંથી નીકળી નાઠાં હતા. હિંદુસ્તાનમાંનાં વધારે નાનાં પ્રજાતંત્રમાં એવો પ્રબંધ પડી ગયો હતો કે દુશ્મનને તાબે થવા કરતાં લોકોએ પરદેશ નીકળી જવું. જાતક તથા મહાભારતમાં જણાવ્યા પ્રમાણે જરાસંધના ત્રાસથી કંટાળી વૃષ્ણિ લોકો મથુરામાંથી નીકળી દ્વારકામાં જઇ વસ્યા હતા. શિબિ લોકો પંજાબમાંથી રજપુતાનામાં અને માલવ લોકો પંજાબમાંથી

માળવામાં આવાજ કંઈ સંજોગોને લઇને આવી વસ્યા હશે. પત્તલના રાજ્યબંધારણમા રાજકર્તા મોએરીસને નામે ઓળખાતો વર્ધમાન પોતાના ગણરત્નમહોદધિ ( ૩. ૨૦૯ ) મા ગણ-પાઠમાના જે મુર શબ્દને રાજકર્તાની ઉપાધિ તરીકે ગણે છે તેયો કોઈ સાધિત શબ્દ ઉપરના મોએરીસને સ્પષ્ટ રીતે મળતો આવે છે. કર્ટિયસ એને કુલ મુખત્યાર રાજા તરીકે ગણે છે. આ ગ્રંથકારો આવા ઘોટાળા વારંવાર કરે છે, એટલે આ બાબત વધારે વિવેચનની જરૂર રહેતી નથી. એમ છતાં ડિઓડોરસ આ રાજ્યબંધારણનુ વર્ણન આ પ્રમાણે કરે છે 'સ્પાર્ટન લોકોના રાજ્યબંધારણને ધોરણે રચાએલાં બંધારણવાળું ઘણું પ્રખ્યાત થએલું આ શહેર હતુંઃ કારણ આ સમાજમા લડાઇ વખતે બે જુદા જુદા કુટુંબના વંશપરંપરાથી ઉતરી આવેલા રાજાના હાથમા સરદારી રહેતી અને વૃદ્ધ પુરૂષોની રાજસભા આખા રાજ્ય ઉપર સર્વોપરી અધિકાર ચલાવતી.'

મેસીડોનિયન ગ્રંથકારોનું પત્તલ તેજ સિંધમાનું હૈદરાબાદ છે એમ કહે છે. એનું પ્રાચીન નામ પોતલપુરિ હજી પણ લોકો ભૂલી ગયા નથી. એ જ ગણ-પાઠમાંનું પાનન અને પતંજલિનું વાહીક શહેર પાતાન-પ્રસ્થ હોય એમ લાગે છે.

એલેક્ઝાન્ડરના ઇતિહાસમાંનું હિંદુ રાજ્યો વિષેનું પ્રકરણ પત્તલના અહેવાલથી સમાપ્ત થાય છે. બલુચિસ્તાનની સરહદ ઉપર કેટલીક ઓછી અગત્યની સમાજો હતી પણ તેઓ હિંદી હતી એમ ગણવાનું યોગ્ય લાગે નહિ.

કેટલાંક રાજ્યોની હકીકત ગ્રીક લોકોએ સંદિગ્ધ રીતે આપી છે, પણ ઘણું ખરૂં તે સઘળાં સંઘ હશે. આપણે આ વર્ગમાંના થોડાંનું વર્ણન ઉપર આપી ગયા છીએ. કદાચ ફેગ્લિલા લોકોનું રાજ્ય આ વર્ગમાનું હોય. પંડિતો આ નામને સંસ્કૃત ભગલને મળતું આવતું ગણે છે. કેમકે ગણ-પાઠમાંનું ભગલ રાજ્ય ત્રૈગર્ત લોકોના

પ્રજાતંત્રની સાથે દર્શાવવામા આવે છે. એલેકઝાન્ડરનું કેજિલા રાજ્ય પણ એજ પ્રદેશમા હતુ. આના જેવું બીજું રાજ્ય ગ્લેસૈ અથવા ગ્લેકનિકાઈ લોકોનું હતુ અને તે પ્રજાતંત્ર ભોગવતું હોય એમ લાગે છે. આ લોકો કાશિકામાંના ગ્લૈચુકાયનક લોકોનેમળતા આવે છે.

ગ્રીક ગ્રંથકારોના નિરીક્ષણ હેઠળ આવેલા પંજાબ તથા સિંધના ઘણા મોટા ભાગમા બે ત્રણજ એકાધિપત્ય રાજ્યો હતા, અને તેમાંનાં મુખ્ય પોરસ તથા અભિસારના રાજ્યો હતા. આ સિવાયનો બાકીનો દેશ પ્રજાતંત્ર ભોગવતો હતો. પોરસ વિશેની પ્લુટાર્કે આપેલી હકીકત ઉપરથી આ સ્પષ્ટ જણાય છે. ' ત્યારપછી એલેકઝાન્ડરે પોરસને મંડલેશની ઉપાધિ આપી તેનું રાજ્ય ફરી સોપ્યું એટલુંજ નહિ પણ જે લોકોનું રાજ્ય પ્રજાતંત્રને ધોરણે ચાલતું હતું તેમને તાબે થઈ મોટો પ્રાંત તેમા ઉમેરી આપ્યો. '

એલેકઝાન્ડર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો ત્યારે અથવા અહીંથી પાછો ફર્યો ત્યારે એ આખા પંજાબ ઉપર ફરી વળ્યો નહોતો. વાહીક પ્રદેશમાના સતલજ તથા બીઆસ નદીની ખીણના પ્રદેશમા તે ગયો નહોતો. આ પ્રદેશમાના પ્રજાતંત્રની હકીકત માત્ર હિંદી સાહિત્યમાંથી મેળવવાની છે. યૌધેય તથા આરજ઼ લોકો તેમજ પ્રાચીન સાહિત્યને આધારે રચાએલા કાશિકામા નિર્દિષ્ટ કરેલા શાયંડ, ગોપાલવ, કાઠીસ્રિસ પ્રજાતંત્રો પણ કદાચ આ પ્રદેશમા હતા.



# પ્રકરણ ૯ મું

## ગ્રીક ગ્રંથકારોએ નિર્દિષ્ટ કરેલાં હિંદી પ્રજાતંત્રનાં રાજબંધારણની સમાલોચના

આગલા પ્રકરણમાં આપણે જે સમાલોચના કરી ગયા છીએ તેમાં ભિન્ન પ્રકારના રાજબંધારણો દર્શાવવામાં આવ્યાં છે. આ ઉપરથી જણાય છે કે દરેક રાજ્યમાં વસતા લોકોની ખાસ જરૂરીઆતો તથા પરિસ્થિતિને સુગમ થાય એવા બંધારણ રચવામાં આવ્યા હતાં. દાખલા તરીકે અમ્બષ્ટ લોકોનું પ્રજાસત્તાક બંધારણ હતું, અને તેમાં વરાણી કરેલા વૃદ્ધ પુરુષો ઉપલી રાજસભામાં બેસતા. તેઓ પોતાના સરદારોની પણ ચુંટણી કરતા. પ્રત્યક્ષ રીતે સમાજમાંની દરેક વ્યક્તિને સીધો મતાધિકાર આપવામાં આવ્યો હતો, અને એથી ગ્રીક લોકો આને પ્રજાસત્તાક બંધારણ કહેતા.

ક્ષુદ્રક અને માલવ પ્રજાતંત્રમાં 'રાજા' ને નામે ઓળખાતો પ્રધાન નહોતો, કેમકે સુલેહની વિષ્ટિ માટે તેઓએ ૧૦૦ કે ૧૫૦ પ્રતિનિધિઓ મોકલ્યા હતા. એ તો ખુલ્લુ છે કે એમનાં રાજબંધારણ અન્વય કોઈ પણ એક માણસને અથવા અમુક માણસોના નાના મંડળને કંઈ પણ સત્તા આપવામાં આવતી નહિ. એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે કે બન્ને લશ્કર માટે એકજ સરદાર ચુંટવામાં આવતો.

કથેઅન અથવા કઠ લોકોના બંધારણમાં 'રાજા' ચુંટી કઢાડવામાં આવતો. આ રાજ્યમાં માબાપને પેટે જન્મેલા બાળકો પ્રથમ નગરજન તરીકે અને પછી વ્યક્તિ તરીકે ગણાતાં, કેમકે ભાવિ નગરજનો થનારામાંના કેટલાનાં અવયવો તથા મુખાકૃતિ ઉત્તમ તથા પ્રમાણસર છે તે તથા કેટલાને શૌર્યતાવસ્થા સુધી પહોં-

ચવા દેવાં એ નક્કી કરવાનો હક્ક રાજ્યનો હતો ( ડિઓડોરસ, ૯૧ ). સૌભૂત લોકોનું બંધારણ આને મળતું હતું. આ રાજ્યોમાં, માણસ ખરેખર રાજદ્વારી પ્રાણી લેખાતું. વ્યક્તિ રાજ્ય માટે હસ્તી ભોગવતી. જનસમૂહનું જીવન ટકાવી રાખવા માટે વ્યક્તિ પોતાનો અને માતા પિતા તરીકેની પોતાની લાગણીઓનો ભોગ આપતી. કદાચ આવા કાયદાને લઇને કંઠ તત્વજ્ઞાનીઓએ પિતાએ મરણ શરણ કરેલાં બાળક (નચિકેતા) ને મોક્ષ પ્રાપ્ત થાય છે એમ કહી તેની કીર્તિ અમર કરી છે.

પતલનાં બંધારણનાં જેવાં જે રાજ્યબંધારણમાં રાજાને નામે ઓળખાતા પ્રધાનની વરણી કરવા માટે વ્યવસ્થા હતી, તે બંધારણ કૌટિલ્ય જેને राजशब्दिन संघ, એટલે રાજાની ઉપાધી સ્વીકારનારાં પ્રજાતંત્ર કહે છે તેનાં જેવું હતું.[1] આવા ચુંટી કહડાએલા રાજાઓ લિચ્છવિ લોકોમાં પણ હતા. ચુંટાએલો રાજા લશ્કરનો સરદાર થતો એમ હમેશ બનતું નહિ. લિચ્છવિ લોકોમાં લશ્કરની સરદારી સેનાપતિ નામના ચુંટી કહડાએલા બીજા સરદારના હાથમાં રહેતી. શાક્ય લોકોનાં બંધારણમાં પણ ચુંટાએલો રાજા પ્રમુખ હતો.

પતલ લોકોનાં રાજ્યબંધારણ અનુસાર વૃદ્ધ પુરૂષોની રાજસભા સઘળો અમલ ચલાવતી. એમનામાં બે કુટુંબમાં વંશપરંપરાથી ઉતરી આવેલા 'રાજા' ને નામે ઓળખાતા બે પુરૂષો રહેતા અને તેઓ લડાઇને પ્રસંગેજ લશ્કરની સરદારી લેતા. પ્રજાતંત્ર મંડળોમાં

1. કુણિન્દ લોકોનું રાજ્યબંધારણ કંઇ આવાજ પ્રકારનું હતું. એમના સિક્કા રાજા તથા રાજદ્વારી સમાજને નામે પાડવામાં આવતા. એમનો રાજા હમેશાં 'અમોઘમૂતિ, ' અખંડિત સમૃદ્ધિવાળા ' એ નામે ઓળખાતો અને એજ ઉપાધી સૈકાઓ સુધી જળવાઇ હતી ( ઇ. સ. પૂ. ૧૫૦ થી ઇ. સ. ૧૦૦ ). આ અધિકારની રૂયે આપેલી ઉપાધી હતી અને નહિ કે કોઇ વ્યક્તિનું નામ હતું ( વિન્સેન્ટ સ્મિથ ). બૃહતસંહિતાનો કર્તા વરાહમિહિર કોલિન્દ અથવા કૌણિન્દ પ્રજાના નેતાઓનાં નામ આપે છે. એમના સિક્કા અંબાલા અને સહરાનપુરની વચ્ચેના પ્રદેશમાંથી મળી આવે છે.

વંશપરંપરાથી ઉતરી આવેલાં શાહી કુટુંબો માટે મહાભારતમાં ઉલ્લેખ છે. પતલના 'રાજાઓ' રાજસભાને જોખમદાર રહેતા, અને પ્રજાસત્તાક ધોરણે એમનું રાજબંધારણ રચાએલું હોવાથી, ઘણુ કરીને આખો સમાજ એ રાજસભાની વરણી કરતો. પતલના બંધારણમાં રાજઅમલ અમીર વર્ગ તેમજ સામાન્ય વર્ગના હાથમાં હોવાનું જણાય છે. આવા સર્વ બંધારણોમા અંતિમ રાજદ્વારી અધિકાર ગણ અથવા સંઘના હાથમાં રહેતો.

આ પ્રજાતંત્રમાં કેટલાંક બંધારણ પ્રમાણે કારોબારી સત્તા ઉપલી સભા અથવા વૃદ્ધ પુરુષોની સભાને સોપવામાં આવતી; અને બીજામાં સામાન્ય ગણ અથવા રાજસભા પાસે એ સત્તા રહેતી એવી માહિતી મળે છે. ગ્રીક ગ્રંથકારોના જણાવ્યા પ્રમાણે પતલમાં વૃદ્ધ પુરુષોની રાજસભા પાસે સર્વોપરી સત્તા રહેતી, અને અમ્બષ્ઠ લોકો પોતાના વૃદ્ધ પુરુષોની સલાહ માન્ય રાખતા. મહાભારત જણાવે છે કે ગણ રાજબંધારણમાં મુખ્ય મુશ્કેલી એ નડતી કે તેમની સંખ્યા મોટી હોવાને લીધે તેમનો કોઈ નિર્ણય ગુપ્ત રાખી શકાતો નહિ. આથી એમ પ્રતિપાદન કરવામાં આવતું કે રાજનીતિ ( मंत्र ) ને લગતી બાબતોની ચર્ચા આખા ગણે કરવી નહિ પણ વૃદ્ધ પુરુષોના હાથમાં સોંપી દેવી. યૌધેય લોકોના એક જાતના સિક્કા मंत्रधर અને ગણના નામના પાડવામાં આવ્યા છે, અને બીજી જાતના માત્ર ગણના નામના છે. मंत्रधर એટલે मंत्र અથવા રાજનીતિને લગતી સત્તા ભોગવનારી રાજસભા છે. આ પ્રમાણે ગણના મુખી અથવા નેતાને નામે ઓળખાતા અમલદારો કારોબારી મંડળ અથવા કારોબારી સભામાં બેસતા. વૃદ્ધ પુરુષોનું બીજું મંડળ રહેતું. આ મંડળ ઉપલી રાજસભાને મળતું આવતું અને જુદાં જુદાં રાજબંધારણ અનુસાર તેની સત્તામાં ફેરફાર રહેતો. પતલ લોકોમાં આ વૃદ્ધ મંડળ સર્વ કારણ સારૂ અમલ ચલાવવા અધિકારી હતું. અમ્બષ્ઠ સંઘમાં એ મંડળને આવો અધિકાર નહોતો. તેના સભ્યો મહાભારતમાં

જણાવેલા વૃદ્ધ લોકોના જેવા હતા; આ વૃદ્ધ લોકો અરસપરસ આપીને રહેવાને વર્ગની બાબતો તથા શુદ્ધ આચાર વ્યવહાર વિશે સલાહ આપતા ( પ્ર. ૧૪ ). આ વૃદ્ધ કંઇ ઉમ્મરે પહોંચેલા બધા માણસો નહોતા, કદાચ મુખ્યત્વે કરી તેમની વર્ગ માટે ઉમ્મરની કંઇ હદ ઠરાવેલી હોય. મહાભારતમાં 'જ્ઞાનથી એટલે પોતાના ગુણથી વૃદ્ધ' એવું વચન છે તે ઉપરથી પ્રત્યક્ષ થાય છે કે પોતાના ગુણને લઇને છેક વૃદ્ધ તરીકે ચુંટાતો.

રાજબંધારણને લગતી મહાભારતમાંની ચર્ચા ઉપરથી એવું તાત્પર્ય નીકળે છે કે કેટલાક ગણ અથવા રાજસભા ઠરાવનારી રાજનીતિ પોતાના એકલાના હાથમાંજ રાખતા અને પોતાની રાજસભા અથવા કારોબારી મંડળને વહીવટ સોંપતા નહિ. ગણ બંધારણમાં આ પદ્ધતિ દોષરૂપે હોવાનું મહાભારત જણાવે છે. અમ્બષ્ઠ તથા ક્ષુદ્રક-માલવ લોકોના આવો બંધારણ હતા એમ લાગે છે. પ્રજાસત્તાક રાજ્યોએ આ સત્તા બીજા કોઇને નહિ સોંપવાનુ ધોરણ સ્વીકાર્યું હતુ પંજાબમાનાં ગહેરી સંસ્થાનોનો અમલ નિયમ તરીકે પ્રજાસત્તાક ધોરણે ચાલતો હોવાનું ગ્રીક ગ્રંથકારો માનતા. 'આખરે ઘણા યુગો આવ્યા અને ગયા પછી એમ કહેવાય છે કે એકાધિપત્ય રાજ્યનો નાશ કરવામાં આવ્યો અને શહેરોમાં પ્રજાસત્તાક રાજ્યઅમલ બેસાડવામાં આવ્યો' (ડિઓડોરસ ૨. ૨૮). 'ઘણા શહેરોએ રાજ્યઅમલનું પ્રજાસત્તાક સ્વરૂપ સ્વીકાર્યું હતુ, છતાં એલેકઝાન્ડર આ દેશ ઉપર ચઢી આવ્યો ત્યાંસુધી કેટલાક શહેરોમાં એકાધિપત્ય રાજ્ય ચાલુ રહેવા પામ્યું હતું.'

જે રાજ્યોમાં રાજકર્તા ગણની સત્તાને પાત્ર હોવા છતાં કારોબારી સત્તા વંશપરંપરાને ધોરણે થોડાક કુટુંબોમાં રહેતી ગ્રીક ગ્રંથકારોએ જોએલી તે રાજ્યોનો અમલ અમીર વર્ગના હાથમાં હોય એમ તેઓએ જણાવ્યું છે. ખરેખર આવા બંધારણમાં બે પ્રકારનું મિશ્રણ હોવાથી કોઇ યોગ્ય સંજ્ઞાને અભાવે તેને આપણે અમીરી

પ્રજાસત્તાક બંધારણ ( Aristocratic democracy ) કહીશું. દાખલા તરીકે બીઆસ નદીના ઉત્તર કિનારા ઉપરના રાજ્યમાં ગણ અથવા રાજસભામાં ૫,૦૦૦ સભ્યો હતા. છતાં તે અમીરસત્તાક રાજ્ય કહેવાતું. 'કારણ જનસમુહ ઉપર અમીરવર્ગ અમલ ચલાવતો અને તેઓ પોતાની સત્તા ન્યાય તથા સમભાવથી ચલાવતા.' ગ્રીક લેખકોના અભિપ્રાય પ્રમાણે દેશના માંહેના વહીવટ માટે આ સર્વોત્તમ પદ્ધતિ હતી. ૫,૦૦૦ સભ્યોનો બનેલો ગણ પ્રત્યક્ષ રીતે અમલ ભોગવતું મંડળ નહોતું કેમકે જેઓ રાજ્યમાં એક હાથી આપતા તેઓનેજ એમાં બેસવાનો હકક પ્રાપ્ત થતો. રાજ્યનાં લોકોમાં 'નિપુણ ખેતીકારો અને યુદ્ધમાં બહાદુર માણસો હતા.' દરેક ખેતીકાર અને દરેક સૈનિક હાથી આપી શકે એવી સ્થિતિમાં ન હોય, પરંતુ અનુમાન થઈ શકે કે દરેક ખેતીકાર તથા દરેક સૈનિકનો પ્રતિનિધિ એ સભામાં બેસતો હોય. અત્યક્ષ રીતે હાથી આપી શકે એવાં માણસો હાથી ન આપી શકે તેવાના પ્રતિનિધિરૂપે હતા. પતલનું રાજ્યબંધારણ પણ આવા મિશ્ર પ્રકારનું હતું. વંશપરંપરાથી ઉતરી આવેલ રાજાઓ સંપૂર્ણ રીતે વૃદ્ધ પુરૂષોની સભાના અંકુશ હેઠળ હતા. બંધારણ આ રૂપે અમીરસત્તાક હતું પણ ઉદ્દેશમાં પ્રજાસત્તાક હતું.

૫,૦૦૦ સભ્યોવાળા ગણ અથવા રાજસભા હોવાનું ગ્રીક ગ્રંથકારોએ દર્શાવ્યું છે, તેને મળતી હકીકત હિંદી સાહિત્યમાંથી પણ મળી આવે છે. લિચ્છવિ લોકોની રાજધાની વૈશાલીમાં ૭,૭૦૭ નામકા રાજાઓ ( राजक ) હોવાનું જાતકમા જણાવ્યું છે. બન્ને તવંગર તથા ગરીબ વર્ગમાંથી આવા રાજાઓ બનતા, અને આ સંઘનો ઘંટ વગાડવામાં આવતાં ન્યાય મંદિરમાં હમેશની સભામાં આવી બેસતા. હાલના સમયમાં રાજસભાઓમાં બને છે તેમ ઘણું ખરૂં આ સર્વ રાજાઓ સભામાં હાજર થતા નહિ.

હિંદુ સાહિત્યમાં ગણના આવા ધનાઢ્ય વિભાગને કુલ (કુટુંબ) કહ્યું છે. મહાભારતમાં 'રાજાઓનાં કુલ' ગણના વર્ગમાં આવી

જતા હોય એવા પ્રકારનું વિવેચન છે.–રાજ–કુલ, 'રાજ્ય કરતાં કુલ' અથવા 'રાજાઓનાં કુલ' (સંઘશાસન) સંઘના પ્રકારના હોય એવો ઉલ્લેખ અર્થશાસ્ત્રમાં છે. પાતલ લોકોના વંશપરંપરા ઉતરી આવેલા રાજાઓ આવા કુલ–સંઘ જેવા ગણી શકાય. ન્યાયશાસ્ત્રમાં કુલ અને ગણને હમેશાં ભિન્ન દર્શાવવામાં આવ્યાં છે, અને બન્ને માટે સાથે સાથે ઉલ્લેખ હોય છે. આ ઉપરથી જણાય છે કે શુદ્ધ અને આદ્ય ગણમાં વંશપરંપરાના સિદ્ધાંતને સ્થાન નહોતું અને પરિભાષાનુસાર તે પ્રજાતંત્રના પ્રકારને મળતો આવતો હતો. વારંવાર આ બન્ને પ્રકારનું મિશ્રણ થતું જણાતું અને શુદ્ધ કુલ ભાગ્યેજ માલમ પડતું. વખત જતા આ બન્ને વચ્ચેનો તફાવત અદ્રશ્ય થયો હતો. જૈન લોકોએ પોતાના ધાર્મિક ગણની સ્થાપના કરવાની સાથે ધાર્મિક કુલની પણ સ્થાપના કરી હતી. એમ છતાં આ કુલ સંજ્ઞા ભુલાવો ખવાડે એવી હતી, કેમકે એમના આદ્ય સ્થાપન કરનારા અવિવાહીત હતા અને વંશપરંપરાના સિદ્ધાંતને અમલમાં આણવા અહીં સ્થાન નહોતું. શુદ્ધ કુલ રાજ્યોમા સર્વોપરી રાજ્યાધિકાર વારાફરતી થોડાંક કુટુંબો ભોગવતા ( कुलेषु पर्यकाधि पर्व ).

આપણે અહીં પ્રજાતંત્રનાં બંધારણની સંક્ષિપ્ત સમાલોચના કરી ગયા. પરંતુ આ પ્રકરણ પૂરૂં કરીએ તે અગાઉ એમની સામાન્ય સંસ્કૃતિ વિશે થોડુંક વિવેચન કરવાનું યોગ્ય લાગે છે. ટયાનાના એપોલોનિયસનાં જીવનચરિત્રમાં ફ્રાસ્ક્લેસ્ટ્રેટ્સ જણાવે છે કે એલેકઝાન્ડરના સોફાઇ ( Sophoi ) ને જ ઓકસીડ્રેસી (Oxydracae) કહેતા હતા, અને એપોલોનિયસના સમયમાં ( આસરે ઈ. સ. ૪૦ ) તેઓને 'તત્ત્વજ્ઞાનીઓ કરતાં તત્વજ્ઞાનમાં આડંબર પૂર્વક ચંચુપાત કરનારા' ગણવામાં આવતા. એમ લાગે છે કે એલેકઝાન્ડરના વખતમાં ક્ષુદ્રક લોકો પોતાનાં દાર્શનિક પાંડિત્ય માટે ખ્યાતિ પામ્યા હતા અને તેમની ગણના ડાહ્યા ( Sophoi ) તરીકે થતી. એજ પ્રમાણે ઉપનિષદ્‌ને સમજવાં તત્વજ્ઞાન તથા વેદનાં અધ્યયન માટે કઠ લોકો હિંદી સાહિત્યમાં

જાણીતા થએલા છે. તેઓ કૃષ્ણ યજુર વેદના અનુયાયીઓ હતા. અને કાઠક નહિતા નામની વેદની તેમની આવૃત્તિ આપણને હાલમા પણ ઉપલબ્ધ છે. પતંજલિના સમયમા કઠ લોકોએ સુધારેલો ગ્રંથ પ્રમાણભૂત ગણાતો, અને એ પોતાના મહાભાષ્યમા જણાવે છે તેમ દરેક ગામમા તેનુ પારાયણ થતુ એમનુ ન્યાય શાસ્ત્રને લગતુ પુસ્તક કાઠક ધર્મ સૂત્ર પણ સારી ખ્યાતિ પામ્યુ હતુ, અને એને આધારે વિષ્ણુ સ્મૃતિ રચાયાનુ મનાય છે. જ્યા સુધી ઉપનિષદ્ તેમજ યજુર વેદ ચિરસ્થાઈ રહેશે ત્યા સુધી આ લોકોનુ નામ હિંદુ સાહિત્યમાં અવિચળ રહેશે. એજ પ્રમાણે વૃષ્ણિ નેતાના તથા એના બાંધવ તેમના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત અદ્યાપિ પર્યંત સર્વ માન્ય છે. ઇ. સ. પ. ચોથા સૈકામાં શાક્ય લોકો અદૃશ્ય થયા હતા છતા તેમના તરફથી દુનીઆને સૌથી મહાન ધર્મ વારસામાં મળ્યો હતો. સ્વાયત્ત રાજ્યબંધારણની અસર હેઠળ તત્વજ્ઞાનના સ્વતંત્ર સિદ્ધાંતો હસ્તીમાં આવ્યા હોય એમ લાગે છે. તત્વજ્ઞાન, રાજનીતિશાસ્ત્ર તથા લશ્કરી તાલીમની એકત્ર અસર હેઠળ જે મનુષ્ય જાતિ ખીલી નીકળી હતી તેના સ્વભાવમા અમાનુષી તત્વો દેખાતાં નહોતા. પ્રજાતંત્ર સંગિતના શોખ માટે મશહૂર થયા હતા. જે હિંદીઓ સાથે એલેકઝાન્ડર સમાગમમાં આવ્યો હતો તેમને એરિયન 'નાચ તથા ગાયનના શોખીન' તરીકે ઓળખાવે છે" (૬. ૩.). વૃષ્ણિ લોકોની સંગિતની પ્રવૃત્તિ સંસ્કૃત વાઙ્મયમાં સામાન્ય રીતે દૃશ્ય થાય છે. હરિવંશમા તેમના નાચ તથા વનભોજનનાં વર્ણન આવે છે (પ્રકરણ ૧૪૬–૭).

અર્થશાસ્ત્ર (૧૧. પા. ૩૭૬)ની માન્યતા પ્રમાણે પ્રજાતંત્રની વિશિષ્ટ ખામી એ હતી કે તેઓ વિદ્યા (વિજ્ઞાન) તથા શિલ્પ (હુન્નર) ના કલહ (વિવાદ) માં રચ્યાપચ્યાં રહેતાં.

સીખ લોકોની બાબતમા બન્યું છે તેમ ધાર્મિક માન્યતા તથા રાજ્યવ્યવસ્થા માણસના શારીરિક બંધારણ રચવામાં પ્રચંડ ભાગ ભજવે છે. આ દેશની પ્રજાતંત્રને લગતી રાજ્યવ્યવસ્થા પણ પ્રકૃતિના આ વિચિત્ર નિયમનું બીજું દૃષ્ટાંત છે. ક્ષુદ્રક તથા

છે. એમા રાજા-પ્રતિનિધિ પછી રટ્ટિક તથા પત્તનિક આવે છે. અશોક પોતાના શિલાલેખમા ભોજ તથા રટ્ટિક અથવા રાષ્ટ્રિક ને એકજ પંક્તિ ઉપર મુકે છે. અગુત્તર નિકાય ઉપરના ભાષ્યમા પેત્તનિક નો અર્થ પૂર્વજો તરફથી ઉતરી આવેલી વંશપરંપરાથી પ્રાપ્ત થતી સરદારી ( સાપતેય્ય ) એમ સમજાવવામા આવ્યો છે. પેત્તનિક થી જુદા પડતા રાષ્ટ્રિક તથા ભોજક અથવા ભોજ નો અર્થ દેખીતી રીતે વંશપરંપરાથી ઉતરી ન આવતી હોય એવી સરદારી થાય છે. સાપતેય્ય ( સંયુક્ત સરદારી ) ઉપરથી એવું સૂચન થાય છે કે દરેક બાબતમા એક કરતા વધારે સરદાર હતા. મહાભારતમા આપવામા આવેલા જુદા જુદા પ્રકારના રાજકર્તાઓની યાદીમા ભોજ લોકોને ભિન્ન વર્ગના ગણાવ્યા છે ( શાંતિ અ. ૫૭ શ્લોક ૫૪). ખારવેલના શિલાલેખમા રાષ્ટ્રિક તેમજ ભોજક લોકોને રાજચિહ્ન સાથે વર્ણવ્યા છે. આ સમય પછીના શિલાલેખોમા ભોજ તથા મહાભોજ લોકો માટે ઉલ્લેખ છે; એ સંજ્ઞા સાધારણ તથા ઉચ્ચ પંક્તિના સરદારો માટે વપરાએલી લાગે છે. સામ્રાજ્યના અધિકાર ભોજ સરદારોના હાથમા હતા. ઐતરેય બ્રાહ્મણમા જણાવ્યુ છે તે પ્રમાણે એમનુ રાજબંધારણ ભૌજ્યને નામે ઓળખાતુ. જે યાદવોના શરૂઆતના ઇતિહાસમા અંધક અને વૃષ્ણિ નામના બે પ્રજાતંત્ર જોડાએલા આપણે ઉપર જોઇ ગયા છીએ તે યાદવોના પેટા વિભાગ તરીકે આપણે ભોજ લોકોને આ સમય પછીના વાઙ્મયમા જોઇએ છીએ. ભોજ નામ એમના રાજકર્તા ઉપરથી પડ્યુ લાગે છે. ઐતરેયમા જણાવ્યા પ્રમાણે ભૌજ્ય રાજબંધારણ પ્રમાણે જે ઘણા લોકો પોતાનો વહીવટ ચલાવતા હતા તેમાં સત્વત લોકો પણ હતા. પ્રાચીન કાળમા જ યાદવો એ નામે ઓળખાતા.

આ બંધારણ પૂર્વ હિંદુસ્તાનમા વધારે પ્રચલિત હોવું જોઇએ એમ માનવા એટલું જ કારણ છે કે પાલિ સૂત્રમા એ માટે ઉલ્લેખ આવે છે, અને એ સૂત્રમા નિયમ તરીકે પશ્ચિમ હિંદુસ્તાનમા

પ્રચલિત હોય એવાં રાજ્યબંધારણની કંઈ હકીકત આપવામા આવી નથી.

પશ્ચિમ હિંદુસ્તાનમા વસતા એક વર્ગના લોકો તેમનાં વિશિષ્ટ રાજ્યબંધારણને લઇને ભોજને નામે ઓળખાવવા લાગ્યા હતા. કદાચ એમ બન્યું હોય કે રાજકીય પરિસ્થિતિને લઇને તેમજ રાજ્યબંધારણને લઇને આ રાષ્ટ્ર તરીકે ઓળખાવા લાગ્યા હોય. અંધક-વૃષ્ણિ લોકો ગુજરાત અથવા કાઠીઆવાડના દ્વિપકલ્પમા રહેતા હતા. ભોજ અથવા સૌજ્ય મંડળના અવશેષ હજી પણ કાઠીઆવાડમાના કચ્છ રાજ્યની રાજધાની ભુજનો નામમા મળી આવે છે. સૌજ્ય લોકો ગુજરાતમા પણ ઘણા પ્રાચીન સમયથી વસતા હોવાનુ જણાય છે; પરંતુ ઐતરેય બ્રાહ્મણમા દર્શાવ્યા મુજબ સત્વત લોકો દક્ષિણમાં રહેતા હતા તે ઉપરથી એમ અનુમાન થાય છે કે એ લોકો તે દિશામાં આગળ વધ્યા હશે. ઐતરેયનો કર્તા કુરુ પ્રદેશ મધ્ય દેશમા હોવાનું જણાવે છે અને એ પોતે એ પ્રદેશની ઉત્તરમાં રહેતો હોય તો કદાચ એ ગુજરાતને દક્ષિણમાં આવેલો ગણે.

પશ્ચિમ હિંદુસ્તાનમા ઘણે ઠેકાણે માલમ પડતા સ્વારાજ્ય બંધારણને ઐતરેય બ્રાહ્મણ કંઈક વિશિષ્ટ પ્રકારનું રાજ્યબંધારણ હોવાનું માને છે. એમા રાજકર્તા અથવા પ્રમુખને સ્વરાટ એટલે જાત-રાજકર્તા કહેતા. ઐતરેય બ્રાહ્મણ વાજપેય વિધિ પ્રમાણેના રાજાના અભિષેકની પ્રશંસા કરતા જણાવે છે કે કોઈ વિદ્વાન પુરુષ વાજપેય પ્રમાણે યજ્ઞ કરે એટલે એને સ્વારાજ્ય મળે છે. એ સ્વારાજ્યનો અર્થ સમાન પદના લોકોનો સરદાર એવો કરે છે. એને વૃદ્ધ પદવી (જ્યેષ્ઠ) પ્રાપ્ત થાય છે. આટલી થોડી માહિતી ઉપરથી માલમ પડે છે કે સમાન પદ ભોગવનારા લોકોમાથી સ્વરાટ્ રાજકર્તા પસંદ કરવામા આવતો, તેને અધિપતિની પદવી અપાતી, અને તેની યોગ્યતાને લઇને તેની પસંદગી થતી, કેમકે ઇંદ્રની યોગ્યતા સાબિત થયા પછી તેનો પ્રથમ સ્વારાજ્ય અભિષેક થયાનુ જણાવવામાં આવે છે.

ક્રાઇ ગણુ અથવા સભાના સભ્યોમાથી અધિપતિની વરણી અથવા પસંદગી થતી એવો અહીં ઉલ્લેખ છે એમ સ્પષ્ટ જણાય છે. એ ધ્યાનમા ગણવાનુ છે કે મહાભારતમાં જણાવ્યા મુજબ ગણુના સભાસદો સમાન પદ ભોગવતા માનવામા આવતા, અને ઐતરેયના મત પ્રમાણે પશ્ચિમ હિંદુસ્તાનના નીચ્ય તથા અપાચ્ય લોકોમા આજ પ્રકારનુ રાજતંત્ર પ્રચલિત હતુ. નીચ્ય લોકોના નામ ઉપરથી જણાય છે કે સિંધુ નદીના મુખ આગળના નીચાણવાળા પ્રદેશમા એ લોકો વસતા હોવા જોઇએ, અને અપાચ્ય કદાચ તેની ઉપરના જ પ્રદેશમા વસતા હોવા જોઇએ. એમ જ્યાં યજુર વેદના સમયમા સ્વારાજ્ય બંધારણુ ઉત્તર હિંદુસ્તાનમા પ્રચલિત હતું. આ પ્રકારના રાજ્યબંધારણુ માટેનો ઐતરેયની પછીનો કોઇ ઉલ્લેખ હજી મળી આવ્યો નથી.

ઐતરેય બ્રાહ્મણુ ઉત્તરમા કેટલાંક રાષ્ટ્રનાં રાજ્યબંધારણ તરીકે વૈરાજ્યના બંધારણની હકીકત આપે છે. એ સ્થળ 'હિમાલયની બાજુમા' હતુ એમ સૂચન થાય છે. યજુર વેદના સમયમા આ પ્રકારનું રાજ્યબંધારણ દક્ષિણમા ચાલતું હતું. આ ઉપરથી જણાય છે કે આ બંધારણ માત્ર ઉત્તરમાં જ ઉપલબ્ધ હતું એમ નહોતુ પરંતુ એ વિશેષ પ્રમાણમાં ભિન્ન જણાતા દૂર દૂરના પ્રદેશોમા પણ ચાલતું હતુ. વૈરાજ્યનો અક્ષરસઃ અર્થ રાજા વિનાનું રાજ્યબંધારણ એવો કર્યો છે ઐતરેયમાં જણાવ્યા પ્રમાણે આખા દેશ અથવા રાષ્ટ્ર ( जनपद ) ને માટે રાજ્યાભિષેકની ક્રિયા થતી. આ બંધારણ ખરેખર લોકસત્તાને ધોરણે રચાયું હતુ એમા શક નથી. દષ્ટાંત તરીકે ઉત્તર મદ્ર તથા ઉત્તર કુરૂ લોકોએ આ પ્રકારનુ બંધારણ રચ્યાનું ઐતરેયમા જણાવ્યું છે. વ્યાકરણ સાહિત્યમા મદ્ર લોકો માટે દિશાને અનુલક્ષી ઉલ્લેખ છે તે ઉપરથી માલમ પડે છે કે એ લોકોના ઓછામા ઓછા બે વિભાગ પડી ગયા હશે. પાણિનિના સમયમા મદ્ર લોકો પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા હતા અને અને ક્રિસ્તીસનના ચોથા સૈકામાં ગુપ્ત લોકોએ

પણ ઐતિહાસિક પ્રજા હોય એમ જણાવ્યું છે. આગળ જતાં અત્યક્ષ રીતે આ લોકો ભિન્ન પ્રજા તરીકે અદશ્ય થઈ ગયા અને આર્થિક સમૃદ્ધિની હકીકતને લઇને તેઓ લોકવાતમાં આવતી કોઇ પ્રજા હોય એમ તેમની ગણના થવા માંડી, કારણ આપણે અહીં ઇતિહાસને દંતકથાની નીચ પંક્તિએ ઘણું ખરું ઉતારી પાડવામાં આવે છે.

વૈરાજ્ય ( રાજા વિનાની સ્થિતિ ) શબ્દનો ખરો અર્થ હિંદુ ભાષ્યકારો સમજવામા નિષ્ફળ જવાથી તેઓએ તેનો અર્થ 'શોભાયમાન પરિસ્થિતિ' કરવાની ભૂલ કરી છે. પરંતુ રાજબંધારણના સંબંધમાં આપણે અહીં જે અર્થમા એ શબ્દ લીધો છે તે માટે કંઈ શક રહેતો નથી. ઐતરેયના એજ અવતરણમાંની બીજી સંજ્ઞાઓ પણ રાજબંધારણને વગતી હોય એમ તેનો ઉપયોગ થઈ શકે છે; અને જો વધુ પુરાવાની જરૂર હોય તો કૌટિલ્યએ જે અર્થમાં એ સંજ્ઞા વાપરી છે તેનો ઉલ્લેખ આપી શકાય. કારણ તે એ સંજ્ઞાને રાજ્યતંત્રના રૂપ તરીકે સ્વીકારે છે પણ ખરાબ રૂપ તરીકે તેનો અસ્વીકાર કરે છે. એ સમાશક્તિ ગ્રીક વિચારકોની પેઠે પ્રજાતંત્ર તરફ તિરસ્કાર દર્શાવે છે. એના અભિપ્રાય પ્રમાણે

'વૈરાજ્ય પ્રજાતંત્રમાં ( રાજ્યના સંબંધમા ) કોઇને એવી લાગણી થતી નથી કે એ મારું છે, રાજકીય ઘટનાના આશયની અવગણના થાય છે, કોઇ પણ ( દેશનું ) વેચાણ કરી શકે, કોઇને

---

તથા અસ્તરોના મરમરાટથી બન્તરો બહેકી રહેતાં. માણસને મેળવવાની ઇચ્છા થાય એવા અડબક જવાહીરો ત્યા હતાં, અને સરળા બન્તરોમાં વેપારીઓના ટોળેટોળા પોતાનો માલ વ્યવસ્થિત રીતે ગોઠવી લોકોને લલચાવતા. એ શહેર પૈસાથી, સોના ચાંદીના વાસણથી, ત્રાંબા તથા પત્થરની વસ્તુઓથી એટલું બધુ ઉભરાતું કે જાણે તે આ મરજાની ત્યા ખાણ હોય એમ લાગતુ. વળી એની વખારોમા સરવી જાતનો માલ, અનાજ, કિંમતી વસ્તુઓ, જેવી કે, દરેક જાતની ખાવા પીવાની વસ્તુ, શરબતો અને મીઠાઇઓ ભરેલી રહેતી. શોભનની બાબતમા એ શહેર કુબેર-પુરની સાથે, અને કીર્તિમાં અલકનંદા સાથે સ્પર્ધા કરતુ.

માથે જોખમદારી રહેતી નથી, અથવા કોઇ પણ (દેશ પ્રત્યે) બેદરકાર થતા રાજ્યમાંથી ચાલ્યો જાય છે.'

જૈન લોકોના આચારાંગ સૂત્રમાં આપવામાં આવેલા જુદા જુદા પ્રકારના રાજ્ય ધારણમાં વૈરાજ્ય માટે નિર્દેશ છે, અને મહાભારતના શાન્તિ પર્વમાં રાજકર્તાની ઉપાધીઓમાં વિરાજની ગણના થઈ છે.

પાણિનિ મદ્ર લોકોની રાજધાનીના સંબંધમાં નોંધ કરે છે પણ તેનું નામ આપતો નથી. અન્ય સાધનો મારફત આપણે જાણીએ છીએ કે, એ રાજધાની શાકલમાં હતી, અને એજ અર્વાચીન સિઆલકોટ હોય એમ માનવામાં આવે છે. એ અનુમાન ખરૂં હોય તો શાકલમાં મૂળ ઉત્તર મદ્ર લોકોની રાજધાની હોવી જોઇએ.

વિવિન્દ પન્હોમાં જણાવ્યા પ્રમાણે ઈ. સ. પૂ. બીજી સદીમાં એ રાજધાની મેનન્દરના તાબામાં હતી એમ લાગે છે કે એ પછી મદ્ર લોકોએ પોતાનું મૂળ વતન છોડી દીધું હશે અને તેઓ દક્ષિણ તરફના પ્રદેશોમાં જઈ વસ્યા હશે. અહીં ગુપ્ત યુગમાં તેઓ આબાદી અને સમૃદ્ધિ ભોગવતા જાણવામાં આવ્યા છે.

એ પ્રત્યક્ષ છે કે અશોકના શિલાલેખોમાં ભોજ અને પિતેનિક લોકોના સમૂહમાં સુકાઓના પશ્ચિમના રાષ્ટ્રિક લોકો રાજા વિના પોતાનો વહીવટ ચલાવતા હતા. તેઓના કોઇ પણ રાજા માટે અશોકે નોંધ કરી નથી. ખારવેલ પણ એમનો નિર્દેશ કરતાં બહુવચન વાપરે છે, અને ભોજક લોકો સાથે એકસંપી કરી, સામ્રાજ્યની સઘળી સામગ્રીની મદદથી એ લોકો એની સામે લડયાનું જણાવે છે. આથી તેઓ પ્રજાસત્તાક ધોરણે પોતાનો વહીવટ ચલાવતા એ માટે કંઈ પણ સંશય રહેતો નથી. આગળ દર્શાવી ગયા પ્રમાણે પાનિ સૂત્રમાં રાષ્ટ્રિક અથવા રટ્ટિક વર્ગના રાજકર્તા માટે ઉલ્લેખ છે.

ભાષ્ય ઉપરથી થતા સૂચન પ્રમાણે રાષ્ટ્રિક—શાપલ (શાપલ્ય) અથવા 'અગ્ર પુરુષોની સમિતિ' વંશપરંપરાને ધોરણે ચડાએલી

નહોતી, એટલે તેની વરણી થતી હોવી જોઇએ. પાલિ સૂત્રમા થએલા નિર્દેશ ઉપરથી એવું અનુમાન થાય છે કે રાષ્ટ્રિક રાજબંધારણ પૂર્વ હિંદુસ્તાનમા પણ જાણવામા આવ્યું હતુ. ભૌજ્યની પેઠે પશ્ચિમના રાષ્ટ્રિક લોકો પણ આથી રાષ્ટ્ર તરીકે ઓળખાવવા લાગ્યા હતા. પશ્ચિમ હિંદમાનો સુ-રાષ્ટ્ર ( સૌરાષ્ટ્ર ) પ્રદેશ કદાચ રાષ્ટ્રિક બંધારણને લઇને એ નામે પ્રસિદ્ધીમા આવ્યો હોય. અર્થશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે સુ-રાષ્ટ્ર લોકો પ્રજાસત્તાક રાજ ભોગવતા હોવાથી તેમનામા કોઇ રાજા-પ્રતિનિધિ માટે સ્થાન નહોતું. રાષ્ટ્રિક તથા સુ-રાષ્ટ્ર જેવા પ્રદેશોનાં નામો આ પ્રજાસત્તાક રાજબંધારણ ઉપરથી હસ્તીમા આવ્યાં હોય એમ લાગે છે.

પાલિ સૂત્રમાના ઉપર આપેલા ઉલ્લેખમા પેત્તનિક લોકોને રાષ્ટ્રિક લોકોની સાથે દર્શાવવામાં આવ્યા છે, અને આપણે જોયું છે તે પ્રમાણે એ સંજ્ઞાનો અર્થ 'વંશપરંપરાથી ઉતરી આવનાર અગ્ર પુરૂષો' થાય છે. એમનું રાજબંધારણ રાષ્ટ્રિક અથવા ઘણે ભાગે ભોજ બંધારણ ઉપરથી પરિવર્તન પામેલુ હતું, અને એમના રાજ-કર્તા અથવા નેતાઓએ પોતા માટે વંશપરંપરાનું ધોરણ યોજી કહાડયું હતુ. ઐતરેય બ્રાહ્મણમાં પણ ભોજ લોકોના બે જુદા વર્ગ પાડવામા આવ્યા છે અને તેમની વચ્ચેનો તફાવત દર્શાવવા એકને માટે ભોજપિતરમ્ અથવા વંશપરંપરાથી ઉતરી આવતા ભોજ એવું વચન વપરાયું છે. અંગુત્તર નિકાય ઉપરના ભાષ્યમા એક સ્થળે भुत्तानुभुत्तं भुञ्जंति (= पेत्तनिक) વચન આવે છે; એનો અર્થ ભોજ પેત્તનિક થઈ શકે. અશોકના શિલાલેખો ઉપરથી પુરવાર થાય છે તે પ્રમાણે પેત્તનિક લોકોનું અલ્પજનસત્તાક અથવા કદાચ શિષ્ટજન-સત્તાક રાજબંધારણ પશ્ચિમ હિંદુસ્તાનમા પ્રચલિત હતુ. વળી એ માટે ઉપરના પાલિ અવતરણમાં પણ નિર્દેષ હોવાથી એ બંધારણનું અનુકરણ પૂર્વ હિંદમાં પણ થયું હોય એમ સંભવિત છે.

કૌટિલ્ય વૈરાજ્ય રાજ્યબંધારણના સંબંધમાં દ્વૈરાજ્ય નામે ઓળખાતા બંધારણ વિશે વિવેચન કરે છે. એ દ્વૈરાજ્ય એટલે 'બે જણનાં રાજ્ય' નું એવું લક્ષણ દર્શાવે છે કે તેમાં અન્યોઅન્ય પક્ષે દ્વેષાનુરાગ તથા પરસ્પર સંઘર્ષણ માટે સ્થાન હોવાથી પરિણામે સર્વનો વિનાશ થતો. એ લક્ષમાં રાખવાનું છે કે આચારાંગ સૂત્રમાં પણ આ પ્રકારનાં બંધારણ માટે નિર્દેશ છે અને એને ગણ રાજતંત્રથી ભિન્ન બનાવવામાં આવ્યું છે. આ જાતના બે જણનાં રાજ્યમાં એકાધિપત્ય રાજ્યના કે શિષ્ટજનસત્તાક રાજ્યના તત્વ આમેજ થએલાં જણાતાં નહોતાં. એ બંધારણ હિંદુસ્તાનના ઇતિહાસમાં વિશિષ્ટ પ્રકારનું લેખી શકાય. આપણા વાઙ્મય તેમજ શિલાલેખોમાં આવા બંધારણના ઐતિહાસિક દૃષ્ટાંતો આપવામાં આવેલાં છે. હિંદુ ઇતિહાસના કોઈ કાળમાં અવન્તિમાં આ પ્રકારનાં બંધારણ અનુસાર અમલ ચાલતો હતો, કારણ મહાભારતના સભા-પર્વમાં એમ જણાવવામાં આવ્યું છે કે સંયુક્ત અમલ ચલાવતા વિન્દ અને અનુવિન્દ નામના રાજાઓ અવન્તિમાં રાજ ચલાવતા હતા. શિલાલેખોમાંના દૃષ્ટાંતથી એ લેખોનું સંશોધન કરનારાઓ ગુંચવણમાં પડ્યા છે અને તેઓ આ ગૂઢ પ્રશ્નનો કંઈ પણ ઉકેલ કરી શક્યા નથી. ઇસ્વીસનની છઠ્ઠી સાતમી સદીમાં નેપાલમાં આ પ્રકારનું રાજ્યબંધારણ ચાલતું હતું. લિચ્છવી કુળ તથા ઠાકુરિ કુળના રાજાઓના એકજ સમયના શિલાલેખો કાઠમાંડુમાંથી મળી આવ્યા છે. એકજ રાજ્યધાનીમાંના બે જુદા સ્થળોએથી કઢાવવામાં આવેલા હુકમો એ લેખોમાં છે, અને તારીખો ઉપરથી સાબિત થાય છે કે બન્ને વંશ સાથે સાથે અમલ ચલાવતા હતા. શિલાલેખોનું સંશોધન કરનારાઓ દ્વૈરાજ્ય જાતના રાજ્યબંધારણથી અણવાકેફગાર હોવાથી આનું ખરું તાત્પર્ય સમજી શક્યા નથી. આથી તેઓને આ રાજાઓ વિભક્ત અધિકાર ભોગવતા હોવાનું અનુમાન કરવાની જરૂર જણાઈ છે. આ તેમનું અનુમાન ક્ષમ્ય થઈ શકે એવું

છે, કારણ દ્વૈરાજ્યનો પ્રકાર આપણા અર્વાચીન વિચાર પ્રમાણે ઘણો અપ્રસ્તુત છે. પ્રથમ દષ્ટિએ આ બંધારણ માટે કંઈ ચોક્કસ વિચાર બાંધી શકાતા નથી તેમ તે પ્રમાણે અમલ થઇ શકે એમ પણ લાગતું નથી. આ બંધારણ અનુસાર હિંદુસ્તાનમા વહીવટ ચલાવવામાં આવ્યો એ રાજબંધારણનો અપ્રતિમ પ્રયોગ તથા તેની ફત્તેહ દર્શાવે છે. નેપાલમાનું રાજ્યબંધારણ ઘણો લાંબો કાળ ટકી રહ્યું હતુ. સામ્રાજ્યાધિકાર અવિભક્ત રહેવા જોઇએ એવા હોબ્સના વિચારને લઇને પશ્ચિમના અભ્યાસીને નેપાલના શિલાલેખની તપાસણી કરવામાં અંતરાય નડે. પરંતુ હિંદુસ્તાનમા અવિભક્ત કુટુંબનો સર્વત્ર સ્વીકાર થતો હોવાથી આવું બંધારણ હસ્તીમા હોય એ માટે કંઇ વાંધો રહેતો નથી. જે દેશમાં કુટુંબનાં બંધારણ તથા વહીવટ મિતાક્ષરાના શાસ્ત્રીય સિદ્ધાંતને અનુલક્ષીને રચાયાં હોય તથા ચાલતા હોય તે દેશમાં આવું રાજ્યબંધારણ સંભવિત બની શકે છે. એમ લાગે છે કે સંયુક્ત મિલકત તથા સંયુક્ત ભોગવટાનો ન્યાયશાસ્ત્રને લગતો સિદ્ધાંત રાજકીય પ્રકરણને લાગુ પાડવામા આવ્યો હતો, અને તે પ્રમાણે અમલ કરવાથી 'દ્વેષાનુરાગ' 'સંઘર્ષણ' તથા 'વિનાશ' સેંકડો વર્ષ સુધી અટકાવી શકાયાં હોય. નેપાલનાં રાજ-અમલ ભોગવતાં કુટુંબો સગોત્ર નહોતાં. તેઓ માત્ર બંધારણને લઇને સામ્રાજ્યાધિકારમાં ત્રીજા બાળકો પેઠે જોડાએલા હતા. અર્થ-શાસ્ત્ર તથા આચારાંગ સૂત્રમા આ વિશે કરવામાં આવેલા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે હિંદુ યુગમા આ જાતનું રાજબંધારણ આ દેશમાં કંઇક વિશેષ પ્રમાણમાં પ્રચલિત હતુ.

અરાજક અથવા રાજકર્તા વિનાના કાલ્પનિક બંધારણનો હિંદુ યુગના રાજ્યનૈતિક વિવેચકો ઉપહાસ કરે છે. આ બંધારણની એવી ભાવના હતી કે ન્યાય-ધર્મનેજ રાજકર્તા તરીકે ગણવો અને કોઇપણ માણસને રાજકર્તા તરીકે રાખવો નહિ. રાજ્યનો મૂળ પાયો

નાગરિકો વચ્ચેની અરસપરસ સંમતિ તથા સામાજિક કબૂલાત ઉપર રચાએલો ધારવામાં આવતો. ભાવનાની દષ્ટિએ તો લગભગ ટોલસ્ટૉયના વિચારો અનુસાર ઘડાએલું આ બંધારણ અંતિમ પ્રકારનું લોકસત્તાક રાજતંત્ર હતું. આ માહિતી મહાભારતના શાંતિપર્વમાંથી લેવામાં આવી છે. જ્યાં તેમાં પણ આ બંધારણને હાસ્યાસ્પદ ગણવામાં આવ્યું. છે અને જણાવવામાં આવ્યું છે કે આ વ્યવસ્થા મુજબ વહીવટ ચલાવવાનું અશક્ય થઈ પડતાં પરિણામ એ આવ્યું કે શાસન વિનાના કાયદાને કોઈએ માન્ય કર્યો નહિ, એટલે ન્યાય ઉપર રચાએલા રાજ્યના ચાલકોને પોતાની ભૂલ માલમ પડી, અને કાયદાનો અમલ અટકી પડતાં આ પ્રકારના રાજ્યબંધારણવાળા નાગરિકોએ એકાધિપત્ય રાજ્ય તરફ પોતાની નજર દોડાવી. આ અરાજક બંધારણ હિંદુ રાજનીતિજ્ઞ પુરુષોએ પોતાની કલ્પના સૃષ્ટિમાંથી ઉપજાવી કહાડ્યું હોય એમ માનવા મારું વલણ થતું, કારણ હું એમ ધારતો હતો કે પ્રજાસત્તાક ધોરણની સામાજિક કબૂલાત તથા કાયદાના નિયમને લગતી ઉપપત્તીઓની વિરુદ્ધ તકરાર લઈ શકાય તે માટે આવું કંઈક બંધારણ ઘડવા તરફ તેઓ પ્રેરાયા હોય. પરંતુ જૈન સૂત્રને લઈને આ દેશમાં રાજતંત્રનો આવો પ્રયોગ એક કરતાં વધારે વખત અજમાવવામાં આવ્યો હતો એમ સ્વીકારવાની જરૂર પડે છે. સજીવ સંસ્થા તરીકે આ પ્રકારનાં બંધારણ માટે સૂત્રમાં નિર્દેશ છે. જે સમૂહમાં આવું બંધારણ બતાવવામાં આવ્યું છે તેમાં રાજતંત્રનાં સર્વ જાતનાં સત્ય અને ઐતિહાસિક રૂપોની ગણના કરવામાં આવી છે. એમાં હેઠળ લખેલાં રાજતંત્ર માટે ઉલ્લેખ છે:—

(અ) અરાજક રાજ્યો,
(આ) ગણ રાજ્યો,
(ઇ) યુવરાજ રાજ્યો,
(ઈ) દ્વી રાજ્ય,
(ઉ) વૈરાજ્ય,
(ઊ) વિરુદ્ધ રજ્જાણિ અથવા રાજદ્વારી પક્ષો મારફત અમલ ચલાવતાં રાજ્યો.

દક્ષિણમાં ઉતરી પડી હશે. સત્યપુતોને ભોજ તરીકે ગણીએ તો કેરલપુતોને ઉગ્ર તરીકે ગણી શકાય, પરંતુ વિશેષ આધારભૂત પ્રમાણો ઉપલબ્ધ થાય ત્યાંસુધી આ અનુમાન તત્કાળ માટેજ ઉપયુક્ત ગણવું.

એ લક્ષમાં રાખવાનું છે કે આ સઘળા પ્રકારનાં રાજ્યધારણમાં અભિષેકની ક્રિયા આવશ્યક ગણવામાં આવતી. એ ક્રિયાને અભાવે કોઈ કાયદેસર રાજ્ય અસ્તિત્વમાં આવતું નહિ. એનું કારણ એટલુંજ જણાય છે કે અભિષેકને અંગે રાજકર્તાને લોકોનું ભલું થાય તેમ તથા પ્રમાણિક રીતે રાજતંત્ર ચલાવવાની પ્રતિજ્ઞા લેવી પડતી. આ ક્રિયા એટલી અગત્યની ધારવામાં આવતી કે જે લોકસત્તાવાળાં પ્રજાસત્તાક રાજ્યોમાં આખું રાષ્ટ્ર અમલ ચલાવતુ હોય એમ માનવામાં આવતું (વૈરાજ્ય), તેમાં આખા દેશનો ખાસ વિધિ પ્રમાણે અભિષેક કરવામાં આવતો. લિચ્છવિ લોકોનો પણ અભિષેક થતો આપણે આગળ જોઈ ગયા છીએ, અને મલ્લ લોકોએ એક સ્થળ નિર્દિષ્ટ કર્યું હતું ત્યાં તેમના રાજ્યકર્તાઓની રાજ્યારોહણ ( मुकुट बंधन ) ની ક્રિયા થતી. એ ક્રિયાની અગાઉ અભિષેક થતો માનવામાં આવે છે. અભિષેક વિનાનો રાજક્નો એ સંજ્ઞા હિંદુ રાજનીતિશાસ્ત્રમાં તિરસ્કારયુક્ત ગણાય છે. એ સંજ્ઞા ગેરકાયદેસર રાજકર્તાના અર્થમાં વપરાય છે, અને પુરાણોમાં એ પરદેશી જાતોના સંબંધમાં વાપરવામાં આવી છે.



## પ્રકરણ ૧૧ મું

## હિંદુ પ્રજાસત્તાક રાજ્યોમાં કામકાજ માટે વિચાર ચલાવવાની રીત.

આ પ્રજાસત્તાક રાજ્યોને લગતી વિશેષ માહિતી મેળવવા માટે આપણે એની કામકાજ માટે વિચાર ચલાવવાની રીતની તપાસ લેવાની જરૂર છે. એ રાજ્યો ઘણા પ્રાચીન કાળમા થઇ જવાથી આ બાબત આપણને પ્રત્યક્ષ હકીકત મળવી મુશ્કેલ જણાશે એટલે પરોક્ષ રીતે જે બાતમી મળી શકે તે મેળવવા આપણે તજવીજ કરીશું.

આપણે પાછલાં પ્રકરણોમાં જે બૌદ્ધ સૂત્રો તથા અન્ય ઉલ્લેખોની તપાસ લીધી તે ઉપરથી જાણ્યું છે કે આપણા આ પ્રજાસત્તાક રાજ્યોની રાજસભામાં રાજપ્રકરણને લગતી બાબતોની ચર્ચા થતી. આ વિચારણાનું વિશિષ્ટ સ્વરૂપ દર્શાવનારો માત્ર એકજ ઉલ્લેખ આપણને ઉપલબ્ધ છે. એ ઉલ્લેખ સૌથી વિશેષ અગત્યનો છે કારણ આપણે એથી ખરે માર્ગે પડીએ છીએ. કોસલના રાજાએ શાક્ય લોકોની રાજધાની ઉપર ઘેરો ઘાલ્યો હતો. એવી નોંધ ઉપલબ્ધ છે કે દુશ્મનને તાબે થવાની બાબતની ચર્ચા ચાલતા સભામા મતભેદ પડ્યો હતો. એથી વધુમતિનો શો અભિપ્રાય છે તે જાણવા સારૂ શાક્ય લોકોએ ઠરાવ કર્યો અને તે સંબંધમા મત લેવામા આવ્યા.

“ એટલે રાજાએ દૂત મોકલી શાક્ય લોકોને કહાવ્યુ, ‘ મહાશયો, મને તમારા માટે કંઇ પ્રેમ નથી, છતા મને તમારી પ્રત્યે કંઈ ધિક્કાર નથી. સઘળું બની ચુક્યું છે; માટે તમારા દરવાજા સત્વર ઉઘાડો.’ ત્યારે શાક્ય લોકોએ જાહેર કર્યું, ‘ આપણે સઘળાએ એકઠા મળી આપણે દરવાજા ખોલવા કે નહિ તે બાબત વિચાર કરીએ.’ ન્યારે તેઓ એકઠા થયા ત્યારે કેટલાએક દરવાજા ખોલવાનુ

જાહેર કર્યું અને બીજાઓએ તેમ નહિ કરવા સલાહ આપી. કેટલાકે કહ્યું ‘ભિન્ન મત હોવાથી આપણે બહુમતિનો શો વિચાર છે તે નક્કી કરવું.’ આ ઉપરથી તે લોકોએ આ બાબત ઉપર મત લેવાનું શરૂ કર્યું.” (Rockhill, The Life of the Buddha.)

મતનું પરિણામ શરણે જવાની તરફેણમાં આવવાથી શહેર દુશ્મનને તાબે થયું. મત લેવાની તથા લઘુમતિ નક્કી કરવાની રીતની આ કરતાં વધારે વિગત ક્યાંએ મળે એમ નથી. આપણે જોઈ ગયા છીએ કે રાજકીય મંડળના બંધારણ અનુસાર બૌદ્ધ સંઘની ઘટના બંધાઇ હતી. વળી આપણે જોયું છે કે ગણમાં મત ગણવાનો દાખલો બૌદ્ધ લોકોને માર્ગદર્શક નીવડયાનું તેમણે પ્રત્યક્ષ જણાવ્યું છે. આથી રાજદ્વારી કે ધાર્મિક મંડળમાંના એકની કામ ચલાવવાની રીતની હકીકત મળે તો એ બન્નેનો સામાન્ય વહીવટ કેવો હતો તે આપણે જાણી શકીએ. એ સંસ્થાઓ સમકાલીન હતી અને સાધારણ રીતે અનુમાન કરીએ તો પોતપોતાના કામ બાબત વિચાર ચલાવવાની રીતને લગતા વિશિષ્ટ રૂપો આ બન્ને લૌકિક મંડળોમાં સામાન્ય જણાય. પરંતુ બૌદ્ધ સંઘ કેવા પાયા ઉપર રચાયો હતો તે આપણે જાણીએ છીએ તેમજ રાજદ્વારી સંઘ ઉપરથી એનું અનુકરણ કરવામાં આવ્યાનું સ્પષ્ટ છે. આથી બૌદ્ધ સંઘની કામ ચલાવવાની રીત એના ઉત્પાદક સંઘ એટલે પ્રજાસત્તાક રાજ્યની રીતને લગભગ મળતી આવતી જોઇએ. એમાંથી આપણે ધાર્મિક કારણોને લઇને કરવામાં આવેલા ફેરફારો દૂર ગણીએ તો એ રીતનું સામાન્ય ખોખું આપણે ખડું કરી શકીએ. આ માટે ધાર્મિક સંઘની રીત શી હતી તે અહીં આપણે જોઇશું. એમાંના નિયમો ઉપરથી જણાશે કે મહાન બુદ્ધે પોતાના અનુયાયીઓનાં મંડળમાં એ રીત દાખલ કરી ત્યાર પહેલાં એ સત્તાઓ તથા કામનો વહીવટ વિશિષ્ટ સ્વરૂપે સર્વત્ર ઉપલબ્ધ હતા. આ ઉપરથી આપણને મત લેવાની તથા બહુમતિ નક્કી કરવાની રીતની વિગતે માહિતી મળશે.

હાજર રહેવાને અધિકાર હોય એવા સભાસદો રાજસભામાં હાજર રહેતા અને બેઠકોની ગોઠવણ કરવા નિમાયલા ખાસ અમલદારની સૂચના મુજબ ગોઠવેલી બેઠકો ઉપર બેસતા.

"હવે એ સમયે દશ વર્ષના અનુભવવાળો અજિન નામનો ભિખ્ખુ સંઘ આગળ પાતિમોખ્ખ ઉપર પ્રવચન કરવાનો હતો. થેરા ભિખ્ખુઓ માટે બેઠકની ગોઠવણ કરનાર અમલદાર (આસન પનાપક એટલે आसन प्रज्ञापक) તરીકે એની નિમણુક સંઘે કરી હતી."[1]

વિચારણાનો આરંભ આ પ્રમાણેની દરખાસ્તથી થતોઃ

"આશા છે કે માનનીય સંઘ મારૂં કહેવું ધ્યાનમાં લેશે. "જો સંઘને સમય અનુકૂળ લાગે તો સંઘ......કરશે. આ પ્રમાણેની દરખાસ્ત છે." આ પછી દરખાસ્ત કરનાર સંઘ આગળ રજુ કરવાની બાબત તેના સ્વીકાર માટે ઠરાવના રૂપમાં મુકતો. જેઓ એ ઠરાવને અનુમત હોય તેઓ સઘળાને મુંગા રહેવાનું જણાવવામાં આવતું, અને જેઓ અનુમત ન હોય તેમને બોલવા દેવામાં આવતા. કેટલેક પ્રસંગે ઠરાવ ત્રણ વખત ફરી ફરીને મુકવામાં આવતો અને પછી જો સભા શાંત રહે તો તે ઠરાવ પસાર થએલો જાહેર થતો અને જે પક્ષકારના સંબંધમાં એ ઠરાવ હોય તેને તે વિષેની નિયમસર ખબર કરવામાં આવતી. આ હકીકતના દૃષ્ટાંત તરીકે વિનય પિટકમાંથી કેટલાક દાખલા હેઠળ ઉતારવામાં આવ્યા છે.

બુદ્ધે જાતે મુકેલો એક ઠરાવ આ પ્રમાણે હતો:

"આશા છે કે માનનીય સંઘ મારૂં કહેવું ધ્યાનમાં લેશે. આ ભિખ્ખુ ઉવાલને ગુન્હા માટે સંઘની રૂબરૂ તપાસવામાં આવતાં તેણે (પ્રથમ) ગુન્હો નથી કર્યો એમ જણાવ્યું. પછી તેણે તે કર્યાનું કબૂલ કર્યું. આ પ્રમાણે કબૂલ કર્યા પછી તેણે ફરી ગુન્હો કર્યાની ના પાડી, સામા આક્ષેપો મુક્યા અને પોતે જુઠું બોલે છે એમ

૧. વેસાલિની મહાસભાની હકીકત. ચુલ્લવગ્ગ ૧૨-૨-૭

જાણતો હોવા છતાં તે જુઠું બોલ્યો. જો સંઘને સમય અનુકૂળ લાગે તો સંઘ ભિખ્ખુ ઉવાલની સામા તસ્સ-પાપિય્યસિકાકમ્મ પસાર કરવાને મુખત્યાર છે. આ પ્રમાણે દરખાસ્ત છે.

"આશા છે કે માનનીય સંઘ મારૂં કહેવું ધ્યાનમાં લેશે. આ ભિખ્ખુ ઉવાલ (વગેરે, ઉપર પ્રમાણે) સંઘ ઉવાલ ભિખ્ખુની સામા તસ્સપાપિય્યસિકાકમ્મ પસાર કરે છે. પૂજ્ય ભિખ્ખુઓમાંથી જે કોઇ ઉવાલ ભિખ્ખુ સામા તસ્સપાપિય્યસિકાકમ્મ પસાર કરવાનું પસંદ કરે તેણે શાંત રહેવું. જે કોઇ એ બાબત પસંદ કરતું ન હોય તેણે બોલવું.

"ફરીથી બીજી વખત હું એજ પ્રમાણે દરખાસ્ત કરૂં છું. આ ભિખ્ખુ ઉવાલ...તેણે બોલવું (સુધી).

"ત્રીજી વખત હું એજ પ્રમાણે દરખાસ્ત કરૂં છું. ઉપર પ્રમાણે આ ભિખ્ખુ ઉવાલ...તેણે બોલવું (સુધી).

"ઉવાલ ભિખ્ખુ સામા તસ્સપાપિય્યસિકાકમ્મ પસાર કરવાનો સંઘે ઠરાવ કર્યો છે અને તેથીજ તે શાંત રહે છે, એમ હું સમજું છું." (ચુલ્લવગ્ગ, ૪-૧૧-૨.)

"ત્યાર પછી ઉવાલ ભિખ્ખુ સામા સંઘે તસ્સપાપિય્યસિકાકમ્મ પસાર કર્યું (૪-૧૨-૪)."

બુદ્ધના નિર્વાણ પછી ભરાએલી રાજગૃહની મહાસભાના અહેવાલમાંથી નીચેનો ઉતારો લીધો છે :

"ત્યાર પછી પૂજ્ય મહા-કસ્સપે સંઘ આગળ ઠરાવ મુક્યો કે 'આશા છે કે માનનીય સંઘ મારૂં કહેવું ધ્યાનમાં લેશે. જો સંઘને સમય અનુકૂળ લાગે તો સંઘે એમ ઠરાવવું કે આ પાંચસો ભિખ્ખુઓએ ધમ્મ તથા વિનય ઉપર પ્રવચન કરવા વર્ષાઋતુમાં (ચાતુર્માસ નિમિત્ત) રાજગૃહમાં પોતાનો મુકામ રાખવો અને વર્ષાઋતુમાં બીજા કોઇ ભિખ્ખુએ રાજગૃહ જવું નહિ.' આ પ્રમાણેનો ઠરાવ છે.

આશા છે કે સંઘ ધ્યાનમા લેશે આ પ્રમાણે સંઘ ઠરાવ કરે છે. પૂજ્ય સભ્યોમાથી જે કોઇ આ પ્રમાણે કરવાનુ પસંદ કરે તેણે શાંત રહેવું. જે કોઇ આ પ્રમાણે કરવાનું પસંદ કરતુ ન હોય તેણે બોલવુ. સંઘે ઉપર પ્રમાણે ઠરાવ કર્યો છે, તેથીજ તે શાંત છે એમ હુ સમજું છુ." (ચુલ્લવગ્ગ ૧૧-૧-૪).

વળી "અને પૂજ્ય મહા-કસ્સપે સંઘ રૂબરૂ ઠરાવ મુક્યોઃ 'જો સંઘને સમય અનુકૂળ લાગે તો હુ વિનયની બાબતમા ઉપાલિને પ્રશ્ન કરું.'"

"અને પૂજ્ય ઉપાલિએ સંઘ રૂબરૂ ઠરાવ મુક્યો : 'આશા છે કે માનનીય સંઘ મારું કહેવું ધ્યાનમા લેશે. જો સંઘને સમય અનુકૂળ લાગે તો પૂજ્ય મહા-કસ્સપ તરફથી મને પ્રશ્ન પુછવામા આવતા હુ તેનો જવાબ આપીશ.'"

કેટલા સભાસદો હાજર હોય તો સભા યોગ્ય રીતે મળેલી કહેવાય એ બાબતનો નિયમ ચુસ્ત રીતે પાળવામા આવતો. બૌદ્ધ ધર્મના સાધુઓના નાનાં સ્થાનિક મંડળોમા સર્વ પ્રકારના નિયમ-પુરસર કામો કરવા માટે વીસ સભાસદોની હાજરી આવશ્યક ગણાતી. (મહાવગ્ગ ૯, ૪, ૧.)

ઠરાવેલી સંખ્યાના સભાસદો હાજર હોયા વિના જો કંઇપણ કામકાજ કરવામા આવે તો તે કૃત્ય અપ્રમાણ અને અમલના મુકવા માટે અયોગ્ય ગણાતુ.

"ઓ ભિખ્ખુઓ, અધિકાર પરત્વે કરવામાં આવતુ કોઇ કૃત્ય અપૂર્ણ સમુદાય ગેરકાયદેસર રીતે કરે તો તે કોઈ પ્રકારે ખરૂ કૃત્ય ગણાતુ નથી અને તે કરવુ જોઇએ નહિ." (વિનય, મહાવગ્ગ ૯, ૩, ૨)

જરૂર હોય તેટલા ઓછામાં ઓછી સંખ્યાના સભાસદો એકઠા કરવાની ફરજ એક સભાસદ ઉપાડી લેતો.

"અથવા (હવે પછીની સમિતિ માટે) જરૂર હોય તેટલા સભાસદો એકઠા કરનાર તરીકે હું કામ કરીશ.' ઓલ્ડનબર્ગ તથા

રીઝ ડેવિડ્સે આ વાક્યનો અર્થ આ પ્રમાણે કર્યો છે (Sacred Books of the East, XIII P 307)

"અથવા, સભા યોગ્ય રીતે ભરેલી કહેવાય એટલા સારુ જરૂરના હોય તેટલા સભાસદોની સંખ્યા પુરી કરી આપવામાં હું મદદ કરીશ"

સભાની અમુક બેઠક માટે સભાસદો એકઠા કરનારને ગણપૂરક કહેતા. એક વખત જ્ઞપ્તિ (જ્ઞપ્તિ) અને એક વખત પ્રતિજ્ઞા સભા આગળ રજુ કરવાની રીત જ્ઞપ્તિ-દ્વિતીય એટલે બે વખત વિજ્ઞપ્તિ રજુ કરવાની રીત કહેવામાં આવતી અને જ્યારે એ ત્રણ વખત રજુ કરવાની જરૂર પડતી ત્યારે એ રીત જ્ઞપ્તિ-ચતુર્થ (ચાર વખત વિજ્ઞપ્તિ રજુ કરવાની રીત) કહેવાતી. સભા આગળ ઠરાવ અથવા પ્રતિજ્ઞા મુકવી તેને કમ્મવાચા (કર્મવાચ) કહેતા. જો વિજ્ઞપ્તિ રજુ કરવામાં આવે અને કંઇપણ પ્રતિજ્ઞા રીતસર સભા આગળ મુકવામાં ન આવે અથવા ઠરાવ જાહેર કરવામાં આવે અને કંઈ વિજ્ઞપ્તિ રજુ કરવામાં ન આવે તો એ કૃત્ય અપ્રમાણ માનવામાં આવતુ. તેજ પ્રમાણે, જો કોઈ કામમાં જ્ઞપ્તિ ચતુર્થ આવશ્યક ગણાતુ હોય તો તેને લગતી દરખાસ્ત અથવા ઠરાવ જેટલી વખત મુકવાનુ ઠરાવેલુ હોય તેટલી વખત તે મુકવામાં ન આવે તો એ કામ કાયદેસર ગણાતુ નહિ. વળી દરખાસ્ત તથા ઠરાવનો અનુક્રમ ઉલટાવી નખાતો નહિ.

મતને માટે છંદ શબ્દ વપરાતો. જેનો અસલ અર્થ 'છુટ' અને 'ખુશીપણુ' અથવા 'સ્વતંત્રતા' થાય છે. એ ઉપરથી એમ જણાય છે કે મત આપતી વખતે સભાસદ પોતાની અનિયંત્રિત ઇચ્છા તથા પસંદગી પ્રમાણે વર્તતો એમ ગણાતુ.

જે સભાસદોને સભામાં હાજર રહેવાનો અધિકાર હોય, પરંતુ માંદગી અથવા બીજી એવીજ કંઈ અશક્તિને લીધે ત્યાં આવી શકે નહિ તે સભાસદોના મત મેળવવા માટે ભારે કાળજી રખાતી. એમ કરવામાં ચુક થાય તો સઘળું કામકાજ રદ બાતલ થતું. પણ એકત્ર

થએલા સભ્યો એવા મતની સામા વાંધો ઉઠાવે તો એ મતો કહાડી નાખવામાં આવતા. એવા મતને ગણતરીમાં લેવા કે નહિ તે સભાસદોની મરજી ઉપર રહેતુ, પણ હમેશા તે મેળવવા એમ સઘળા માનતા :

"ઓ ભિખ્ખુઓ, જો કોઇ ઞત્તિ–દુત્તીય રીત પ્રમાણે કામ કરતી વેળા જે ભિક્ષુકોને મત આપવાનો અધિકાર હોય તે સઘળા હાજર ન હોય પણ જે સઘળાઓને પોતાનો છંદ જાહેર કરવાનો હોય તેમના છંદ (સભા આગળ) રજુ કરવામા ન આવ્યા હોય, અને હાજર રહેલા ભિખ્ખુઓ વાંધો ઉઠાવે, તો એવું કૃત્ય અપૂર્ણ સમિતિએ કરેલુ ગણાશે."

"ઓ ભિખ્ખુઓ, જો કોઈ ઞત્તિ-દુતીય રીત પ્રમાણે કામ કરતી વેળા જે ભિખ્ખુઓને મત આપવાનો અધિકાર હોય તે સઘળા હાજર હોય, પણ જે સઘળાઓને પોતાનો છંદ જાહેર કરવાનો હોય તેમના છંદ (સભા આગળ) રજુ કરવામા ન આવ્યા હોય, અને હાજર રહેલા ભિખ્ખુઓ વાંધો ઉઠાવે, તો એવું કૃત્ય અપૂર્ણ સમિતિએ કરેલું ગણાશે."

સંઘ સર્વાનુમતે ઠરાવ સ્વીકારે તો મત આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી; પણ કોઈ બાબત સભ્યોમાં ભિન્ન મત પડે, તો ભાષણો કરવામાં આવતા અને વધુમતીથી કામ કરવાની રીત પ્રમાણે અમલ થતો. વધુ સંખ્યાના સભાસદોના મત અનુસાર એવી બાબતોનો નિર્ણય થતો. કામ કરવાની આ રીત પાલિ ભાષામા યે-ભુય્યસિક ને નામે ઓળખાતી. એ શબ્દનું સંસ્કૃતમા રૂપાન્તર યે-ભૂયસીયસ્ક, એટલે જેઓ સૌથી વધારે સંખ્યામા હોય તેમની કામ કરવાની રીત, એવું થાય. મત લેવાનું કામ મત આપવાની રંગીન ચાઠીઓ વડે થતું. આ ચાઠીઓને શલાકા અને મત લેવાના કામને શલાકા ગ્રહણ કહેતા. વળી આખા સંઘ તરફથી મતની ગણતરી કરનાર શલાકા ગ્રાહક ની નિમણુક થતી, અને તે ચાઠીઓના રંગ શું સૂચવે છે તે સમજાવતો તથા છુપી રીતે અથવા ખુલ્લી રીતે મત લેતો.

"પાચ ગુણોથી વિભૂષિત હોય એવા ભિખ્ખુને મતની "ચીઠ્ઠીઓ એકઠી કરવા માટે નીમવો જોઇએ: જે પક્ષપાતી ન હોય, "દ્વેષ ગખતો ન હોય, ભૂલ કરતો ન હોય,......ડરીને ચાલતો "હોય, અને કયા મત લેવાયા છે અને કયા નથી લેવાયા તે "જાણતો હોય, તેને આ પ્રમાણે નીમવો જોઇએ·

"(આ કામ કરશે કે નહિ તે બાબત) ભિખ્ખુને પ્રથમ "વિનંતિ કરવી. પછી કોઈ સમર્થ અને વિચારશીલ ભિખ્ખુએ "આ બાબત સંઘ આગળ આ પ્રમાણે કહી રજુ કરવી·

"'આશા છે કે માનનીય સંઘ મારું કહેવું ધ્યાનમાં લેશે. જો "સંઘને સમય અનુકૂળ લાગે તો અમુક નામના ભિખ્ખુને મતની "ચીઠ્ઠીઓ એકઠી કરનાર તરીકે નીમવો, વગેરે.'

"મતની ચીઠ્ઠીઓ એકઠી કરનાર એ ભિખ્ખુએ મત એકઠા કરવાના છે અને જેમ ધમ્મ પ્રમાણે ચાલનાર ભિખ્ખુઓ વધારે સંખ્યામાં ભાષણ કરે તેમ તે બાબતનો નિર્ણય થવો જોઇએ."

"એવા ભિખ્ખુઓને સંતોષ થાય એટલા માટે, ઓ ભિખ્ખુઓ, મત લેવાની ત્રણ રીત હું તમારે માટે યોજું છું, જેમક, છુપી રીતે મત આપવાની રીત, ગૂઢક, ધીમે માટે મત આપવાની રીત, सक्कण-जप्पकं, અને ખુલ્લી રીતે મત આપવાની રીત, विवटक. અને ઓ ભિખ્ખુઓ, મત લેવાની છુપી રીત કેવી છે? જે ભિખ્ખુ મત એકઠા કરનાર હોય, તેણે મત આપવાની ચીઠ્ઠીઓ જુદા જુદા રંગની તૈયાર કરવી, અને જેમ જેમ દરેક ભિખ્ખુ એની પાસે આવતો જાય તેમ તેમ તેણે તેને આ પ્રમાણે કહેવું: 'આ ચીઠ્ઠી અમુક મત ધરાવનાર માણસ માટે છે. આ ચીઠ્ઠી અમુક મત ધરાવનાર માણસ માટે છે. જે તમને ગમે તે લો.' તે પસંદ કરે એટલે (એણે ઉમેરવું કે) 'એ કોઇને બતાવશો નહિ'" (ચુલ્લવગ્ગ ૪, ૧૪. ૨૮.)

કેટલીક વેળાએ "અપ્રસ્તુત ભાષણો" માંથી બચી જવા સારૂ કોઈ બાબત ઉપર વિચાર ચલાવવાનો અધિકાર નીમાયલી સમિતિને

સોંપવામાં આવતો; એ સમિતિ માહોમાંહે (તેમની આગળ આવેલા) વિષયનો નિકાલ કરતી અને પછી પોતાનો નિર્ણય સંઘને જણાવતી. જો સમિતિ કોઈ નિર્ણય ઉપર ન આવી શકે. તો 'એ બાબતનો નિર્ણય કરવાનું સંઘના હાથમાં રહેતું,' અને તે વધુમતિથી કામ કરવાની રીત પ્રમાણે તેનો નિકાલ કરતો.

"ઓ ભિખ્ખુઓ, આ વિષયમાં આ ભિખ્ખુઓ તપાસ ચલાવતા હોય ત્યારે અપ્રસ્તુત (अनग्गानि) ભાષણો કરવામાં આવે, અને કોઈ એકાદ ભાષણનો અર્થ સ્પષ્ટ જણાય નહિ તો, ઓ ભિખ્ખુઓ, હું તમને ફરમાવું છું કે એ વિષયને (સભા એટલે પંચ અથવા સમિતિને) સોંપી તેનો નિકાલ આણવો.

"અને, ઓ ભિખ્ખુઓ. તેની નિમણુક આ પ્રમાણે કરવાની છે. પ્રથમ ભિખ્ખુને પુછવું (કે તે આ કામ માથે લેવા ખુશી છે કે નહિ.) પછી એકાદ વિચારશીલ અને સમર્થ ભિખ્ખુએ સંઘ આગળ આ પ્રમાણે વિવેચન કરવું:"

" 'માનનીય સંઘ મારું કહેવું ધ્યાનમાં લેવાની કૃપા કરશે. "આ વિષયમાં તપાસ ચલાવવામાં આવતી હતી ત્યારે આપણી "રૂબરૂ અપ્રસ્તુત ભાષણો રજુ થયાં હતાં, અને કોઈ એક પણ "ભાષણનો અર્થ સ્પષ્ટ જણાયો નહિ. જો માનનીય સંઘને સમય "અનુકૂળ લાગે તો અમુક ભિખ્ખુઓની સમિતિ નીમવા વિનંતિ "છે આ દરખાસ્ત છે વગેરે.' " (ચુલ્લવગ્ગ ૪, ૪, ૨૦.)

"ઓ ભિખ્ખુઓ, આ ભિખ્ખુઓ સમિતિમાં આ વિષયનું નિરાકરણ કરવાને અશક્ત નીવડે તો. ઓ ભિખ્ખુઓ, આ ભિખ્ખુઓએ તે વિષય સંઘને એમ કહી સોંપી દેવો કે, 'મહાશયો, અમે સમિતિમાં આ વિષયનું નિરાકરણ કરવાને અશક્ત છીએ, આશા છે કે સંઘ તેનો નિકાલ લાવશે.' "

"ઓ ભિખ્ખુઓ, આવા વિષયનો નિકાલ વધુમતિથી કામ કરવાની રીત પ્રમાણે કરવા હું તમને ફરમાવું છું." (ચુલ્લવગ્ગ ૪, ૪, ૨૦.)

તેઓ પોતાની બેઠક ઉપરથી જરાપણ ઉઠયા વિના સભામા ચાલતી વિચારણાની તેમજ તેના ઠરાવોની નોધ લેતા. મહા-ગોવિંદ નામના બૌદ્ધ સુત્તે તે સુધમ્મ સભા (સુધર્મ ન્યાયના સભા મંડપ)મા મળેલી દેવોની સભાનું વર્ણન કર્યું છે. સભાના દૈવી સભ્યોની હારની તરતજ પછી અને ઉપદેવતા (પ્રેક્ષકો) ની અગાડી ચાર ખુણા આગળ 'મહારાજ'ની ઉપાધિવાળા ચાર નોધ રાખનારા તેમને માટે રાખેલા આસનો ઉપર બેસતા. જે બાબતને માટે તાવ-તિંસ દેવો એકઠા મળી સુધર્મ સભા મંડપમા બેસી વિચાર કરતા અને એકઠા મળી મસલત કરતા તે બાબત થએલા ભાષણોની તથા ઠરાવોની નોધ લેનારા આ ચાર 'મહારાજાઓ' હતા.

'સભાના આ ચાર મહારાજાઓ આખો સમય પોતાના આસન ઉપર બેસી રહેતા, અને ત્યાથી ઉઠતા નહિ.'

દીઘ નિકાયના વિદ્વાન અનુવાદક યોગ્યજ કહ્યું છે કે 'આ ચાર મહારાજાઓ સભામા જે કંઇ બોલાતુ તેની નોધ રાખનારા તરીકે ગણાતા. તેઓ સભામા ચાલેલા કામકાજની નોધ રાખતા.' મનુષ્ય જાત પોતાની સંસ્થાઓ દેવો તરફથી ઉતરી આવેલી માનતી હોવાથી સ્વાભાવિક રીતે એવુ અનુમાન સહજ થઈ શકે કે, પ્રોફેસર રીસ ડેવિડસે જણાવ્યા પ્રમાણે બુદ્ધના સમયમા હિંદીઓએ પોતાની રાજસભાઓમા આવા નોધ રાખનારાઓ રાખ્યા હશે.

પસાર કરવામા આવેલા 'અનુમતિ આપી વાજબી ઠરાવેલા કામો' તેમજ અન્ય 'કામો' તથા 'કાયદાઓ' સવિસ્તર લખી લેવામા આવ્યા હશે, અને આપણે જાણીએ છીએ કે લિચ્છવિ લોકોએ ન્યાયને લગતા કામોની વિગતવાર નોધ રાખી હતી. પ્રજા-સત્તાક રાજ્ય ભોગવતા ગણોના મોટા સમૂહને લઇને એક કરતા વધારે નોધ રાખનારની જરૂર પડતી. રાજસભાના સભ્યો પોતાના આસન આગળથીજ ભાષણો કરતા અને તેમના વિભાગની નજદીકનો નોધ રાખનાર તેમના 'વચન ઉતારી લેતો.' પ્રત્યક્ષ રીતે સભાના નોધ રાખનારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો હતા.

માટે નીમાયલા હતા એમ માનવામાં આવતું હોવાથી વિચારણા વેળાએ પક્ષકારો હાજર હોય એમ ગણાતું.

"ઓ ભિખ્ખુઓ, આ ભિખ્ખુઓને (કામ) સોંપવામાં આવતાં (અથવા સમિતિ) વિષયનો નિકાલ કરી શકે તો, ઓ ભિખ્ખુઓ, મુકદ્દમાનું નિરાકરણ થયું છે એમ કહેવાય, અને તેનું નિરાકરણ કેવી રીતે થાય છે? 'રૂબરૂમાં કામ કરવાની રીત પ્રમાણે. અને એમાં રૂબરૂમા કામ કરવાની રીતનો અર્થ શું થાય છે?' ધમ્મના પ્રતિનિધિ હોય છે અને વિનયના પ્રતિનિધિ હોય છે, અને ખાસ (સંબંધ ધરાવતા) માણસના પ્રતિનિધિ હોય છે."

સભાની કાયદેસર કામ ચલાવવાની કોઈ રીત અનુસાર એકાદ બાબતનો એક વખત નિકાલ થઈ જાય તો તેની પુનઃ ચર્ચા કે તપાસ થઇ શકતી નહિ. "એક વખત નિરાકરણ થઈ જતાં તેનું હમેશ માટે નિરાકરણ થએલું (સમજવું)."

ચુલ્લવગ્ગ ૪. ૧૪. ૯ ઉપરથી જણાય છે કે કોઈ બાબત ઉપરના વાદવિવાદમાં કોઈ સભાસદ પોતાના બોલવા ઉપર અંકુશ રાખે નહિ અને "ભાષણ કરવામાં વિરૂદ્ધતા, દુરાગ્રહ, અને એવી બીજી ગેરવર્તણુક" ચલાવે તો 'ઠપકો આપવાની રીત' પ્રમાણે તેની તપાસ થવાને તે પાત્ર થતો.

જે પ્રશ્નનો નિકાલ થઇ ગયો હોય તે ઉપર ફરી વાદવિવાદ શરૂ કરવો એ પણ ગુન્હો ગણાતો હતો. "ઓ ભિખ્ખુઓ, કાયદાને લગતો કોઇ પ્રશ્નનો આ પ્રમાણે નિકાલ કરવામાં આવ્યો હોય, અને કોઈ વિવાદી તે ઉપર ફરી તકરાર ઉઠાવે તો એમ કરવું એ પાચિત્તિ છે."

અપૂર્ણ રીતે રચાએલી સભાનાં કોઇ કામને સંપૂર્ણ સભા કોઇપણ રીતે અનુમતિ આપી વાજબી ઠરાવી શકે નહિ. કેટલાક લોકો આથી વિરૂદ્ધ અભિપ્રાય ધરાવતા જણાય છે. અનુમતિ આપી વાજબી ઠરાવવાની રીત (અનુમતિકપ્પો)નો બુદ્ધ ધર્મના અનુયાયીઓએ સંપૂર્ણ રીતે બહિષ્કાર કર્યો હતો.

સભાના કારકુનો અથવા નોંધ લેનારા રાખવામાં આવતા.

તેઓ પોતાની બેઠક ઉપરથી જરાપણ ઉઠ્યા વિના સભામા ચાલતી વિચારણાની તેમજ તેના ઠરાવોની નોધ લેતા. મહા-ગોવિંદ નામના બૌદ્ધ સુત્તંતે સુધમ્મ સભા (સુધર્મ ન્યાયના સભા મંડપ)મા મળેલી દેવોની સભાનુ વર્ણન કર્યુ છે. સભાના દૈવી સભ્યોની હારની તરતજ પછી અને ઉપસ્થિત (પ્રેક્ષકો)ની અગાડી ચાર ખુણા આગળ 'મહારાજ'ની ઉપાધિવાળા ચાર નોધ રાખનાર તેમને માટે રાખેલા આસનો ઉપર બેસતા. જે બાબતને માટે તાવતિંસ દેવો એકઠા મળી સુધર્મ સભા મંડપમા બેસી વિચાર કરતા અને એકઠા મળી મસલત કરતા તે બાબત થએલા ભાષણોની તથા ઠરાવોની નોધ લેનાર આ ચાર 'મહારાજાઓ' હતા.

'સભાના આ ચાર મહારાજાઓ આખો સમય પોતાના આસન ઉપર બેસી રહેતા, અને ત્યાથી ઉઠતા નહિ.'

દીઘ નિકાયના વિદ્વાન અનુવાદક ર્હીસ્ડેવીડ્ઝે કહ્યુ છે કે 'આ ચાર મહારાજાઓ સભામા જે કંઇ બોલાતુ તેની નોધ રાખનાર તરીકે ગણાતા. તેઓ સભામા ચાલેલા કામકાજની નોધ રાખતા.' મનુષ્ય જાત પોતાની સંસ્થાઓ દેવો તરફથી ઉતરી આવેલી માનતી હોવાથી સ્વાભાવિક રીતે એવુ અનુમાન સહજ થઇ શકે કે, પ્રોફેસર રીઝ ડેવિડ્ઝે જણાવ્યા પ્રમાણે બુદ્ધના સમયમા હિંદીઓએ પોતાની રાજસભાઓમા આવા નોધ રાખનારાઓ રાખ્યા હશે.

પસાર કરવામા આવેલા 'અનુમતિ આપી વાજબી ઠરાવેલા કામો' તેમજ અન્ય 'કામો' તથા 'કાયદાઓ' સવિસ્તર લખી લેવામા આવ્યા હતે, અને આપણે જાણીએ છીએ કે લિચ્છવિ લોકોએ ન્યાયને લગતા કામોની વિગતવાર નોધ રાખી હતી. પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા ગણોના મોટા સમૂહને લઇને એક કરતા વધારે નોધ રાખનારની જરૂર પડતી. રાજસભાના સભ્યો પોતાના આસન આગળથીજ ભાષણો કરતા અને તેમના વિભાગની નજદીકનો નોધ રાખનાર તેમના 'વચન ઉતારી લેતો.' પ્રત્યક્ષ રીતે સભાના નોધ રાખનારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો હતા.

વાયુ વેગે પસાર થઈ જતા ભૂતકાળમાંથી, ઇસવી સન પૂર્વેની છઠ્ઠી સદીમાંથી ગ્રહણ કરેલા આ વિચાર ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે કે એ સમયના ગણબંધારણ વિકાસ પામી ઘણે ઉંચે દરજ્જે પહોંચ્યાં હતા, તથા તે માટે વપરાતી પારિભાષિક અને વિધિવત ભાષાને લઇને તેઓ ખાસ પરખાઈ આવતા હતાં, તથા એ સઘળાનુ વિશિષ્ટ લક્ષણ એ હતું કે તેઓ સૌથી સંપૂર્ણ રીતે ઉચ્ચ પંક્તિની ન્યાયને લગતી તથા બંધારણને લગતી ભાવના ઉપર રચાયાં હતા. આ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે અત્યાર પહેલાં હિંદીઓને રાજનીતિ પ્રકરણમા સેંકડો વર્ષોનો અનુભવ મળ્યો હતો. જ્ઞપ્તિ, પ્રતિજ્ઞા, યોગ્ય રીતે કામ કરવા સભામાં જોઈતી સભ્યોની સંખ્યા, શલાકા ( છુપી રીતે મત આપવાની પદ્ધતિ ), બહુમતિથી કામ કરવાની રીત, સમિતિને કામની સોંપણુ-આ સઘળી બાબતોની કંઈપણ વ્યાખ્યા આપ્યા વિના દર્શાવી છે, એટલે આ સંજ્ઞાઓ તે સમયે પ્રચાલત હશે.

બુદ્ધના સમય પહેલાની હકીકત જાતકોમાં છે તે ઉપરથી શાક્ય મુનીના જન્મ પહેલાં મત લઇ કામ કરવાની રીત હસ્તીમાં હોવા વિશે તથા રાજ્યદ્વારી બાબતોમાં તેનો ઉપયોગ થતો હોવા વિશે સહજપણ શક રહેવા પામતો નથી. જાતક પહેલામાં કોઈ શહેરની ખાલી પડેલી ગાદી ઉપર રાજાની થએલી વરણીનો અહેવાલ આપ્યો છે. સઘળા મંત્રીઓ તથા નાગરો ( રાજ્ધાનીની સભાના સભ્યો અથવા રાજ્ધાનીના નાગરીકો ) સાધારણ રીતે મત આપીને સર્વાનુમતે સંમત થતાં તેઓએ પોતાના નવા રાજાનું સંવરણ કર્યું હતું, આ બાબતમા આખા શહેરના લોકોનો અને નહિ કે માત્ર શહેરની સભાનો મત લેવામા આવ્યો હતો. સકળ નગરના લોકોનો મત લેવાની રીત ( છંદક ) બાબતનો ઉલ્લેખ શરૂઆતના બૌદ્ધ સમયના સાહિત્યમા આવતો હોવાથી જાતક ઉપર ભાષ્ય લખનારાએ તેને આધારે પોતાના વિચારો દર્શાવ્યા હશે. પાલિ સૂત્ર અનુસાર છન્દ એટલે મત આપવાની રીત થાય છે, અને શહેર સંસ્થાનમાં આખા શહેરનાં છંદક નો અર્થ

સ્વાભાવિક રીતે સકળ નગરના લોકોનો મત લેવાની રીત થાય. ગમે તેમ, સાધારણ રીતે મત આપીને રાજાની વરણી કરવા બાબતનો જાતકમાં કરવામાં આવેલો ઉલ્લેખ નિ:સંશય બુદ્ધના સમયની પહેલાંનો હોવો જોઇએ. જાતક, પુસ્તક ૨ જું. પા. ૩૫૨–૩ ઉપરના બીજા ઉલ્લેખ ઉપરથી પુરવાર થાય છે કે રાજદ્વારી બાબતોમાં કોઈ પણ ઠરાવ ત્રણ વખત રજુ કરવાની રીત બુદ્ધના સમય અગાઉ વ્યવહારમાં પ્રચલિત હતી.

બુદ્ધ પોતાના બંધારણને અંગે ઉપસ્થિત થતા કેટલાક વિશિષ્ટ પ્રકારના સંજોગોને માટેજ કામ કરવાની રીતના આ નિયમો સ્વીકારે છે એ પોતે પ્રજાસત્તાક રાજ્યમાં ઉછર્યો હતો અને ઘણે ભાગે પ્રજાસત્તાક રાજ્ય ભોગવતી સમાજોમાં રહ્યો હતો. એમની કામ કરવાની પદ્ધતિથી એ સંપૂર્ણ રીતે માહિતગાર હતો, અને પોતાના સંઘના લાભાર્થે એણે તેનું અનુકરણ કર્યું હતુ. પોતાની ધાર્મિક સંસ્થા ( ધર્મ–ચક્ર ) નુ મોટું રાજ્ય, સામ્રાજ્ય, સ્થાપવાની એને આકાંક્ષા હતી. પણ પોતાનો આશય પાર પાડવા સારૂ એણે જે સંસ્થા ઉત્પન્ન કરી હતી તે ક્ષત્રિય હોવા ઉપરાંત ધર્મને ધોરણે ચાલતુ શહેરી સંસ્થાન સ્થાપવા તથા ટકાવી રાખવા યોગ્ય હતી, પણ તે ઉપર ધર્મ–ચક્ર સ્થપાય એમ નહોતુ. એને નડેલા પ્રતિબંધો એના જીવનના આરંભમાં જેમના સમાગમમાં એ આવેલો તેમના સંસર્ગને લઇને ઉભા થયા હતા. સમકાલિન રાજ્યોમા પ્રચલિત હોય તેના કરતાં વધારે તીવ્ર રાજદ્વારી અને જાહેર જુસ્સાવાળા પ્રજાસત્તાક રાજ્યમાં એ જન્મેલો હોવાથી એનામા એકત્રિત થએલા સામર્થ્ય, ઉત્સાહ તથા આકાંક્ષા શાંત પ્રકૃતિના સંન્યાસીનાં નહોતા,- પણ કોઈ પ્રજાસત્તાક રાજ્યના મુખી તથા વિજેતાનામાં હોય તેવા હતાં. સાધારણ પ્રકારના હિંદુ સાધુથી જુદા પડી તે પોતાના સંઘને માટે મિલકત ધારણ કરતો, તે સભાઓ બોલાવતો, ઠરાવો પસાર કરતો અને ગુન્હેગારોને શિક્ષા કરતો. એના આખા આધ્યાત્મિક

જીવન દરમિયાન, તે પ્રજાસત્તાક રાજ્ય ભોગવતો શાક્ય જણાય છે, અને એની સંસ્થા બંધારણપૂર્વક સ્થાએલી આધ્યાત્મિક જ્ઞાનના પ્રચાર માટે હોય એમ લાગે છે. એની આધ્યાત્મિક યોજનાઓમા ફત્તેહ મેળવવા માટે એને ધર્મનું પ્રજાસત્તાક રાજ્ય ( ધર્મ સંઘ ) જાળવી રાખવાનુ હતુ, અને એ કારણ માટે એમણે રાજદ્વારી પ્રજાસત્તાક રાજ્યના બંધારણ તથા બંધારણપૂર્વક સ્થાએલી કામ કરવાની રીતનુ અનુકરણ કર્યુ હતુ.

## પ્રકરણ ૧૨ મું

## મતાધિકાર અને પૌરાધિકાર.

શિષ્ટજન પ્રજાસત્તાક રાજ્યોના મતાધિકારનું મૂળ કુટુંબ, એટલે, હિંદુ કુટુંબ હતું. કુળ અને જન્મ ( જાતિ )[1] ને લઇને ગણમાં સમાનતા જળવાય છે એવી મતલબના મહાભારતમાંના ઉલ્લેખ ઉપરથી આવું અનુમાન થાય છે. જન્મ અને કુળને લઇને જે સમાનતા ઠરતી તે ઉપરથી હિંદુ પ્રજાસત્તાક રાજ્યમાની રાજ્યસંબંધને લગતી સમાનતા ઠરાવવામાં આવતી. રાજ્કીય કારણો માટે ગણના સ્વતંત્ર કુળમાં જન્મેલા સઘળા પુરુષો પોતાના જન્મને લઇને સમાન પદવી ભોગવતા, અને સઘળા કુળ પણ સરખાં ગણાતાં. પાલિ સૂત્રમાના એક ઉલ્લેખમાં પણ કુળને મતાધિકારના મૂળ તરીકે ગણવામા આવ્યું છે. લિચ્છવિ લોકોના જુવાનોઆ આગળ પ્રવચન કરતાં બુદ્ધ કહે છે કે, કુલ-પુત્ત એટલે કુટુંબમાના લશ્કરી નોકરીમાં જોડાના યુવાનો

૧. જાતિનો અક્ષરશઃ અર્થ જન્મ થાય છે અને નહિ કે ન્યાત અથવા વર્ણ. આપણે જોઇ ગયા છીએ તેમ પ્રજાસત્તાક રાજ્યમાં ઘણા વર્ણો હતા. ગુલામી કુટુંબમાં થતાં જન્મ માટે નહિ પણ સ્વતંત્ર કુટુંબમાં થએલાં જન્મ દર્શાવવા આ શબ્દ વપરાયો હશે.

માટે આ પ્રમાણેના ઉચ્ચ માર્ગો ખુલ્લા હતા. રાજ્યાધિકાર ભોગવવા માટે તેનો અભિષેક થઇ શકે. તે રાષ્ટ્રિક, અથવા પૈત્તનિક, અથવા સેનાધિપતિ, અથવા ગામગ્રામણિક એટલે નગરનો પ્રમુખ, પુગગ્રામણિક એટલે હુન્નર ઉદ્યોગને લગતા સંઘનો પ્રમુખ થઇ શકે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ સઘળા હોદ્દા માટે ચુંટણીનું ધોરણ સ્વીકારાએલું હતું અને ગણ રાજ્યમાં કોઇપણ કુલ-પુત્ર એ માટે ઉમેદવારી કરવા લાયક હતો. ઉમેદવારમાં આવેલો ખરો અધિકાર કુલ-રાજ્યને લગતો હતો અને એ વિષેનો ઉલ્લેખ આપણે આગળ (પ્રકરણ ૧૦) કરી ગયા છીએ. સ્મૃતિકાર કાત્યાયનના જણાવ્યા પ્રમાણે ગણ એ માત્ર કુલ નો સમૂહ છે. આ પ્રમાણે શિષ્ટજનસત્તાક રાજ્યમા તેમજ કુલીન લોકસત્તાક રાજ્યમાં રાષ્ટ્રિય હક્ક તથા સત્તાનો મૂળ પાયો કુલ અથવા કુટુંબ ઉપર બંધાયો હતો. પણ ગ્રીક લોકો જેને લોકસત્તાક રાજ્યો કહેતા તેમાં આ નિયમ હોવાનું માની શકાતું નથી. એમાં અલબત્ત જન્મને લઇને સઘળા સમાન ગણાતા. કઠ તથા સૌભુત લોકોના જેવાં રાજ્યબંધારણમા મતાધિકારનો મૂળ પાયો માત્ર જન્મ ઉપર રચાયો હશે, કેમકે એમના 'રાજા'ની પસંદગી પણ જાતિય ગુણ તથા લાયકાત ઉપર આધાર રાખતી અને કોઈપણ કુટુંબની મહત્તા તરફ લક્ષ આપતું નહિ, અને એમા રાજ્ય વ્યક્તિના સંસ્કાર તથા જ્ઞાનનોજ વિચાર કરતુ. આપણે જોયુ છે કે શાક્ય રાજસભામા યુવાનો તેમજ વૃદ્ધ પુરૂષો એકઠા મળતા. વૃષ્ણિ સંઘમા પિતા, પુત્ર તથા કનિષ્ઠ બંધુ, (કૃષ્ણ, પ્રદ્યુમ્ન, ગદ) બધા મતાધિકાર ભોગવતા.

પાણિનિ મનુષ્યના અભિજન ( ૪. ૩. ૯૦ ) તથા તેના હમણાનો નિવાસ ( ૪. ૩. ૮૯ ) દર્શાવનારા શબ્દો રચવાના તથા કોઇની અમુક દેશ, જાત, રાજકર્તા અથવા જનપદ ધારણ કરનારા ( પ્રજાસત્તાક રાજ્ય ચલાવનારા ) પ્રત્યેની ભક્તિ દર્શાવનારા શબ્દો રચવા માટેના નિયમ આપે છે. પતંજલિએ આપેલાં દષ્ટાંતોમાં ગ્લૌચુકાયનક નામની જાત વિષે નિર્દેશ છે. એ લોકોનું રાજકારી

સંસ્થાન હોવાનું આપણે મેસીડોનીઆના ગ્રંથકર્તાઓ મારફત જાણીએ છીએ. (જુઓ પ્રકરણ ૮.) તેઓ ગ્લુચુકાયન પ્રત્યે ભક્તિ દર્શાવતા હોવાથી તેઓ ગ્લોચુકાયનક નામે પ્રસિદ્ધિમા આવ્યા. પાણિનિના એક નિયમમાં ફેરફાર કરતા કાત્યાયન મદ્ર તથા વૃજિ લોકોના પ્રજાસત્તાક રાજ્યનાં દષ્ટાંતો આપે છે. મદ્ર ભક્તિવાળો મદ્રક તથા વૃજિ ભક્તિવાળો વૃજિક કહી શકાય. અહીં ભક્તિ સંજ્ઞા રાજ્યબંધારણને અનુસરી દર્શાવવામાં આવતી રાજનિષ્ઠાના અર્થમાં વાપરવામા આવી છે.

ભક્તિનો અક્ષરશઃ અર્થ 'ભાગ', 'નિષેધ' થાય છે, અને ગૌણ અર્થ 'અનુરાગ' થાય છે. માણસના અભિજન અથવા નિવાસ દર્શાવવા માટેના નિયમો ઉપરાંત રાષ્ટ્રીય તથા રાજદ્વારી ભક્તિ દર્શાવવા ભિન્ન નિયમો ઉપલબ્ધ હોવાથી કૃત્રિમ પૌરાધિકારનું સૂચન થાય છે. મદ્ર અથવા વૃજિ ભક્તિમાં ભાગ ભજનારને મદ્રક અથવા વૃજિક કહેવામાં હરકત નથી. આથી એવું તાત્પર્ય નીકળે છે કે વૃજિક જન્મે વૃજિ ન હોય. તેમ મદ્રક જન્મે મદ્ર ન હોય. એ ધ્યાનમા રાખવાનું છે કે કૌટિલ્ય રાજા-પ્રમુખવાળા પ્રજાસત્તાક રાજ્યોનો નિર્દેશ કરતા વૃજિક તથા મદ્રક રૂપો વાપરે છે. જૈન સૂત્ર પણ મલ્લક (કિ) તથા લેચ્છાવ (ક) રૂપો વાપરે છે. વૃજિકમાં વૃજિ રાજ્યબંધારણ પ્રત્યે સામાન્ય રાજનિષ્ઠા દર્શાવનારા વૃજિ તેમજ ગેરવૃજિ લોકોનો સમાવેશ થતો હોવાથી એ લોકોમાં મૂળ વૃજિઓએ જીતી લીધેલા અથવા રાજીખુશીથી વૃજિ લોકો સાથે ભળી ગએલાઓનો સમાવેશ થતો ગણી શકાય.

આ ઉપરથી પ્રત્યક્ષ થાય છે કે પ્રજાસત્તાક રાજ્યો પરદેશીઓને પણ પૌરાધિકાર આપતા. માલવ અને યૌધેય લોકો પાછલા કાળમા વિસ્તીર્ણ પ્રદેશ ઉપર ફરી વળ્યા હતા એનો આથી ખુલાસો મળે છે.

બન્ને હિંદી તેમજ યુરોપીય પૂર્વદેશની વિદ્યા તથા ભાષાઓમા પ્રવીણ પંડિતો પાણિનિના વાસુદેવાર્જુનાભ્યાં વુન્ (૪. ૩. ૯૮) સૂત્ર ઉપરથી એવી તકરાર ઉઠાવે છે કે પાણિનિના સમયમાં તથા તે અગાઉ વાસુદેવની ઉપાસના પ્રચલિત હોવાનું સાબિત થાય છે. પરંતુ પૂર્વાપર સંબંધ

ઉપરથી ધાર્મિક ભક્તિનો નિર્દેશ થતો જણાતો નથી. એ સંજ્ઞા પાણિનિ રાજદ્વારી અથવા રાજ્યધારણ પ્રત્યેની રાજનિષ્ઠાના અર્થમ. વાપરે છે. દષ્ટાંત તરીકે जनपद धारण કરનાર પ્રત્યેની સૂત્ર ૪. ૩. ૧૦૦ મા સ્વીકારવામાં આવતી ભક્તિ લઈએ. આ जनपद ધારણ કરનારઓની કંઈ ઉપાસના થતી નહોતી એ નિ:સંશય છે. વળી તેની ઉપરનાં સૂત્ર ૪. ૩. ૯૭ મા 'મહારાજ' પ્રત્યેની ભક્તિ જણાવવામાં આવી છે. કોઇપણ માણસ એવી તકરાર ન ઉઠાવશે કે માણસ માટે અથવા દેવ માટે વાપરવામા આવેલા 'મહારાજ'ની ઉપાસના થતી હતી. વળી એની આગળના સૂત્રોમા સિંધુ, તક્ષશિલા તથા શલાતુર વગેરે ઉચ્ચ પ્રદેશોના સંબંધમા અભિજન તથા નિવાસ વચ્ચેના વિરોધાભાસની ચર્ચા કરવામા આવી છે. અહીં ધાર્મિક ભક્તિ (પૂજન)નો સહજ પણ અંશ જણાતો નથી. વળી, પંડિતો વાસુદેવ ઉપર ભાર મુકે છે, પણ એજ સૂત્રમાં વાસુદેવની સાથે ગણાવેલા અર્જુન તરફ દુર્લક્ષ કરે છે. આ બન્ને ક્ષત્રિય તરફની ભક્તિ માત્ર રાજદ્વારી ભક્તિ છે.

પાણિનિ ૪. ૩. ૯૮ વાળા સૂત્રમા આ બન્ને પ્રત્યે ક્ષત્રિય (રાજકર્તા) તરીકે અને નહિ કે દેવો તરીકે બતાવવામા આવતી ભક્તિ માટે ઉલ્લેખ કરે છે એવો અર્થ પતંજલિ કરે છે. પતંજલિનો આ ગુંચવાડો કાત્યાયનના વાર્તિક गोत्रक्षत्रियाख्येभ्यो बहुलं वुञ् ને પાણિનિના સૂત્ર તરીકે ગણવાથી ઉભો થએલો લાગે છે. ખરૂં જોતાં ઉપરનું વાર્તિક પાણિનિના ૪. ૨. ૧૦૪ માના સૂત્ર ઉપર અંક ૧૮ ના વાર્તિક તરીકે આપવામાં આવ્યું છે (કિલ્હોર્ન પા. ૨૯૬). એકજ નિયમ કાત્યાયનના વાર્તિક તથા પાણિનિના સૂત્ર તરીકે હોઇ શકે નહિ. આપણને એ વાર્તિક તરીકે ઉપલબ્ધ છે અને એને વાર્તિક તરીકે ગણવાથી એનો અર્થ સ્પષ્ટ થાય છે. કાત્યાયન સુપ્રસિદ્ધ ક્ષત્રિય રાજકર્તાઓ તરફ દર્શાવવામાં આવતી રાજનિષ્ઠા બાબત સામાન્ય નિયમ નિર્દિષ્ટ કરી પાણિનિના સૂત્રમા જણાતી ન્યુનતા પુરી કરે છે.

## પ્રકરણ ૧૩ મું

## પ્રજાસત્તાક રાજ્યોમાં ન્યાયનો વહીવટ તથા કાયદા.

હિંદુ ન્યાય શાસ્ત્રને લગતા ગ્રંથોમાં કુલ રાજ્યોના તેમજ ગણ રાજ્યોના કાયદાનો સ્વીકાર થએલો જણાય છે. કુલ ન્યાયાધીશોમા કુલિક અથવા અમીરો પ્રમુખસ્થાને બેસતા. શિષ્ટજનસત્તાક તથા લોકસત્તાક રાજ્યના તત્વોવાળા મિશ્ર રાજ્યબંધારણમાં આપણને કુલિક ન્યાયાધીશી માટે વ્યવસ્થા થએલી કદાચ મળી આવે. ખરેખર આવી ન્યાયાધીશી વૃજ્જિઓના રાજ્યમા સ્થપાએલી અને એમા ફોજદારી મુકદ્દમાઓની તપાસ કરવા આઠ કુલિક નિયત થયલા જણાય છે. ન્યાય શાસ્ત્રાનુસાર કુલ ન્યાયાધીશીના ઠરાવ ઉપર ગણ ન્યાયાધીશીમાં વિવાદ થતો. મિશ્ર રાજ્યબંધારણ પ્રચલિત હોવાનું માનીએ તો આ નિયમ આપણે સહજ સમજી શકીશું. આવા બંધારણમા કુલિક ન્યાયાધીશી હોય, પણ તે ગણના વિશેષ અધિકારને પાત્ર રહે. વૃજ્જિઓના રાજ્યબંધારણમા કુલિકો ગણના પ્રમુખો, એટલે સેનાધિપતિ, ઉપ–રાજા તથા 'રાજા'ના સર્વોપરી અધિકારને તાબે રહેતા. મહાભારતમા જણાવ્યા પ્રમાણે કુલ–વૃદ્ધપુરૂષોની ફરજ ફોજદારી ગુન્હાની તપાસ કરવાની હતી, અને પ્રમુખ મારફત ન્યાયનો વહીવટ કરવાનો હતો. એટલે તેને નામે શિક્ષા ફરમાવવામાં આવતી. આ પ્રમાણે વૃજ્જિ લોકોમાં થતું દેખાય છે. ગણમાં હુન્નર ઉદ્યોગને લગતી સંસ્થાઓ હતી. આ સંઘ ( પૂગ ) ને ન્યાયના કેટલાક અધિકાર મળેલા હતા, પણ તેના નિર્ણય ઉપર કુલ અને ગણ ન્યાયાધીશીમા વિવાદ થઇ શકતો.

નારદ, બૃહસ્પતિ તથા કાત્યાયનના ધર્મશાસ્ત્રનાં પુસ્તકો જે સમયે લખાયા તે સમયે કુલમુખત્યાર રાજાએ ગણો જીતી તેને પોતાના

હકુમતમા લીધા ત્યારે ગણના નિર્ણય ઉપર રાજાને અથવા તેણે નીમેલા મુખ્ય ન્યાયાધીશને વિચાર ચલાવવાનો અધિકાર આપવામા આવ્યો.

સર્વ ગણ પોતપોતાના કાયદા પાળતા એ બીના હિંદુ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાના ઠરાવો ઉપરથી તથા એના કાયદા અસ્તીત્વમા હોવાનુ તેમા સ્વીકારવામા આવ્યા ઉપરથી પ્રત્યક્ષ થાય છે. હિંદુસ્તાનમાના પ્રજાસત્તાક રાજ્યોના કાયદાની પ્રશંસા ગ્રીક ગ્રંથકારોએ કરેલી તે ઉપરથી આ સંબંધમા વિશેષ સાબિતી મળે છે. મહાભારત પણ એમની સુયોગ્ય ન્યાય પદ્ધતિના વખાણ કરે છે. લિચ્છવિ લોકો પાસે ન્યાયના પ્રમાણોનુ પુસ્તક હોવાની નોધ મળી આવે છે

ધર્મશાસ્ત્રના ગ્રંથોમા ગણના કાયદાને સમય કહ્યા છે. સમયનો અક્ષરશઃ અર્થ સમિતિમા કરવામા આવેલો નિર્ણય અથવા ઠરાવ થાય છે. આ ઉપરથી ગણના કાયદા તેમની સભામા પસાર થયા હશે એમ સ્પષ્ટ થાય છે.

## પ્રકરણ ૧૪ મું

## મહાભારતમાં જણાવ્યા પ્રમાણેનાં પ્રજાસત્તાક રાજ્યોનાં લક્ષણ.

શાન્તિપર્વમા રાજધર્મના અધ્યાય ૧૦૭ મા ગણના લક્ષણ આપેલા છે. એ ચર્ચા ઉપરથી એમ જણાઇ આવ્યા વિના રહેતુ નથી કે આ લક્ષણો ઘણા પ્રાચીન સમયથી અસ્તિત્વમા હતા. કોઈ પણ સ્થળે એવુ સૂચન થતુ નથી કે ગણ કુલમુખત્યાર રાજા પ્રત્યે અનુરાગ દર્શાવતા સંધાઓના હતા, અથવા તો તેઓ તેને હાથ છૂતાએના હતા. આ હકીકત સામ્રાજ્યના ઉદય પહેલાના સમયને લગતી હશે.

આ ચર્ચા ઘણી મહત્વની હોવાથી એ આખા અધ્યાયનું ભાષાંતર હેઠળ આપવામાં આવ્યું છે. આ પહેલાના ભાષાંતરો અતિશય ગુંચવાડા ભર્યા હોવાનુ કારણ એ છે કે ભાષ્યકારોના સમય પહેલાં ઘણા લાંબા કાળ ઉપર આ ગણ દસ્તી ભોગવતા બંધ પડયા હતા, અને તેમની ખરી મહત્તા વીસારે પડી હતી.

મહાભારતમાના નિરૂપણ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે 'ગણ' સંજ્ઞા આખા રાજકીય સમાજને માટે, અને તેમ નહિ તો રાજસભાને માટે વપરાઈ છે, પણ ડૉ. થોમસ ધારે છે[1] તેમ માત્ર 'અમલ ચલાવતા મંડળ' માટે વપરાઈ નથી. અમલ ચલાવતા મંડળમા ગણ–મુખ્ય અને પ્રધાન (મુખીઓ અને પ્રમુખો) હતા અને તેઓ અધિકારની રૂએ આખા સમાજને લગતા કામકાજનો વહીવટ કરતા (શ્લોક ૨૩). ગણને લગતા મહત્વના ઠરાવોની બાબતો પણ એમનાજ હાથમાં રહેતી (શ્લોક ૨૪). તેઓ સભા ભરી આ ઠરાવો ઉપર ચર્ચા ચલાવતા (શ્લોક ૨૫). તેઓ વળી ન્યાયના વહીવટ માટે પણ ગોઠવણ કરતા (શ્લોક ૨૭). આથી ખુલ્લું જણાશે કે અમલ ચલાવનારૂં મંડળ ગણની અંદર ભિન્ન મંડળ હતુ.

એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે દરેક ગણમાં ઘણાં માણસો રહેતા તે વિશેનો ઉલ્લેખ શ્લોક ૮ મામાં છે અને આખા મંડળનો નિર્દેશ શ્લોક ૨૪ મામા છે ગણમા ઘણાં માણસો હોવાથી મહત્વની રાજનીતિને લગતી બાબતો ગુપ્ત ગણવાનું અશક્ય હતુ. મહાભારતકારના વિચાર પ્રમાણે ગણના બંધારણમા આ મોટી ખામી હતી (શ્લોક ૮ અને ૨૪). આથી ખુલ્લું થાય છે કે ગણ અભેદ્ય મંડળ નહોતુ. સાધારણ રીતે ગણ સંયુક્ત મંડળમાં બંધાઇ જતા. ગણમાના જ્ઞાની પુરૂષો માટે શ્લોક ૨૧ મામાં ઉલ્લેખ છે.

1 Journal Royal Asiatic Society, 1915.

## ગણનાં લક્ષણ.

યુધિષ્ઠિર કહે છેઃ " હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ (હવે) હું ગણના પ્રકાર સાંભળવાને ઇચ્છું છું. (૬) હે ભારત! કેવી રીતે ગણની વૃદ્ધિ થાય અને તેઓ કેવી રીતે ભેદ [ દુશ્મન તરફથી ઉશ્કેરવામાં આવતા કુસંપ ] ( ની રાજનીતિ ) નો ત્યાગ કરે છે, અને તેઓ શત્રુઓ ઉપર વિજય મેળવવા, અને વળી સન્મિત્ર મેળવવા ઇચ્છા કરે ( એનું કારણ શું ? ). (૭) મને લાગે છે કે કુસંપ એજ એમના વિનાશનું મૂળ કારણ છે. ( વળી ) મારા વિચાર પ્રમાણે ( તેઓના ) મુશ્કેલી એ છે કે ( તેઓની ) મોટી સંખ્યાને લઇને રાજ્યને લગતા મંત્રો ( ઠરાવો ) કેવી રીતે ગુપ્ત રાખવા. (૮) હે શત્રુને તાપ પમાડનાર પિતામહ ! આ વિષય ઉપર સર્વ લક્ષી પ્રવચન સાંભળવાની ઇચ્છા ધરાવું છું. માટે હે રાજન ! જેમ કરવાથી તેઓમાં ફૂટ થાય નહિ તે પણ મને કહો. (૯) "

ભીષ્મ કહે છેઃ " હે ભારત કુળમાં શ્રેષ્ઠ ! હે નૃપતે ! ગણમાં તેમજ રાજાવાળા કુળમાં લોભ અને અમર્ષ એ બે વેર પ્રકટ કરનારાં મુખ્ય કારણો છે. (૧૦) ( ગણ અથવા કુળમાંનું ) એક જણ લોભને તાબે થાય છે એટલે ( બીજામા ) અમર્ષ ઉત્પન્ન થાય છે, અને ( પરિણામે ) બન્નેને નુકસાન થતાં તથા તેમની પડતી થતાં તેઓ એક બીજાનો નાશ કરનારા થઈ પડે છે. (૧૧) સામોપચાર, ( ધનની ) સહાય તથા ભેદ પડાવવાની નીતિનો ઉપયોગ કરી, તેઓ છૂપા દૂત મારફત તથા કાવાદાવા કરીને તેમજ સૈન્યનું બળ બતાવી એક બીજાને ત્રાસ આપે છે. (૧૨) જે ગણ પોતાના સંયુક્ત મંડળમાં બંધાઇ જતા તેઓમાં આવા ઉપાયોથી ભેદ પડાવવામાં આવતો; ભેદ પડતાં ( સામાન્ય હિત તરફ ) તેઓ દુર્લક્ષ કરતા અને આખરે બ્હીકના માર્યા શત્રુના વશમાં આત્મહિત ત્યજતા. (૧૩) ગણમાં આ પ્રમાણે ભેદ પડવાથી તેઓમાં નક્કી નાશ થાય,

છૂટા પડી જવાથી તેઓ શત્રુના સપાટામા સ્હેલાઇથી આવી જાય. માટે સંયુક્ત મંડળોની પદ્ધતિ મારફત ગણે હમેશાં પ્રયત્ન કરવો ઘટે છે. (૧૪) સંયુક્ત મંડળના બળ વડે આર્થિક વૃદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. (આવા મંડળોની બહારના) અન્ય (ગણ) સંયુક્ત બંધારણવાળા મંડળોની મૈત્રીની યાચના કરે છે. (૧૫) સુયોગ્ય ગણમા જ્ઞાનવૃદ્ધ પુરુષો અરસપરસ સેવા કરવાને ઉત્તેજન આપે છે; સઘળા સંપૂર્ણ શુદ્ધ ભાવથી (એક બીજા પ્રત્યે) વર્તતા હોવાથી સુયોગ્ય ગણ સર્વ પ્રકારે સુખ પામે છે. સુયોગ્ય ગણ વૃદ્ધિ પામે છે તેનું કારણ એ છે કે તેઓ શાસ્ત્રાનુસાર કાયદા પ્રમાણે કામ ચલાવવાની સપ્રમાણ રીતનો સ્વીકાર કરે છે અને એક બીજા તરફ ન્યાયથી વર્તે છે. (૧૬-૧૭) સુયોગ્ય ગણ વૃદ્ધિ પામે છે તેનું કારણ એ છે કે તેઓ પોતાના પુત્ર તથા ભાઇઓ (સભ્યો તેમજ બાળવર્ગ) નો નિગ્રહ કરે છે અને હમેશા તેઓને વિનયથી વર્તવા શીખવે છે, અને તેઓ આવી રીતે શિક્ષણ પામેલાઓનોજ હમેશા સ્વીકાર કરે છે. (૧૮) હે મહાબાહો! સુયોગ્ય ગણ વૃદ્ધિ પામે છે કેમકે છુપા દૂતનું કામ વ્યવસ્થાપૂર્વક ચલાવવા ઉપર, રાજનીતિને લગતી બાબતો ઉપર, તથા મહેસુલ ઉઘરાવી સરકારી તીજોરીમા ભરવા ઉપર તેઓ નિરંતર લક્ષ રાખે છે. (૧૯) ગણ વૃદ્ધિ પામે છે કેમકે તેઓ બુદ્ધિમાન, શૂરા, ઉત્સાહવાળા તથા પોતાની ફરજ અદા કરવામા મચ્યા રહેનારા (પોતાના) અમલદારોને હમેશાં માન આપે છે. (૨૦) નમ્રબુદ્ધિવાળા, શૂરા, શાસ્ત્રમા નિષ્ણાત, અને શસ્ત્રકળામા નિપૂણ એવા ગણ લાચારીમા આવી પડેલા (સભ્યો) ને સંકટ તથા આપત્તિ વેળાએ સહાય કરે છે. (૨૧)

ક્રોધ, કુસંપ અરસપરસ ભરોસાનો અભાવ (અકારણ ભય) સૈનિક અત્યાચાર, જુલમ, ત્રાસ અને (પોતપોતાનામા થતા) વધથી ઉશ્કેરાઈ જઈ ગણ શત્રુના સાણસામા તરતજ સપડાઇ જાય છે. (૨૨) આથી અધ્યક્ષ મારફત ગણના શ્રેષ્ઠ પુરૂષોને માન આપવું જોઈએ.

હે રાજન! સમાજનો વ્યવહાર ચલાવવાનો અધિકાર મુખ્યત્વે કરીને તેઓના હાથમાં રહેવો જોઇએ. (૨૩) હે શત્રુને નિગ્રહ કરનાર ભારત! બાતમી (મેળવવાને લગતું ખાતુ) તથા રાજ્યના છૂપી સલાહોનું રહસ્ય અધ્યક્ષોના હાથમા રહેવું જોઇએ. હે ભારત! આ સલાહો ગણના આખા મંડળની જાણમાં આવે એ સલાહભર્યું નથી. (૨૪) ગણના શ્રેષ્ઠ પુરુષોએ એકઠા મળી ગણનું હિત જળવાય એવા કામ કરવાં. (૨૫)

જે ગણ બીજાઓથી અલગ રહે છે, (સંયુક્ત મંડળમાંથી) છૂટો પડી ગએલો હોય છે, અથવા જેનો બીજાઓ સાથેનો સંબંધ તૂટી ગયો હોય તેની સ્થિતિ જુદા પ્રકારની થાય છે. (૨૬) તેઓમા પરસ્પર ભેદ પડી જવાથી અને દરેક પોતાની સાધન સામગ્રી ઉપર આધાર રાખતો હોવાથી તેઓની સમૃદ્ધિ ઘટવા માડે છે અને તેને સંકટો નડે છે. (૨૭)

ફોજદારી કાયદા પ્રમાણે ન્યાય આપવાનું કામ સત્વર આટોપવું જોઇએ અને પ્રમુખ મારફત (ન્યાય શાસ્ત્રમા) નિપૂણ માણસોએ કરવુ જોઇએ. કુલમા વાધા વિઘ્ન ઉઠે અને કુલના શ્રેષ્ઠ પુરુષો તે તરફ બેદરકાર રહે (૨૮) તો તેઓ જાત (ગોત્ર) નો નાશ કરે છે. ગણને છિન્ન ભિન્ન કરી નાખે છે.

અંદર અંદરથી જે ભય ઉત્પન્ન થતો હોય તે સામે સાવચેતી રાખવાની છે, બહારનો ભય નજીવો છે. કારણ, હે રાજન! અંદર અંદરનો ભય ઘણા અલ્પ સમયમા છેક મૂળ પાયાનોજ નાશ કરે છે. (૨૯) વગર કારણે ઉત્પન્ન થએલા ક્રોધને લઇને, મુર્ખતાને લઇને અથવા સ્વભાવથી ઉપજેલા લોભને લઇને જ્યારે (ગણના સભ્યો) અન્યોઅન્ય ચર્ચા કરતા અટકી પડે છે ત્યારે પરાભવનું ચિન્હ (દશ્ય ચનુ) જાણવું. (૩૦).

(ગણમાં) જન્મને લઇને સર્વત્ર સમાનતા હોય છે અને કુલને લઇને પણ સમાનતા હોય છે. શૌર્ય અથવા ચાતુર્યથી, તેમજ

કપદવ્યની લાલચથી તેઓમા ભંગાણ પડતુ નથી. કુસંપ તથા દાન આપવાની નીતિ વડજ માત્ર તેમા શત્રુઓ ભગાણ પાડી શકે. (૩૧). આવી ગણની બાબે મલામતી માત્ર મયુક્ત મંડળ (ટકાવી નાખવા) મા રહેલી માનવામા આવે છે. (૩૨) (મહાભારત, શાન્તિપર્વ, ૧૦૭).

## પ્રકરણ ૧૫ મું

## નવાં પ્રજાસત્તાક રાજ્યોની રચના.

ઈ. સ પૂર્વના છઠ્ઠા તથા પાચમા સૈકાના સમયનોજ માત્ર આપણે વિચાર કરીએ તો આપણને માલમ પડે છે કે ફક્ત બૌદ્ધના અનુયાયીઓએજ નહિ પણ જૈન લોકોએ પણ પોતાના ધાર્મિક સઘો રચવામા રાજકીય પ્રકરણમા વપરાતી સંજ્ઞાઓનો ઉપયોગ કર્યો હતો. જૈન સૂત્રો ઉપરથી જણાય છે કે ક્રૂટીબાજી વ્યક્તિઓ નવા ગણ તથા કુળ રચતી, અને એ સંસ્થાઓ કેટલીક વેળા તેના મૂળ રચનારના નામથી અને કેટલીક વેળા જે સ્થળે તે રચાઇ હોય તેના નામથી ઓળખાતી, જેમકે, ગોદાસ ગણ, ગોદાસે રચેલો, ઉત્તર અને વલિસ્સહે સાથે મળીને રચેલો ઉત્તર વલિસ્સહ ગણ, રોહગુપ્તે રચેલો ઉચ્ચેહ ગણ અને કર્મર્ધિએ રચેલુ ઇન્દ્રિપૂરક કુળ. એજ પ્રમાણે આપણે બૌદ્ધ સંઘમા મતભેદ પડ્યાનુ, તેમજ નવા સંઘો ઉપસ્થિત થયાનુ જાણીએ છીએ આવી નવી સંસ્થાઓ રચાયાના દાખલા માત્ર આપણા ધાર્મિક 'પ્રજાસત્તાક રાજ્યો'ના ઇતિહાસમા મળી આવે છે એમ નથી. પ્રજાસત્તાક રાજ્યોમા કુસંપ તથા મતભેદને લીધે જે ભયકર સ્થિતિ નીપજે છે તે માટે મહાભારતમા ઉલ્લેખ છે. મહાભારતકારોને આવી રાજદ્વારી સંસ્થાઓમા પડેલા ભંગાણની માહિતી કદાચ થઈ હશે. આવાજ કંઈ કારણને લઇને કદાચ મદ્ર તથા મદ લોકોમા દરેકના બબ્બે રાજ્યો થયા હશે.

ભાગફેડને પરિણામે નવાંએના નવા રાજ્યો તથા મંડળોના દાખલા ઉપરાંત તદ્દન નવા પ્રજાસત્તાક રાજ્યો રચાયાના પણ દાખલા આપણને મળી આવે છે. વૈદિક સાહિત્ય તથા જાતકોમાં જણાવ્યા પ્રમાણે કુરુ અને પંચાલ લોક રાજસત્તા હેઠળ હતા, પણ તેઓએ આસરે ઈ. સ. પૂ. પાંચમા અથવા ચોથા સૈકામાં પ્રજાસત્તાક ધોરણે પોતાનું રાજ્યબંધારણ રચ્યું હતું. આપણે આગળ જોઇ ગયા છીએ તેમ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં તેઓનું રાજ્ય પ્રજાસત્તાને ધોરણે ચાલતું હોવાનું વર્ણન છે. પ્રો. રીઝ ડેવિડ્સે દર્શાવેલો બીજો દાખલો વિદેહ લોકોના રાજ્યબંધારણમાં થએલા ફેરફારનો છે. વૈદિક સાહિત્ય તેમજ જાતકમાં જણાવ્યા પ્રમાણે તેઓ પહેલાં રાજસત્તા હેઠળ હતા. મેગાસ્થનીસ કહે છે કે એમને ત્યાં પ્રજાસત્તાક રાજ્યબંધારણ ઘણું વેળા સ્થપાયું હતું અને ઘણું વખત તેને ફેરવી રાજસત્તા સ્થાપનામાં આવી હતી. (મેકક્રિન્ડલ, મેગાસ્થનીસ, પા. ૨૦૩)

આથી વૈદિક પછીના કાળને લગતા, પણ સર્વમાન્ય વિચારોનું પુનરાવર્તન કરનારા પ્રજાસત્તાક રાજ્યને લગતા સિક્કા આપણને મળી આવે છે. એ સિક્કા ગણને નામે અથવા દેશને નામે પાડવામાં આવેલા હોય છે, અને એક દાખલામાં તો ગણને રક્ષક અથવા પાલક તરીકે જણાવવામાં આવ્યો છે. આ પ્રમાણે આપણે કૃત્રિમ રીતે દીક્ષા કરાવેલી હોય એવા દેશની અથવા અમુક સ્થળે રહેતી પ્રજાની તથા ચોકખા રાજ્યબંધારણની હકીકત ઉપર આવીએ છીએ. આપણે જોઇએ છીએ કે આર્જુનાયન લોકોનું નામ તેના મૂળ પુરુષ એટલે અર્જુન કુળની એકજ વ્યક્તિ ઉપરથી પડ્યું હતું. આથી રાષ્ટ્રના અથવા જાતિના મૂળ ઉપર રાજ્યબંધારણ રચવાની પ્રથા કંઈક શરૂઆતના સમયથી જ અટકી પડેલી એમ આપણે સહજ અનુમાન કરી શકીએ. આ મૂળ ઉપર હિંદુસ્તાનની બહારની આને મળતી આવતી પ્રજાઓમાં દરેક પ્રાચીન પ્રજાસત્તાક રાજ્ય રચાયું હતું, અને મહાભારતમાંના વૃષ્ણિ લોકોના સંઘના ઉલ્લેખો ઉપરથી અને

કદાચ શાન્તિપર્વના અધ્યાય ૧૦૭ માંના ગોત્ર શબ્દ ઉપરથી અનુમાન કરી શકાય તેમ, હિંદુસ્તાનમા પણ સોથી શરૂઆતના સમયનાં પ્રજાસત્તાક રાજ્યો સ્થાપવામા આ સિદ્ધાંત મોટે ભાગે ઉપયોગમા લેવામાં આવ્યો હતો.

સંયુક્ત મંડળનું નામ તેના સ્થાપનારના અથવા પ્રમુખના નામ ઉપરથી પાડવાની પદ્ધતિના થએલા સ્વીકારથી આપણા પ્રજાસત્તાક રાજ્યોનું મૂળ શોધી કહાડવામા આપણને મદદ મળે છે. ગ્રામ પંચાયત ગ્રામણી (નેતા) ઉપરથી ઓળખાતી, વૈદિક ચરણ તેના મૂળ પુરૂષો ઉપરથી ઓળખાતા, ધાર્મિક મંડળો તેના પ્રથમ રચનારાના નામથી ઓળખાતા, તેવીજ રીતે આપણાં પ્રજાસત્તાક રાજ્યોમાંનાં ઘણાં ઓળખાતાં હતાં.

આપણે આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે વૈદિક સમયનાં રાજબંધારણમાં રાજા સર્વોપરી સત્તા ભોગવતો. મેગાસ્થનીસ પણ એવી નોંધ કરે છે કે ઇ. સ. પૂ. ચોથી સદીમાં હિંદુઓમાં એવી માન્યતા હતી કે રાજસત્તા પછી પ્રજાસત્તાક રાજ્યબંધારણ દાખલ થયાં હતાં. આ સર્વ પ્રમાણો ઉપરથી એવું સૂચન થાય છે કે પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિ વૈદિક સમય પછી અને કૃત્રિમ રીતે દાખલ થઈ હતી, અને રાષ્ટ્રનાં જાતવાર બંધારણ ઘડાતા અટક્યા પછી દાર્શનિક ધોરણે એની શરૂઆત થઈ હતી. વિશિષ્ટ રાજ્યબંધારણોનાં નામો તપાસીશું તો એજ નિર્ણય યોગ્ય જણાશે. વૈરાજ્ય, અક્ષરશઃ રાજા વિનાની (પદ્ધતિ), સ્વારાજ્ય, પોતે પોતાના ઉપર રાજ્યાધિકાર ચલાવતા એવી (પદ્ધતિ), ભૌજ્ય અમુક સમય માટે રાજ્યાધિકાર ભોગવવાની (પદ્ધતિ): આ નામો જાતિના નામો ઉપરથી જોડી કહાડવામાં આવ્યાં નથી; જુદી જુદી જાતનાં નામો ઉપરથી રાજતંત્રના સ્વરૂપ દર્શાવવા નામો યોજાયાં નથી. રાજ્યબંધારણનાં નામો કૃત્રિમ રીતે દાર્શનિક ધોરણે રચાયાં છે. પ્રથમ રાજસત્તા અસ્તિત્વના દીપાવની પરંપરાની પુષ્ટિના વેદનાં પ્રમાણો મળી આવે છે, અને

રાજસત્તાની અવગણના થતા રાજતંત્રનું લોકશાહી સ્વરૂપ હસ્તીમા આવ્યાની પરંપરાનું ઐતરેય બ્રાહ્મણ સમર્થન કરે છે.

વળી ઉપર પ્રમાણેના અનુમાનની પુષ્ટિમા મધ્યદેશમાંના એક રાજ્ય કુરુંભના ઔધેય અને મદ નામના બે રાજકુંવરો પંજાબ સુધી ગયાની અને પોતાના નામથી ઓળખાતાં બે રાજ્યો સ્થાપ્યાની પુરાણમાની પરંપરા લઇએ. પુરાણમાની આ ઐતિહાસિક બીના આપણી જાણમા આવેલી હકીકતને સર્વ રીતે મળતી આવે છે કે સંયુક્ત સંસ્થાઓ તેના સ્થાપનારના નામ ઉપરથી ઓળખાતી. આ પ્રમાણે મદ્ર અને ઔધેયના ભિન્ન રાષ્ટ્ર નહોતા, પરંતુ કૃત્રિમ, ધાર્મિક શાક્ય-પુત્રની પેઠે સંસ્થાનો હતા અને કૃત્રિમ રીતે રાજદ્વારી કારણોને લઇને બંધાએલા રાષ્ટ્ર હતા. આ બન્ને દાખલામા સંસ્થાનના નામ ઉપરથી તેના નગરજનો ઓળખાતા. એ નામ કૃત્રિમ રીતે રાષ્ટ્રને લાગુ પાડવામા આવ્યુ હતુ, અથવા હમણાની ભાષાસરણિ અનુસાર કહીએ તો, આપણે જેને જાત ઉપરથી બંધાતા રાષ્ટ્ર કહીએ તેનાથી વિરૂદ્ધ જતા રાજદ્વારી કારણે બંધાતા રાષ્ટ્ર દર્શાવવા એ નામનો ઉપયોગ થયો હતો. આ વિચારણાની દૃષ્ટિએ પતંજલિએ ઉધ્ધૃત કરેલી પ્રાચીન વૈયાકરણી ( કદાચ વ્યાડિ ) ની ટીકા આપણે સહજ સમજી શકીશું: 'ક્ષુદ્રક-માલવ કંઇ ગોત્ર નામો ( એટલે, કૌટુંબિક નામો ) નથી.' મદ્ર અને ઔધેયની પેઠે એ પણ રાજદ્વારી પ્રજાઓ હતી. રાજ્યના અંગભૂતો બે વ્યક્તિઓના નામથી ઓળખાતા. આપણને પાણિનિનુ વિશેષ પ્રમાણ ઉપલબ્ધ છે કે સૈનિક સંસ્થાનોમા એકજ ગોત્ર અથવા જાતના લોકો નહિ પણ સઘળી વર્ણના

વ્યક્તિનાં તેમજ નવા પ્રયોજાએલા નામથી ઓળખાતાં શાલંકાયન, આર્જુનાયન તથા પુષ્યમિત્ર જેવાં પાછળથી સ્થપાએલા રાજ્યો પ્રચલિત પદ્ધતિના વિશેષ દૃષ્ટાંત તરીકે મળે છે.

આપણે આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે, આટલી હકીકત મળવા છતા એમજ પ્રતિપાદન થઈ શકતું નથી કે હિંદુ પ્રજાસત્તાક રાજ્યોમાના કોઈમા પણ જાતિય તત્વ મળી આવતું નથી. સર્વ યુગોમા તેમજ સર્વ દેશોમા સ્થપાએલા દરેક રાજ્યનું મૂળ મોટે ભાગે દેશીય, એટલે જાતિય અથવા રાષ્ટ્રીય હોવાનું આપણે જોતા આવ્યા છીએ. ખરો પ્રશ્ન એજ છે કે રાજબંધારણ હજી જાતિય ધોરણ ઉપર, એટલે, પ્રાથમિક, સ્વાભાવિક તથા વ્યાવહારિક ધોરણ ઉપર રચાયું છે, કે બુદ્ધિપૂર્વક ચલાવવામા આવેલા વિચારને, સિદ્ધાંતને, જાણીબુઝીને મેળવેલા અનુભવ તથા કરેલા પ્રયોગને પરિણામે રચાયું છે. રાજા અને પ્રજા વચ્ચે થએલી કબૂલાત ઉપર રાજ્ય રચાયું હોય એમ ધારવામાં આવે અને રાજાને પ્રજાના નોકર તરીકે ગણવામા આવે અને પરદેશીઓને પણ નગરજનના જેવાજ રાજદ્વારી હક્કો આપવામા આવે તો તેવી સ્થિતિમાં રાજબંધારણ પ્રગતિને માર્ગે ઘણી ઉંચી પંક્તિએ પહોચેલું ગણી શકાય. વળી ખુલ્લી રીતે અથવા ચીઠ્ઠીથી મત લેવાની દરખાસ્ત, તથા ઠરાવ કરવાની અને કાયદા ઘડવાની તથા રાજ્યને લગતા કામકાજ બાબત વિચાર ચલાવવાની રીતમા કાયદા તથા નિયમ અનુસાર વર્તવાની પદ્ધતિ ઉપરથી પણ આ સ્થિતિનું અનેક રીતે સૂચન થાય છે.

પોત પોતાના રાજબંધારણ ઉપરથી દરેક રાજદ્વારી સમાજ સ્પષ્ટ રીતે પરખાઇ આવતો અને તેની કૃત્રિમ જાતો બંધાઇ જતી. આથી ખરી અને કૃત્રિમ રીતે બંધાએલી જાતો વચ્ચેનો, દેશીય અને રાજદ્વારી ગોત્ર વચ્ચેનો તફાવત શોધવાનું મુશ્કેલ થઈ પડે છે. મહાભારતમાં કરવામા આવેલાં વૃષ્ણિ અને અન્ધક લોકોના વર્ણન ઉપરથી એવું સૂચન કદાચ થઇ શકે કે માતવત મૂળ ખરી પ્રજા

હતી. પરંતુ 'રાજન્ય (ચુંટી કહડાએલા રાજા )નો દેશ', રાજન્ય જનપદ, ખુલ્લી રીતે રાજદ્વારી કારણે બંધાએલી જાત અથવા સમાજ હતી; એના વિશિષ્ટ રાજ્યબંધારણને જોરે એ હસ્તીમાં આવી હતી. એવુંજ મહારાજ-જનપદની બાબતમા હતુ. આવા પ્રસંગમા જનપદ રાજદ્વારી મૂળ અંક તરીકે, કદાચ શહેર-સંસ્થાન તરીકે હોય છે. એજ પ્રમાણે ગણ્ટિક તથા ભોજ લોકો પોત પોતાના રાજ્યબંધારણને લઇને ભિન્ન જાતમા બંધાઇ ગયા હતા. બીજી તરફ કઠ લોકો મૂળ ભિન્ન પ્રજા તરીકે હશે. [ પતંજલિએ વાપરેલી કઠ જાતીયઃ સંજ્ઞા ઉપરથી એવુ અનુમાન કરવામા હરકત નથી. એમ છતા જાતિ ગૌણ લક્ષણ હશે. ગણ-રાજ્યમા જન્મ થવાથી સ્વાધીન વ્યક્તિને નાગરીકત્વના સમાન હક્ક મળતા એમ ધારવામા આવતુ. આ પ્રમાણે કઠ-જાતીય અને કઠ-દેશીય એ સંજ્ઞા ઉપરથી માત્ર એટલુંજ સૂચન થાય કે તે 'કઠ દેશમા જન્મેલા માણસો,' તથા 'કઠ-દેશના માણસો' એમ દર્શાવવા અનુક્રમે વપરાતી, અને કઠ-દેશ તથા કઠ-રાજ્ય એ નામો કઠ નામના કોઈ રાજદ્વારી મૂળ પુરૂષનાં નામ ઉપરથી પડેલા. પતંજલિએ આપેલા બીજા દાખલાથી આ અનુમાનને ટેકો મળે છે, જેમકે, કરક-જાતીય, કરક-દેશીય, સૌદ્ર-જાતીય સૌદ્ર-દેશીય. સૌદ્ર અને કરક બન્ને કાઇ જાતના નહિ પણ સ્થળના નામો હતા. કોઈ નદીના નામ ઉપરથી કરક નામ સ્થાએલું જણાય છે, જેમકે, પારશ-કર (કરની પેલીમેરનો પ્રાંત). અહીં તેમજ પાણિનિના સૂત્ર ૬. ૩. ૪૧ મા જાતિ શબ્દ જન્મના અર્થમાં અને નહિ કે વર્ણ અથવા રાષ્ટ્રના અર્થમાં વપરાએલો લાગે છે. ]' એમ છતાં ઉચ્ચ સ્થાને પહોંચેલી રાજ્યબંધારણની ઘટના અનુસાર કોઇ સમાજ મળ એકજ જાતિ તરીકે બંધાઈ હોય અને તેણે પોતાના અસલ બંધારણના અવશેષો હજી જાળવી રાખ્યા હોય છતા તે કોઇ પ્રગતિમય રાજ્યબંધારણનો સ્વીકાર કરે એમા કંઈ અસંગત જણાતું નથી. પણ આ સઘળા પ્રજાસત્તાક રાજ્યોને જાતિય સંસ્થા અથવા

'જાતિય પ્રજાસત્તાક રાજ્યો' કહેવા એ સ્થાપિત પ્રમાણનું ઉલ્લંઘન કરવા બરાબર થય. પ્રાચીન રોમ અને ગ્રીસમાનું દરેક સંસ્થાન દરેક રીતે કરેના પ્રથકરણને અંતે 'જાતિય' ધોરણે રચાએલું જણાય છે, છતા કોઈ પણ રાજબંધારણનો ઇતિહાસકાર રોમ અને ગ્રીમના પ્રજાસત્તાક રાજ્યોને જાતિય ઘટના કહેવાનો વિચાર પણ કરશે નહિ.

## પ્રકરણ ૧૬ મું

## પ્રજાસત્તાક રાજ્યોના ઉદયના સમયની સમાલોચના.

ઉપર જણાવ્યા પ્રમાણે છેક ઐતરેય બ્રાહ્મણના સમયમાં હિંદુ પ્રજાસત્તાક રાજ્યો એકલા અસ્તિત્વમાંજ નહિ પણ સાથે સમૃદ્ધ હોવાનું માલમ પડે છે. પ્રાચીન યુગના હિંદુ લોકોએ જુદા જુદા પ્રકારનાં વિશિષ્ટ રાજબંધારણો વિકસાવ્યાં હતાં અને દરેક પ્રકારનાં બંધારણ માટે અભિષેકની ખાસ રીતની યોજના કરી હતી. ઐતરેય બ્રાહ્મણ રચાયું તે અગાઉ કેટલાક સેકા સુધી રાજ્ય ચલાવવાના આ પદ્ધતિના પ્રયોગો તેઓએ ચલાવ્યા હશે. હમણા આ વૈદિક ગ્રંથની રચ્યા સાલ આસરે ઈ. સ. પૂ. ૧૦૦૦ ની માનવામાં આવે છે. એના અંત ભાગમા પરિક્ષિત રાજાના પુત્ર જન્મેજય માટે ઉલ્લેખ આવતો હોવાથી એ સમયે એ રાજાની માહિતી એના કર્તાને થઈ હશે. ઉત્તર કુરૂ લોકોના ઇતિહાસ ઉપરથી પણ ઐતરેય બ્રાહ્મણ ઘણા પ્રાચીન કાળમાં રચાયાનું સૂચન થાય છે. પાછલા વૈદિક સાહિત્યમા ઉત્તર કુરૂ લોકોને પ્રાય પૌરાણિક દેશનાં વસતી પૌરાણિક પ્રજા તરીકે લેખવામાં આવી છે, પરંતુ આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ ઐતરેય બ્રાહ્મણમાં તેમની ગણના ઐતિહાસિક સમાજ તરીકે થઈ છે. ઐતરેયમાં જણાવ્યા પ્રમાણે ઉત્તર, પશ્ચિમ તથા

દક્ષિણના આર્ય હિંદુસ્તાનના મોટા ભાગમાં પ્રજાસત્તાક રાજ્યબંધારણો ફેલાઈ રહ્યાં હતાં. માત્ર મધ્યદેશમાં રાજસત્તાનો અમલ ચાલતો હતો. કુરુ-પ્રદેશ ( દીલ્હી પ્રાંત ) થી અલ્હાબાદ સુધીનો પ્રદેશ અને ગંગા જમના વચ્ચેનો દોઆબ મધ્યદેશ ગણાતો હતો. [ અહીંની રાજસત્તા કુરુ, પંચાલ, ઉશિનર અને વશ નામે ઓળખાતી એમ ઐતરેય કહે છે. ] મગધમાં અથવા તેની આસપાસના મુલકમાં મધ્યબિંદુ આવે એવા વધારે પૂર્વમાંના પ્રાચી પ્રદેશમા, આ બ્રાહ્મણમાંની માહિતી પ્રમાણે, સામ્રાજ્યને નામે ઓળખાતું બંધારણ પ્રચલિત હતું. સામ્રાજ્યનો અક્ષરશઃ અર્થ 'કેટલીક રાજસત્તાઓનો સમૂહ,' એટલે, સર્વોપરી અંગભૂતની આસપાસ વીંટળાઈ રહેલાં સંયુક્ત રાજ્યો, એવો થાય છે. દોઆબ અને મગધ સિવાયનો આખો દેશ પ્રજાસત્તા ભોગવતો હતો. પાલિગ્રંથનાં પ્રમાણો ઉપરથી જણાય છે તેમ, બુદ્ધના સમયમાં પણ લગભગ આવીજ સ્થિતિ ચાલુ રહી હતી. એ યુગમા અવદાન શતકમા જણાવ્યા પ્રમાણે આર્ય હિંદુસ્તાનમાંનાં રાજ્યોના આ પ્રમાણે વર્ગ પાડવામા આવ્યા હતાઃ 'ગણ અમલને આધીન હોય એવાં' અથવા પ્રજાસત્તાક, અને 'રાજાના અમલને આધીન હોય એવા' અથવા રાજસત્તાવાળા. સારી પેઠે જાણમાં આવેલી સંસ્કૃત પદ્ધતિ પ્રમાણે આ અનુક્રમમાં પ્રજાસત્તાક અમલવાળા દેશો પ્રથમ મુકાએલા છે તે ઉપરથી એવું અનુમાન કહાડી શકાય કે એવા દેશોની સંખ્યા ઘણી ભારે હોવી જોઇએ.

સિકંદરના સમય સુધી ઉત્તર, પશ્ચિમ તથા નૈઋત્ય તરફના દેશો મુખ્યત્વે કરીને પ્રજાસત્તાક અમલ ભોગવતા હતા. આ ઉપરથી ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો ત્યારે આ અમલ આસરે હજાર વર્ષ થયાં હસ્તીમાં હતો એમ લેખી શકાય.

હિંદુ પ્રજાસત્તાક અમલ આ યુગમા સૌથી વિશેષ પ્રમાણમાં સમૃદ્ધ તથા આબાદ હતો. રાષ્ટ્રીય સમૃદ્ધીને માટે ઉત્તર-કુરુ લોકોની ખ્યાતિ વિશેષ ફેલાઈ હતી. વિદ્યામાં મદ્ર અને કઠ લોકોએ, શૌર્યમાં

ક્ષુદ્રક અને માલવ લોકોએ, રાજદ્વારી વિગ્રહોને લગતા ડહાપણ તથા બહાદુરીથી મેળવેલી સ્વાધીનતામાં વૃષ્ણિ તથા અન્ધક લોકોએ, સત્તામાં વૃજિ લોકોએ, જ્ઞાન અને સમાનતાના તત્વજ્ઞાનમાં તથા હલકા વર્ણના લોકોના ઉદ્ધારની બાબતમાં શાક્ય તથા તેમની પાડોસના લોકોએ આ આખા સમય દરમિયાન આર્ય હિંદના રાષ્ટ્રીય જીવન તથા રાષ્ટ્રીય વાઙ્મય ઉપર ન ભુસાય એવી છાપ પાડી છે.

## પ્રકરણ ૧૭ મું

## મૌર્ય સામ્રાજ્યમાં પ્રજાસત્તાક રાજ્યો.

મૌર્ય સામ્રાજ્યમાં પ્રજાસત્તાક રાજ્યોના પ્રદેશનો સમાવેશ થતો હતો. ગ્રીક ગ્રંથકારો કહે છે કે ચંદ્રગુપ્તે સેલ્યુકસ પાસેથી આરાકોસિઆ તથા એરિઆના પ્રાંતો જીતી લીધા હતા. અશોક પોતાના શીલાલેખોમાં એન્ટિઓકસ પોતાનો પાડોશી હોવાનું જણાવે છે. એ એન્ટિઓકસના તાબામાં સીરિઆ અને ઇરાન હતા. આ પ્રમાણે મૌર્ય સામ્રાજ્યની હદ વાયવ્ય દિશામાં ઇરાન સુધી અને દક્ષિણમાં તામીલ દેશ સુધી પહોંચી હતી. આ પ્રચંડ રાજસત્તાની યોજના હેઠળ પ્રજાસત્તાક રાજ્યોની શી સ્થિતિ થઈ એ સમજવા માટે આપણે પ્રથમ એ રાજ્યોની બાબતમાં મૌર્ય સામ્રાજ્યની રાજનીતિ કેવી હતી તેની તપાસ લઇશું. આ રાજનીતિ માટે કૌટિલ્ય હેઠળ પ્રમાણે નિવેદન કરે છે—

'સંઘ ઉપર વિજય મેળવવો એ સદ્ભાવને ધોરણે મૈત્રી કરવા તથા સૈનિક સહાય આપવા કરતાં વધારે ઇષ્ટ છે. જેઓ (સંઘમાં) જોડાએલા હોય તેમની બાબતમાં ધનની મદદ આપવાની તથા તેમની સાથે સુલેહ જાળવવાની રાજનીતિ અમલમાં મુકવી જોઇએ, કેમકે તેઓ અજીત છે. જેઓ સંઘમાં જોડાએલા હોય નહિ તેમને

તેમનામાં ભેદ પડાવી તથા લશ્કર વડે જીતી લેવાં જોઇએ.' આ પછી તેમનામા કેવી રીતે ભેદ પડાવવો તેની વિગત આપી છે અને અંતે જણાવવામા આવ્યું છે કે આ પ્રમાણે રાજસત્તાધિકારીએ (एकराजे) સંઘ તરફ વર્તવું, વગેરે.

બીજી રીતે કહીએ તો, જે પ્રજાસત્તાક રાજ્યો બળવાન હતાં અને સંઘમા જોડાએલાં હતા ( અને તે કારણે તેમના ઉપર વિજય મેળવવાનું મુશ્કેલ હતું ) તેમને માનપૂર્વક રહેવા દેવાં એવી મૌર્ય રાજનીતિ હતી. જે રાજ્યો છૂટાં છવાયાં પડેલા હોય તેમને તેમની પ્રજામાં ભેદ ઉત્પન્ન કરી નબળા પાડવાના તથા આખરે બળજોરીથી તેમને જીતી લેવાનાં હતાં.

પ્રત્યક્ષ રીતે અર્થશાસ્ત્ર રચાયું ત્યારે આવા ઘણા છૂટાં છૂટાં રાજ્યો મૌર્ય સામ્રાજ્યની સત્તા હેઠળ આવી ગયા હતાં. સંયુક્ત પ્રજાસત્તાક રાજ્યોની સ્થિતિ તેમના જોર ઉપર અવલંબી રહેતી. કારણ એમાંના કેટલાંક પ્રત્યે તેઓ સમાન પદવી ભોગવતાં હોય એવી રીતે વર્તવામા આવતું, ત્યારે બીજાંઓને નાણાંની મદદ આપી મેળવી લેવામાં આવતાં, અને તેમની પાસેથી સૈનિક મદદ મેળવવાની આશા રખાતી; કારણ શુદ્ધ મિત્રલાભના બદલામા તેમની પાસેથી સૈન્ય મેળવવાની શરત અધ્યાહાર રહેતી. આ રાજનીતિને પરિણામે વિશેષ બળવાન પ્રજાસત્તાક રાજ્યો મૌર્ય સામ્રાજ્યવાદના અંતર્ધાન પછી હસ્તીમાં હતાં, પરંતુ વધારે નબળાં રાજ્યો તેના તાપમાં દબાઈ ગયાં હતા. ક્ષુદ્રક, માલવ અને વૃજિ રાજ્યો કાત્યાયન અને પતંજલિના ગ્રંથોમાં સર્વોપરી સત્તા ભોગવતાં અને આબાદ સ્થિતિમાં હોવાનું જણાવવામાં આવ્યું છે. એ રાજ્યો સંઘમા જોડાએલાં હોવાથી ઉગરી પામ્યા હતા, અને એજ કારણે પતંજલિના સમયમા ખારવેલની સામા સાથે રહી લડેલાં રાષ્ટ્રિક તથા ભોજક રાજ્યો પણ ટકી ગયાં હતાં.

કૌટિલ્ય તથા સિકંદર બાદશાહના સમયના રાજ્યબંધારણના ઇતિહાસને લગતી નિશ્ચિત રીતે જાણમા આવેલી હકીકતોની દષ્ટિએ

એક બાબતમાં અશોકના શિલાલેખોનો અર્થ વધારે સારી રીતે સમજી શકીએ. અશોકે એ શિલાલેખોમાં નિર્દિષ્ટ કરેલી ઘણી રાજ્દ્વારી સમાજનું સ્વરૂપ પ્રજાસત્તાક રાજ્યને ધોરણે ઘડાએલું હોવાનું આપણે સ્વીકારવું જોઇએ.

શિલાલેખોની શ્રેણિ, વિભાગ ૫ માં અશોક હેઠળ પ્રમાણેનાં રાજ્યો ગણાવે છે:—

(૧) યોન, (૨) કમ્બોજ, (૩) ગાન્ધાર, (૪) રાષ્ટ્રિક, (૫) પિતિનિક, (૬) અને બીજા અપરાન્ત. (ગિરનાર પાઠભેદ).

કાલસિતી આવૃત્તિમાં માત્ર (૧), (૨) અને (૩) નાં નામો આપ્યા પછી 'અને બીજા અપરાન્ત' એટલા શબ્દો ઉમેર્યા છે. તાત્પર્ય એ જ કે અશોક સઘળાં રાજ્યોને, એટલે ઉપરનાં (૧) થી (૫) સુધીનાં રાજ્યોને અપરાન્ત કહે છે.

આથી ઉલટું શિલાલેખોની શ્રેણિ ૧૩ માં હેઠળ પ્રમાણે હકીકત છે:—

(૧) યોન, (૨) કમ્બોજ, (૩) નાભક તથા નાભ–પંક્તિ, (૪) ભોજ, (૫) પિતિનિક, (૬) આંધ્ર અને પુલિન્દ.

અહીં અપરાન્ત શબ્દને બદલે इध राजविसयम्हि એટલે 'અહીં રાજવિષયોમાં' એવા શબ્દો આવે છે. આપણે જાણીએ છીએ કે ઉપરના ૨, ૪ તથા ૫ માં રાજા વિનાનાં રાજ્યબંધારણ હતાં. આથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અશોકના સામ્રાજ્યની યોજનામાં બંધારણની દૃષ્ટિએ આ રાજ્યોની સ્થિતિ કેવી હતી? આ સમૂહમાંની કમ્બોજ, રાષ્ટ્રિક–ભોજ અને પિતિનિક એટલી ત્રણજ પ્રજાસત્તાક સમાજ હતી? આ સવાલોના જવાબો માટે શિલાલેખોની સમાલોચના કરવાની જરૂર છે.

અહીં अपरान्त તથા राजविषय શા અર્થમાં વપરાયા છે? અશોકનાં આજ્ઞાપત્રમાં અન્ત એ શબ્દ 'પાડોસી' (એટલે પાડોસનાં રાજ્યો)

એ અર્થમાં વપરાયો છે. એ ઉપરથી અપરાન્ત ના અક્ષરશઃ અર્થ એ થઈ શકેઃ (૧) 'પશ્ચિમ તરફના પાડોસી,' અથવા (૨) 'વધારે પછવાડેના પાડોની'–પશ્ચિમ હિંદુસ્તાનની સરહદ ઉપરના રાજ્યો, અથવા દેશના અંદરના ભાગમાંના રાજ્યો. આજેમાંના બીજા અર્થમા અપરાન્ત શબ્દ આપણે લઇએ તો તેનો અર્થ એટલોજ થાય કે દેશનો પશ્ચિમ તરફનો છેડો અથવા સરહદ, એટલે પશ્ચિમ હિંદુસ્તાન. ભોજ, રાષ્ટ્રિક અને કદાચ પિતિનિક અપરાન્તને નામે ઓળખાતા દેશમા અથવા પશ્ચિમ હિંદુસ્તાનમાં હતા એ નાકે શક નથી. પરંતુ ગમે તેટલી છૂટ લેવા છતા પણ યોન તથા કમ્બોજ લોકો અફઘાનિસ્તાનમા વસતા હોવાને કારણે તેમને પશ્ચિમમા વસના લોકોના અર્થમા અપરાન્ત કહી શકાય નહિ. પ્રાચીન હિંદી ગદ્યમયમા એ પ્રદેશને હમેશા 'ઉત્તર પ્રદેશ' કહ્યો છે. તેમજ ગાન્ધાર લોકોની પણ ગણના પશ્ચિમમા વસતા લોકોમાં થઈ શકે નહિ, કેમકે તેઓ હમેશા ઉત્તર (उदीची, उत्तरापथ) માં વસતા લોકો તરીકે ગણાયા હતા. આથી આપણને 'પશ્ચિમમાં વસતા લોકો' એ અર્થ છોડી દેવો પડે છે.

વળી શિલાલેખોની શ્રેણિ ૧૩ મા તેઓના સંબંધમા 'અહીં' શબ્દ મુકાયો છે. એનો અર્થ મૌર્ય સામ્રાજ્યની સરહદની અંદરનાં અને નહિ કે તેની બહારના અન્ત, જેવા કે એન્ટિઓક, ચોલ વગેરે એવો થાય છે. અપરાન્તનો પ્રથમ અર્થ અસ્વીકાર્ય હોવાથી આપણે એનો બીજો અર્થ, એટલે 'અંદરનાં રાજ્યો,' એ અર્થ સ્વીકારવો જોઇએ. આ અર્થ શ્રેણિ ૧૩ માના 'અહીં' શબ્દ સાથે મળતો આવે છે.

હવે આપણે રાજવિષયની સમાલોચના કરીએ. અશોક પોતાનામુલકો માટે ઉલ્લેખ કરતાં હમેશાં 'મારું સાર્વભૌમ રાજ્ય' એમ કહે છે. આથી એના દેશોને 'શાહી દેશો' કહેવા એ સારી રીતે જાણમાં આવેલા એના શબ્દપ્રયોગનું ઉલ્લંઘન કરવા બરાબર થાય. જો એને આવોજ

અર્થ કરવો હતો તો એ 'મારા દેશો,' 'મારા વિષય' અને નહિ કે 'રાજવિષય' એમ લખતે. વિશેષમાં, એના દેશો અથવા પ્રાંતો માટે ઉલ્લેખ કરવાનો એને પ્રસંગ નથી, કેમકે એણે એજ વાક્યમાં અત્યાર પહેલાં 'મારા આખા સાર્વભૌમ રાજ્યમાં' એ શબ્દપ્રયોગ વાપર્યો છે. અહીં રાજવિષય વિભાગ ૫ માંના અપરાન્તને મળતો આવે છે. રાજવિષયનો અર્થ શહેનશાહતમાં રાજકરતા (અથવા સર્વોપરી સત્તાવાળા) દેશો અથવા (પ્રાંતો) એવો કરવો જોઇએ. 'અંદરના પાડોસીઓ' અને રાજકરતા વિષય એ બન્નેનો અર્થ સમાન છે.

આ સમૂહમાંના પ્રજાસત્તાક રાજ્યો, એટલે અશોકના 'રાજકરતા વિષય' અથવા સામ્રાજ્યના પાડોસીઓ (અપરાન્ત)ની સ્થિતિ એવી હતી કે તેમની સાથે સાર્વભૌમ રાજાએ સુલેહ રાખી તથા તેમને નાણાંની મદદ કરી પોતાની રાજનીતિ ટકાવી રાખવાની હતી. સાર્વભૌમ રાજ્યના મુલકની હદમાં તેઓ સ્વરાજ ભોગવતાં રાજ્યો હતાં. અલબત્ત ઉપરની યાદીમા એવા સઘળાં રાજ્યો ગણવામાં આવ્યાં નથી; અશોક જે 'રાજકરતા વિષયે' બૌદ્ધ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો હતો તેનાંજ નામોનો નિર્દેશ કરે છે. એ સ્પષ્ટ જણાય છે કે અશોક ભોજ લોકો ઉપર જેટલી ફત્તેહ મેળવી શક્યો હતો તેટલી રાષ્ટ્રિક લોકો ઉપર મેળવી શક્યો નહોતો, કારણકે ધર્મ સિધ્ધાંત સ્વીકારવાને ઇંતેજાર હતાં એવાં સ્થળોમાં વિભાગ ૧૩-માં એ ભોજ લોકોને ગણે છે, અને રાષ્ટ્રિક યોનિની વિભાગ ૫ માં જે સ્થળોએ એના ધર્મ દૂતો કામ કરી રહ્યા હતા તે સ્થળોમાં ગણના કરે છે.

ગાન્ધાર લોકો પોતાની અસલ રાજધાની તક્ષશિલામાંથી સિકંદરના સમય અગાઉ નીકળી ગયા હતા. ઈ. સ. પૂ. ૩૨૬ માં તેઓ રાજસત્તાના અમલ હેઠળ હતા, અને મહાન પોરસનો ભત્રિજો જુવાન પોરસ એમના ઉપર રાજ્ય કરતો હતો. ઇ. સ. પૂ. ૨૦૦ ના અરસામાં આ લોકો પ્રજાસત્તાક રાજ ભોગવતા હોવાનાં પ્રમાણો મળી આવ્યાં

છે, જ્યાં આ પ્રસંગે એમનાં રાજ્યબંધારણનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. શિલાલેખોની શ્રેણિ ૧૩ મા ગાન્ધારને બદલે 'નાભક તથા નાભ–પંક્તિઓ'નું નામ મુકાયું છે. આ લોકો કદાચ ગાન્ધારના પાડોસીઓ હોય અથવા તેમના કોઈ પેટા વિભાગમાંના હોય. અગ્ર-શ્રેણિઓ તથા ત્રણ યૌધેય અથવા ત્રણ શાલણુકાયનોની પેઠે નાભ–પંક્તિ એટલે નાભ લોકોનો સંઘ હોય. અશોકના શિલાલેખોની એક આવૃત્તિમા તેઓને નાભિતિન એટલે કદાચ ત્રણ નાભ કહ્યા છે.

અત્યાર સુધી નાભક લોકોની બાબતમા ચોક્કસ હકીકત મળી નથી. પાણિનિના સૂત્ર ૪. ૧. ૧૧૨ ઉપરના ગણપાઠમાં નભાક નામ આવે છે. એની અગાડીનો નિયમ પ્રજાસત્તાક નામો ઉપરના સાધિત શબ્દોને લગતો છે, અને તે પછીનો નદીના નામો ઉપરના સાધિત શબ્દોને લગતો છે. પાણિનિના એ સૂત્ર ઉપર વિવેચન કરતા ગણપાઠ 'શિવ અને બીજા' એવા મથાળા હેઠળ જે યાદી અથવા સમૂહ આપે છે તેમાં ઋષિઓ તથા કુટુંબના મૂળ પુરુષોના નામો (જેવાં કે કકુત્સ્થ, કોહડ, વગેરે), રાજકરતાના વંશજોનાં નામો (જેવા કે, હૈહય), નદીઓના નામો, (ગંગા, વિપાશ) તેમજ અસંખ્ય નહિ જાણમા આવેલાં વિશેષ નામો આપવામા આવ્યા છે. પિટક, ત્રિકશાકની સાથે સાથે નભાક અને ઊર્ણ–નાભના નામો આવે છે. ઊર્ણ–નાભ લોકોનું નામ રાજન્ય, આર્જુનાયન વગેરેના પ્રજાસત્તાક સમૂહમા પણ દેખાય છે. કદાચ નાભક એ નાભ લોકો ઉપરથી વ્યુત્પન્ન થએલી રાષ્ટ્રિય ઉપાધી હોય. નાભ–પંક્તિઓના બંધારણમા રાજાને સ્થાન નહોતું એ પ્રત્યક્ષ છે, અને કદાચ તેઓ અને ઊર્ણ–નાભ, એટલે, 'ઉનના' દેશના નાભ એકજ હોય. ગાન્ધાર દેશ એના ઉન માટે વખણાએલ હતુ.

પુલિન્દ લોકોનું રાજ્યબંધારણ કેવું હતુ તે જોઇએ. તેઓ દ્રાવિડ કુળના હતા અને રાષ્ટ્રિક તથા ભોજ લોકોની પાડોશમા વસતા હતા. સામાન્ય રીતે દ્રાવિડ લોકોનુ બંધારણ રાજસત્તાને ધોરણે ઘડાતું. ઐતરેય બ્રાહ્મણ જણાવે છે કે હિંદુઓ જ્યારે અસુરોની જોડે લડતા

હતા ત્યારે અસુરોના રાજ્યબંધારણ ઉપરથી તેમણે રાજસત્તાની સંસ્થાનું અનુકરણ કર્યું હતુ. ત્યારે શુ પુલિન્દ લોકોએ પોતાના પાડોસીઓના આર્ય સમયના દષ્ટાંતનુ અનુકરણ કર્યું હતું ? અશોક આ સમૂહમાંના કોઇને પણ ગજ કહેતો નથી, પણ 'રાજકરતો દેશ' અથવા પ્રાતજ કહે છે. કાશિકા તથા ખૃહત સંહિતાના પ્રમાણો ઉપરથી એવું ચોક્કમ ઠરે છે કે પુલિન્દ લોકોનો ગણ હતો.

આન્ધ્ર લોકોની બાબતમા આ પ્રશ્ન વધારે વિકટ જણાય છે. તેઓને લગતી હકીકતનું સમર્થન થાય એવા કાઈપણ પ્રમાણો ઉપલબ્ધ નથી. એ જમાના ઉપર ચંદ્રગુપ્તના સમયમા આન્ધ્ર લોકોનુ મહારાજ્ય હતુ અને તેની સત્તા માત્ર મગધથી ઉતરતી પંક્તિની હતી. પણ અશોકના અમલ દરમિયાન આપણે તેમને અશોકના સામ્રાજ્યની હદમા આવેલા 'રાજકરતા દેશ' તરીકે જોઇએ છીએ. એમ લાગે લાગે છે કે અશોકના પિતા બિન્દુસારના અમલ દરમિયાન આન્ધ્ર સત્તા તોડવામા આવી હોય, કારણ હિંદુસ્તાનનુ ઐક્ય સાધવામા એના પિતા ચંદ્રગુપ્તની રાજનીતિનુ પ્રશંસનીય રીતે એણે અનુકરણ કર્યાનુ કહેવાય છે. 'પૂર્વ અને પશ્ચિમ મહાસાગરોની વચમા' એણે સોળ રાજ્યોને પોતાના મુલક સાથે જોડી દીધાં હતા એમ કહેવામા આવે છે. આ સઘળો પ્રદેશ દક્ષિણ દખ્ખણનો હશે, કેમકે તેની ઉત્તરે આવેલો સઘળો મુલક ચંદ્રગુપ્તના તાબામા આવી ગયો હતો. વિજય મળતા મૌર્ય રાજનીતિજ્ઞ પુરૂષોએ (આ સમયે કોટિલ્ય હૈયાત હતો એમ જણાય છે) આન્ધ્રના રાજકુટુંબને દૂર કર્યું હોય, અને કદાચ તેમના મનનુ સમાધાન કરવા તેમને ગ્રાહ્ય સંઘ રાજબંધારણ અનુસાર સ્વરાજ ભોગવવા દીધુ હોય.

એટલું તો જાણમા આવ્યું છે કે આઠમાના ૭ રાજવિષયો પ્રજાસત્તાક રાજ અનુભવતા હતા. બાકીના એમાંના પુલિન્દ લોકોના બંધારણ માટે ભાગ્યે જ કંઇ શક રહ્યો હોય. આથી આ સમૂહમાના

આપી રહેલા આન્ત લોકો વિશે સૌથી સબળ રીતે અનુમાન દોરી શકાય કે અશોકના સામ્રાજ્યના વર્તુળમાં રાજા વિનાના બંધારણ અન્વય એમનું રાજ ચાલતું હતુ.

અશોકના યવન લોકો બાબત નિશ્ચિત હકીકત મેળવવાનુ આવશ્યક છે. એ મળતાં અનાયાસે ભારે તકરારનો અંત આવી જાય એમ છે. અશોકના યોન લોકો. એટલે રાજવિષય યોન લોકો મૌર્ય સામ્રાજ્યની હદમાં વસતા હતા. અશોકના લેખોમા ' યોન તથા કમ્બોજ ' એમ એ બેને સાથે બતાવ્યા છે. પણ મનુ ' કમ્બોજ તથા યવન ' એ બેને સાથે બતાવે છે. આ યવન લોકો કમ્બોજ લોકોના મુલકની પાસેના પ્રદેશમા રહેતા એ બાબત કઇ સંશય નથી.

આ કમ્બોજ લોકો કાબુલ નદી ( હમણાની કમ્બોહ ) ઉપર વસતા લોકોને સર્વ બાબતમા મળતા આવતા એમ પુરવાર થયુ છે. જો એમ હોય તો આ યવન લોકો ક્યા વસતા ? તેઓ કાબુલી લોકના પાડોસી હતા, અને તેથી તેઓ કાબુલ નદી ઉપર અથવા તેની નજદીકમા વસતા હોવા જોઇએ. અશોકના જણાવ્યા પ્રમાણે તેઓ સ્વારાજ્ય ભોગવતા હતા, અને મનુના કહેવા મુજબ તેઓ આર્ય લોકોની પાડોસમા એટલા લાંબા કાળ સુધી વસ્યા હતા કે તેઓ 'રાજકરતા લોકો ' ( ક્ષત્રિય જાતય' ) હોવા છતા તેઓ પતિત જાતની સ્થિતિમા હોય એમ ગણવામા કંઈ હરકત નથી. મહાભારતમા જણાવ્યા પ્રમાણે તેઓ રાજ ભોગવતા બંધ પડ્યા હતા, અને કમ્બોજ અને બીજા લોકોની માફક હિંદુ રાજાઓના આશ્રય હેઠળ રહેતા હતા ( શાંતિપર્વ, ૬૫, ૧૩–૧૫ ). આ સઘળી હકીકતો એકજ પરિસ્થિતિના સંબંધમા છે. આ યવન લોકો હિંદુકુશ પર્વતમા મહાન સિકંદરે વસાવેલા એલેકઝાન્ડ્રીઆ શહેરમા વસતા હોવાનું ધારી શકાય એમ નથી. આ શહેરમા કદાપિ સ્વારાજ્ય સ્થપાયુ હોય એમ જણાતુ નથી, અને અહીંથી સ્વદેશ પાછા ફરવા માટે આતુર થએલા મેસીડોનીઆના અપંગ સિપાઇઓની સંખ્યા ઘણી નાની હતી એટલે

તેઓ ત્યાં વસ્યા નહોય, પણ સિકંદરના મરણ બાદ તરતજ પોતાને દેશ નીકળી ગયા હોય. એથી ઉલટું કુભા અથવા કાબુલ નદી ઉપર કોઈ ગ્રીક સમાજ વસતી હોવા બાબતના સ્પષ્ટ પ્રમાણો આપણને ઉપલબ્ધ છે. સિકંદરની સ્વારી પહેલા લાંબા કાળથી એ સમાજ ત્યાં વસતી હતી. આ બાબતની કંઈ નોંધ લેવામા આવી નથી એ આશ્ચર્યકારક છે. (આથી અન્ય બાબતો ઉપરાંત, પાણિનિમા આવેલા યવનાનીના નિર્દેશ ઉપરથી ઉપસ્થિત થતા કાલક્રમને લગતા ગુંચવણભર્યો પ્રશ્નનું નિરાકરણ થઇ જાય છે.)

કાબુલ-યવન લોકોએ સિકંદરના રાજ્યઅમલ દરમિયાન હિંદુસ્તાનમાંનાં પ્રજાસત્તાક રાજ્યને ધોરણે પોતાનાં નગર-રાજ્યનું બંધારણ રચ્યું હતું. આ હકીકત અશોકના રાજવિષયનાં વર્ણન સાથે સર્વ રીતે બંધબેસતી આવે છે. કદાચ આ લોકો પરસો-ગ્રીક (Perso-Greek)-ગ્રીક અથવા આયોનિયન હશે. અને ઇરાની સામ્રાજ્યની સર્વોપરી સત્તા હેઠળ પોતાના દેશમાંથી અહીં આવી વસ્યા હશે. તેમનાં શહેરનું નામ નીસ (Nysa) છે એજ તેમનો ઈરાની લોકો સાથેનો સંબંધ હોવા બાબતનું મજબૂત પ્રમાણ છે. તેઓ હિંદુ થઇ ગયા હતા; સિકંદરની સાથે આવેલા લોકોએ પ્રથમ તેમને હિંદુસ્તાનના લોકો તરીકે માન્યા હતા. મેસીડોનીઆના ગ્રંથકારોના જણાવ્યા પ્રમાણે નીસિયન લોકો પોતે અસલ ગ્રીક હોવાનો દાવો કરતા. તેઓને ગ્રીક દેવોની તેમ જ ગ્રીસની પૌરાણિક હકીકત તથા પરંપરાની પૂર્ણ માહિતી હતી.

તેઓના રાજ્યની ઘટના શિષ્ટજન સત્તાક રાજ્યને ધોરણે રચાઇ હતી, અને તેમના પ્રમુખને અકૌભિ કહેતા. આ શબ્દ કાબુલ નદી માટેના વૈદિક નામ કુભા ઉપરથી આવ્યો હોય એમ લાગે છે. એનો અર્થ કુભા (આ-કૌભિ) નદી પાસેના લોકોનો (નેતા) એવો થાય છે. અકૌભિ લોકોએ પોતે અસલ ગ્રીક હોવાનો કરેલો દાવો સિકંદરના સોબતીઓએ સ્વીકારવાથી અને તે બાબત તેમની ખાતરી

થવાથી તેઓએ દશ દિવસ એમની સાથે ગ્રીસની રીત પ્રમાણે આનંદ ઉત્સવ તથા રમતગમતમાં ગાળ્યા હતા. અકોભિ લોકો ગ્રીક લોકોમાંથી ઉતરી આવ્યા નહોત તો તેઓ ગ્રીસની પૌરાણિક બાબતો વિશેની પોતાની આવી થાડી માહિતી દર્શાવી શક્યા નહોત, તેમજ એમના જાતિય સંબંધ વિશે મેસીડોનીઅન લોકોની ખાતરી કરી શક્યા નહોત.

મનુ અને મહાભારતે યવન, કમ્બોજ, અન્ધ્ર તથા પુલિન્દ લોકોની જે હકીકત આપી છે તે ઉપરથી જણાય છે કે આ લોકોનાં પ્રજાસત્તાક રાજ્યોએ પોતાની સ્વતંત્રતા થોડાજ સમયમાં ગુમાવી હતી, અને તેમ થતાં તેમની સામાજિક સ્વતંત્રતા અદશ્ય થઈ બ્રાહ્મણ વાદની અસર હેઠળ કંઈક માનભંગ થએલા લોકો જેવા તેઓ થઈ રહ્યા હતા, કેમકે કોઇ પણ હિંદુ માણસજાતનાં બંધારણોની નિરીક્ષા માત્ર જાતિની દષ્ટિએ કરી શકે છે. આનુ પરિણામ એ આવ્યું કે આ જાતો હિંદુ રાજકરતાઓના અમલ હેઠળ માનભંગ થએલી જાતોની સ્થિતિએ ઉતરી પડી હતી.

---

## પ્રકરણ ૧૮ મું

## શુન્ગ સમયનાં તથા ત્યાર પછીનાં પ્રજાસત્તાક રાજ્યો.

મૌર્ય સામ્રાજ્યની રાજનીતિમાંથી બચી ગએલાં પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યોમાંના કેટલાંક શુન્ગ યુગમા અસ્તિત્વમાં હોવાનું જણાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે આ રાજ્યો ઘણે મોટે ભાગે બળવાન સંઘ જેવા હતા. એમ છતાં એ યુગમા કેટલાક છૂટાં પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં. એમના સિક્કા ઉપરથી જણાય છે તેમ આમાંના ઘણાં રાજ્યો નવાં સ્થપાયાં હતા. વધારે પ્રાચીન 'રાજ્યોમાંના ઘણા' ખરાં ફરી આગળ આવતાં અથવા હસ્તીમાં હોવાનું જણાતું 'ન હોવાથી

આપણને નિ:સંશય એવા અનુમાન ઉપર આવવું પડે છે કે મૌર્ય સામ્રાજ્યવાદના અમલ હેઠળ તેઓનો નાશ થયો હશે. આ પછી મથુરામાં રાજધાની કરી બેઠેલા ઉત્તર મંડલેશના પરદેશી અમલ દરમિયાન આવા રાજ્યોનો નાશ થયો હતો. આ જંગલી લોકોની આ દેશમાંની હાજરીને લઇને હિંદુ પ્રજાસત્તાક રાજ્યોના ઇતિહાસમાં નવો ફેરફાર થએલો જણાય છે, એટલે વધારે બળવાન પ્રજાસત્તાક રાજ્યોએ ઉત્તરમાંથી ખસી જઇ રજપુતાનામાં પોતાનાં સ્થાન કર્યાં.

યૌધેય લોકોનું રાજ્ય વધારે પ્રાચીન વર્ગમાંનું હતું એ લોકો એકના મૌર્ય સામ્રાજ્યનાજ નહિ પરંતુ આ મંડલેશ તથા કુશાનના સપાટામાંથી પણ બચી ગયા હતા. એમણે પાડેલા સિક્કા ઉપરથી તેમજ શિલાલેખોમાંના એમની વિરૂદ્ધના ઉલ્લેખો ઉપરથી તેઓ લાંબા કાળ સુધી હસ્તીમાં હોવાના પ્રમાણો મળે છે. ઇ. સ. પૂ. બીજા સૈકામાં તેઓએ ભારે પ્રમાણમાં સૈનિક કીર્તિ મેળવ્યાનું જણાય છે. આ સમયે રૂદ્રદામન તેમને માટે એમ કહે છે કે "સઘળા ક્ષત્રિયોમાં તેઓ વીર પુરૂષો હતા એમ તેઓએ પોતાના કૃત્યોથી પુરવાર કરેલું હોવાથી તેઓ સ્વાભાવિક રીતે મગરૂર બન્યા હતા" અને "તેમને દમાવી જીતી શકાય એમ નહોતું."

, સમુદ્રગુપ્તના શિલાલેખમાં (ઇ. સ. પૂ. ચોથી સદી) ગુપ્ત સામ્રાજ્યનો વિસ્તાર થતો અટકાવનારા રાજ્યોના સમૂહમાં તેમની ગણના થતી જણાય છે. ભરતપૂર રાજ્યમાંથી શોધી કહાડવામાં આવેલા અને સુશોભિત લિપિમાં લખાએલા તેમના એક અપ્રતિમ લેખમાં યૌધેય ગણના પ્રમુખની વરણી થતી હોવાનો ઉલ્લેખ છે. આ હકીકત ગુપ્ત સમયને લગતી હોવાનું માનવામાં આવે છે.

શુન્ગ સમયથી તે ઈ. સ. ના ચોથા સૈકા સુધી પાડવામાં આવેલા તેમના સિક્કા પૂર્વ પંજાબમાંથી તેમજ સતલજ અને જમના નદીની વચ્ચેના આખા પ્રદેશ ઉપરથી મળી આવ્યા છે. દીલ્હી અને

કરનાલની વચ્ચે આવેલા સોનપતમા એ સ્થળેથી ઘણી મોટી સંખ્યામાં આ સિક્કાઓ જડયા છે.

એમ જણાય છે કે ઇ. સ. પૂ. બીજી સદી અગાઉ તેઓ રજપૂતાનાના પશ્ચિમ ભાગ તરફ આવી વસ્યા હતા, કારણ અહીંજ રૂદ્રદામન તેમની સાથે અથડામણમા આવ્યો હતો. એના રાજ્યમા મરૂ આવી જતુ હતું. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે યૌધેય પ્રદેશ ઘણો વિસ્તીર્ણ હતો. તેઓએ પોતાનું મૂળ સ્થાન કુશાન યુગની શરૂઆતના ભાગમા છોડયાતુ જણાય છે.

( શુન્ગ યુગના ) તેમના એક જાતના સિક્કા ઉપર તેઓએ ચાલતા હાથીની તથા ગોધાની આકૃતિ પાડેલી છે, અને એ સિક્કા યૌધેયના નામનો ( यौधेयानाम–યૌધેયનો ) પાડેલો છે. બીજી જાતના સિક્કા ઉપર શૌર્ય અને યુદ્ધના અધિષ્ઠાતા કાર્તિકેય દેવની પ્રતિમા કહાડી તેના ઉપર તેનુજ નામ પાડયું છે. ખરૂ જોતા આ સિક્કો અર્થસૂચક રીતે શૌર્યના દેવને સમર્પણ થયો છે. બીજી રીતે કહીએ તો આ તેમની ઉદ્ધારકર્તાક પ્રતિમા છે. ત્રીજી જાતના સિક્કા યુદ્ધ બધારણને લગતા છે, અને યૌધેય ગણ અથવા યૌધેય લોક સભા ( અથવા પ્રજાસત્તાક રાજ્ય ) ( यौधेय गणस्य जयः યૌધેય ગણનો જય ) ના નામના પાડેલા છે. તેમના નાગરિક સૈનિકનુ પ્રતિરૂપ દર્શાવતા ગંભીર ત્રિ ભંગતી પેઠે ભાલો લઇ ઉભેલા યોદ્ધાની આકૃતિ એ સિક્કા ઉપર છે. કેટલાક સિક્કા ઉપર દ્વિ (બે) અને કેટલાક ઉપર ત્રિ (ત્રણ) આવે છે. પતંજલિના ત્રિક શાલંકાયનની પેઠે, આ સંજ્ઞાઓ તેમના ત્રણ વિભાગો દર્શાવવા વાપરવામા આવી હોય.

યૌધેય લોકોના લેખ ઉપરથી સાબિત થાય છે કે તેમનો પ્રમુખ ચુંટી કહાડવામા આવતો. એ જે હુકમ કહાડતો તેમા એ યૌધેય ગણ તરફથી ચુંટાએલા પ્રમુખ ( यौधेय–गणपुरस्कृतस्य महाराज–महा सेनापति ) તરીકે પોતાને માટે નિર્દેશ કરે છે. હોશિયારપુર પ્રાન્તમાથી મળી આવેલા લેખો, રાજ્યની મુદ્રા અથવા સિક્કા ઉપરથી ઉતારવામા

આવ્યા છે કે કેમ એ સ્પષ્ટ સમજાતુ નથી. અલબત્ત, મુદ્રા અને સિક્કા ઉપર એકજ પ્રકારના લક્ષણ, એટલે મંધના લક્ષણ આવે. રાજ્યબંધારણના સંબંધમા આ લેખોનુ મહત્વ ઘણુ ભારે છે. એ મુદ્રાઓ યૌધેયના તથા એમની મંત્રી સભા અથવા કાર્યવાહક સમિતિના નામના છે. એ સમિતિને મંત્રધર કહી છે, એટલે રાજ્યની નીતિ માટેનો અધિકાર જેમને મળેલો હોય તે સમિતિ (यौधेयानंमजय मन्त्रधराण).

સાતમી સદીની થોડા સમય અગાઉ યૌધેય લોકો ઇતિહાસમાંથી અદૃષ્ય થાય છે, કારણ જ્યારે વરાહ–મિહિર ગાન્ધાર લોકોની સાથે એમની ગણના કરે છે ત્યારે એ એમના સંબંધમા માત્ર પરંપરાથી જાણમા આવેલી ભૌગોલિક સ્થિતિનુ વર્ણન કરે છે અને એથી એની પાસે એમને વિષે કંઈ પણ સજીવ હકીકત નહોતી એમ જણાય છે. ભાવલપુર દરબારની સરહદ ઉપર સતલજ નદીના કિનારા ઉપર વસતા જોહિયા રજપૂતોને પ્રાચીન સમયના યૌધેય લોકોના અર્વાચીન પ્રતિનિધિ તરીકે ઓળખાવવામા આવ્યા છે (કનિંગહામ A. S. R. Vol XIV p 140). આ હકીકત વ્યુત્પતિ શાસ્ત્ર અનુસાર તેમજ ભૌગોલિક કારણે સપ્રમાણ લાગે છે.

ભદ્ર લોકોની અસર રાજધાની શાકલમા હતી અને શાકલની આસપાસનો પ્રદેશ એમના નામથી ઓળખાતો હતો. એમણે પણ દક્ષિણ તરફ પ્રયાણ કર્યું હતુ અને યૌધેયના પાડોસમા જઈ એઓ વસ્યા હતા. એ લોકો પણ સમુદ્રગુપ્તની સામા લડાઇમા ઉતર્યા હતા. એમને લગતો વિશેષ ઇતિહાસ જાણમા આવ્યો નથી અને એઓ એમના મિત્ર યૌધેય લોકોની પેઠે અદૃશ્ય થઇ જાય છે. મદ્ર લોકો વિશેષ પ્રમાણમા સંરક્ષણવાદી હોય એમ જણાય છે, કેમકે વિશિષ્ટ ચિન્હવાળા સિક્કા પાડવાની નવી પદ્ધતનું તેમણે અનુકરણ કર્યું નથી, પરંતુ પ્રાચીન કાળના ચિન્હવાળા સિક્કા પાડવાનુ ચાલુ રાખ્યું હતું. લેખનો એમનો એકપણ સિક્કો ઉપલબ્ધ નથી.

માલવ અને ક્ષુદ્રક લોકો શુન્ગ યુગમા ફરી દેખા દે છે. પતંજલિ એમની હકીકતથી માહિત હતો કેમકે કોઈ બીજા લોકોની સહાય-વિના ક્ષુદ્રક લોકોએ મેળવેલા વિજયનો એ નિર્દેશ કરે છે (પતંજલિઃ પાણિનિ, ૫. ૩. ૫૨). એ પછીના સૈકાઓમાં એમનું કાંઇપણ નામ નિશાન મળી આવતુ નથી. તેઓ પંજાબમાંથી પૂર્વ રજપૂતાનામાં આવી વસ્યા તે દરમિયાન તેઓ સર્વ રીતે માલવ લોકો સાથે ભેળાઇ ગયા હશે. જયપુર રાજ્યમાં આવેલા કરકોટા નાગરમાં મળી આવેલા સૌથી શરૂઆતમા પાડેલા સિક્કાના પ્રમાણ ઉપરથી પુરવાર થાય છે તેમ માલવ લોકો એમના નવા સ્થાનમાં ઈ. સ. પૂ. આસરે ૧૫૦–૧૦૦ ના અરસામા આવી વસ્યા હતા. બરાબર આજ સમયે પાર્થિઆના શક લોકોનો હુમલો આ દેશ ઉપર આવ્યો હતો. માલવ લોકો પતીઆલા રાજ્યમાના ભટિન્ડા શહેરને માર્ગે રજપૂતા-નામા ગયા હતા એમ જણાય છે. ફીરોઝપોરથી ભટિન્ડા સુધી બોલાતી ‘માલવાઇ’[1] બોલીમા એમના નામનું કંઇ નિશાન એઓ પાછળ મુકી ગયા છે. ઈ. સ. પૂ. ૫૮ પહેલા માલવ લોકો અજમે-રની પશ્ચિમે ઉત્તમભદ્ર લોકો ઉપર ઘેરો ઘાલતા જણાય છે. એ ઘેરો નહપાણના સૈન્યે ઉઠાવ્યો હતો.

ઇ. સ. પૂ. ૫૮ મા ગૌતમીપુત્રે નહપાણને હરાવી મારી નાખ્યો અને નહપાણના સિક્કા ફરી પાડ્યા, અને એજ વર્ષથી માલવ ગણે કૃતનો આરંભ ગણવા માંડયો, અને ભવિષ્યમા કાળગણના માટે એનો ઉપયોગ કરવાનું સ્વીકાર્યું. ‘એમણે કરેલા ઉપયોગને લઇને’ એ યુગ ‘સપ્રમાણ હર્યો.’ આ વિક્રમ સંવતનું પ્રમાણ હજી પણ સર્વ-માન્ય છે, અને આપણે અદ્યાપી એજ ગણીએ છીએ. આ પછી નાગરની દક્ષિણ તરફના આખા વિસ્તીર્ણ પ્રદેશ ઉપર માલવ લોકો ફરી વસ્યા હતા, એટલે એ પ્રદેશ એમને નામે હમેશ માટે ઓળખાય

[1] Grierson's Linguistic Survey of India IX. i. p. 709.

છે. સમુદ્રગુપ્તના વિરાધીઓની યાદીમા યૌધેય, મદ્ર, આર્જુનાયન લોકો વગેરેનાં પ્રજાસત્તાક રાજ્યોની સાથે એમને પણ ગણવામાં આવ્યા છે. ગુપ્ત યુગમા તેઓ અદશ્ય થઈ જાય છે ચોથાથી છઠ્ઠા સૈકા સુધી માલવના સમર્થ રાજાઓએ એમના સંવતનો ઉપયોગ કર્યો હતો. જો માલવ ગણ આ સમયે અસ્તિત્વમા હોત તો તેઓ આમ કરત નહિ. કેમકે એથી જે રાજાઓ આ સંવતનો ઉપયોગ કરે તે એ ગણના તાબામા હતા એમ ગણાય. આ માલવ લોકો વરાહ-મિહિરના સમયમા હસ્તીમા નહોતા એટલું તો નિશ્ચિત છે. કેમકે એ વધારે પ્રાચીન પ્રમાણોને આધારે આ લોકોને હિમાલયની પાડોસમા વસતા હોવાનુ જણાવે છે. વરાહ-મિહિર પોતે માલવમાં રહેતો હતો, અને એણે આટલાં જુના પ્રમાણનો ઉપયોગ કર્યો તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે કેટલાક સૈકા અગાઉ માલવ લોકો અદશ્ય થઇ ગયા હતા. પોતાના અસ્તિત્વના પાછલા કાળના એ લોકો મેવાડ-જયપુરમાં વસતા હોવાનું વિષ્ણુ પુરાણ જણાવે છે તે ખરૂજ છે.

માલવ લોકોના સિક્કા ઉપરના ઉલ્લેખ બ્રાહ્મી લિપિમા છેઃ माल्वाना जय ( માલવોનો જય ), अयना मालव जय ( માલવ જય ), मालवहण जय ( માલવોનો જય, પ્રાકૃતમા ), અને मालव गणस्य ( માલવ ગણનો ).

આ માલવ નામનો ઇતિહાસ માલવી નામે ઓળખાતી બ્રાહ્મણોની સુપરિચિત જ્ઞાતમા હજી મજ્જ રહ્યો છે. આ मालवि નામનુ સંસ્કૃતમા રૂપાંતર થતા તે માલવીય થયુ છે. આ બ્રાહ્મણો ગૌરવર્ણી અને કાંતિવાન હોઇ તેઓ ખાસ વિશિષ્ટ બુદ્ધિવાળા તથા તીક્ષ્ણ વ્યાપાર ચાતુર્યવાળા હતા. એઓ પોતાની જ્ઞાતિની બહાર લગ્ન સંબંધ બાંધતા નથી. એમનું વસાહત દૂર અલાહબાદની પાડોસમાં હતુ અને એની આસપાસનાં શહેરોમા હમણા એ લોકો વસતા જણાય છે.

વધારે પાછળથી માલવ પ્રદેશમાં મિબિ લોકો દેખા દે છે. ગ્રીક ગ્રંથકારોના પ્રમાણ અનુસાર આ મિબિ લોકો સિકંદરના સમયમાં

માલવોના અનુયાયિ તરીકે ઘણા ઉદ્ધત હતા, અથવા, કંઇ નહિ તો લડાઇમાં ઘણો નિર્લજ્જ પોષાક પહેરતા. એઓ માલવોની સાથે રજપૂતાનામાં જઈ વસેલા લાગે છે. ચિતોડની પાસે નગરીમાં એમના સિક્કા મળી આવ્યા છે. આ સિક્કા 'મધ્યમિકાના શિબિઓના દેશ (અથવા ગણ)'ના નામના પડેલા છે.[1] ઈ. સ. પૂ. પહેલી સદી પછીના સમયને લગતી એમની બાબતની કંઇપણ નોંધ હજી શોધી કઢાડવામાં આવી નથી.

આર્જુનાયનો ભિન્ન સમાજ તરીકે હોવા બાબતનો ઉલ્લેખ પાણિનિ[2] અથવા પતંજલિમાં તેમજ મહાભારતમાં મળી આવતો નથી. પરંતુ ગણપાઠના રાજન્ય સમૂહમા તેમને દાખલ કરવામાં આવ્યા છે. એમનું નામ છેક છેડે આવતું હોવાથી કદાચ એ પાછળ-થી ઉમેરવામાં આવ્યું હોય. આ ઉમેરો પતંજલિના સમયની પછી કરવામાં આવ્યો હશે નહિ, કારણ ઈ. સ. પૂ. ૧૦૦ મા તેઓ રાજન્યોથી ઘણે દૂર રજપૂતાનામાં વસતા જણાય છે. ત્યા છેક સમુદ્રગુપ્તના સમય સુધી યૌધેયો તથા અન્ય લોકોની સાથે એ લોકો વસતા જણાય છે. આ પ્રમાણે આર્જુનાયન એ નામ ઉપરથી સૂચન થાય છે તેમ, એ લોકો એમના નેતા આર્જુનાયને શુન્ગ યુગના આરમ્ભમાં (ઈ. સ. પૂ. ૨૦૦) સ્થાપેલી રાજદ્વારી ખાસ સમાજમાં જોડાઈ ગએલા જણાય છે. એમના સિક્કા ઉપરના લેખ બ્રાહ્મી લિપિમાં લખાએલા હોવાથી એઓ ઈ. સ. પૂ. ૧૦૦ ના અરસામાં ઉત્તર તરફ વસતી જાતોથી વિખુટા પડી ગયાનું અનુમાન થઈ શકે છે. એ લેખમાં 'આર્જુનાયનાન' (આર્જુનયનોનો સિક્કો), અથવા 'અર્જુનયનન જય' (આર્જુનાયનોનો જય) એવા શબ્દો આવે છે.

---

૧. Cunningham. A. S. R. Vol. XIV. p. 146. મધ્યમિકામાં એમની રાજધાની હતી. એ શહેર પતંજલિની જાણમાં હતું.

૨. પાણિનિ ઉપરના ગણપાઠ ભાષ્ય ૪. ૧. ૧૧૨ માં એમને લગતો ઉલ્લેખ પહેલીજવાર જણાય છે.

એઓ બહાદુર યૌધેયો, મદ્રો તથા માલવોની સાથે રજપૂતાનામાં આવી વસેલા હોવાથી એઓ તેમના સંસર્ગી તથા મિત્રો હશે.

આ સઘળા લોકો પંજાબના ફળદ્રુપ પ્રદેશમાથી નિર્જન રજપૂતાનામા આવી વસ્યા એ બીના એમનામાના માલવોએ સિકંદરને સાદર કરેલા અભિનંદન પત્રમા જણાવ્યા પ્રમાણે 'બીજી કોઈ બાબત કરતા' સ્વતંત્રતા પ્રત્યે વિશેષ પ્રમાણમા જે પ્રેમ આ 'અજીત' પ્રજાસત્તાક રાજ્યો ધરાવતા તેની અચૂક સાબિતી હતી. તેઓની માન્યતા એવી હતી કે જે જે ઠેકાણે યૌધેય અથવા માલવ ગણુ વસતા અને પ્રાચીન કાળની પેઠે સ્વતંત્રતા અનુભવતા તે તે યૌધેય દેશ અથવા માલવ દેશ હતો. તેઓ પોતાના રાજદ્વારી વ્યક્તિત્વ તથા આત્માના સંરક્ષણાર્થે વડીલોપાર્જીત ઘરો તથા જમીનનો ભોગ આપતા. તેઓ જંગલમા જઈને પણ લોકશાસનથી મળતી કીર્તિના છાયડામાં વસવાનું અને લોકસભા મારફત અમલ ચલાવવાનુ પસંદ કરતા. હિંદુ રાજનીતિ શાસ્ત્રનો એ નિશ્ચિત સિદ્ધાંત છે કે ઘર કરતા સ્વતંત્રતા વિશેષ મહત્વની છે, અને ઘરનો ભોગ આપવો પડે તો તે આપીને પણ સ્વતંત્રતાનું રક્ષણ કરવાનુ છે. પ્રજાસત્તાક રાજ્યો સંપૂર્ણ રીતે આ સિદ્ધાંત અનુસાર વર્તતાં હતા એમ જણાય છે.

આ પ્રજાસત્તાક રાજ્યો રજપૂતાનામા આવી સ્થપાયા તે બાબત સિક્કા તથા શિલાલેખોના પ્રમાણો ઉપરાત મહાભારતમાથી પણ પ્રમાણો મળી આવે છે. સભાપર્વ (અધ્યાય ૩૨) મા માલવ, સિબિ તથા ત્રિગર્ત લોકો રજપૂતાના (મરૂ) મા વસતા હોવાનુ જણાવ્યુ છે, પણ અન્ય ઠેકાણે (અધ્યાય ૫૨) તેઓ પંજાબમા હોવાનુ કહ્યું છે. એ તો સ્પષ્ટ છે કે અધ્યાય ૫૨ (જેમા રાજસૂયનું વર્ણન છે તે) વિશેષ પ્રાચીન ગ્રંથો તથા પ્રમાણોને આધારે રચાયો છે. આ સ્થળે કાસ્મીર તથા કેકયના લોકોની સાથે સાથે સિબિ, ત્રિગર્ત, યૌધેય, રાજન્ય તથા મદ્ર લોકો માટે નિર્દેશ છે; અને

અમ્બષ્ટ લોકોને ક્ષુદ્રક અને માલવોની સાથે એકજ સમૂહમાં મુકવામાં આવ્યા છે. અધ્યાય ૩૨ માં (દિગ્વિજયમાં) સિબિ, ત્રિગર્ત અને માલવોને દશારણ તથા માધ્યમકેય લોકોની સાથે દર્શાવ્યા છે. ઉદેપુર રાજ્યમા નગરીની પાસે આવેલા મધ્યમિકા નગરમાં વસતા લોકો તે માધ્યમકેય હતા, કેમકે એ રાજ્યની હદમાં મધ્યમિકાના સિક્કા મોટી સંખ્યામા મળી આવ્યા છે. એટલું તો ખુલ્લું જણાય છે કે મધ્યમિકા હજી સિબિ લોકોના તાબામા આવી ગયું નહોતું, અને એ સમયે ત્યાં ભિન્ન રાજદ્વારી સમાજની રાજધાની હતી. આગળના માર્ગના વર્ણનમાં સરસ્વતી નદી તથા મત્સ્ય દેશ (અલવાર) માટે ઉલ્લેખ છે. આ હકીકત ઉપરથી એમ લાગે છે કે આ વખતે આ સઘળા ગણ સિંધ તથા વિંધ્યાપર્વતોની વચ્ચે આવેલા રજપૂતાનામાં હતા. એટલું ધ્યાનમા રાખવાનું છે કે સિબિ, ત્રિગર્ત તથા અમ્બષ્ટ લોકો માલવોની સાથે રજપૂતાનામા જણાય છે, છતા ક્ષુદ્રકો જણાતા નથી.

વળી અધ્યાય ૩૦ શ્લોક ૮ મા માલવોને મત્સ્ય લોકોની સાથે બતાવ્યા છે. મહાભારતના પાછળનાં પ્રમાણો સ્પષ્ટ રીતે ઈ. સ. પૂ. ૧૫૦ ના અરસામા બનેલી હકીકતોને લગતા છે, પરંતુ અગાડીના કૌટિલ્યના સમયના છે, અથવા તેથી પણ પહેલાની બાબતોને લગતાં છે. કારણ અર્થશાસ્ત્રની માફક એમા કુકુરોને મદ્રક, યૌધેય તથા બીજાઓની સાથે મુક્યા છે. અધ્યાય ૫૨માં જણાવ્યા પ્રમાણે આ સમયે પંજાબમા હજી પ્રજાસત્તાક રાજ્યો અસ્તિત્વમા હતા.

ઈ. સ. પૂ. ૧૦૦ ના અરસાના પ્રમાણોમા, એટલે અધ્યાય ૩૨ માં, મહાભારતમાં એવાં કેટલાક પ્રજાસત્તાક રાજ્યોનો નિર્દેશ કરવામા આવ્યો છે કે જેમને માટે આથી પહેલાના સાહિત્યમાં કંઈપણ ઉલ્લેખ મળી આવ્યો નથી. એ રાજ્યો આ પ્રમાણે છેઃ—

૧) ઉત્સવસંકેત લોકોના ગણ.

(૨) મદ્ર લોકોનુ પ્રજાસત્તાક રાજ્ય તથા આભીર લોકોનુ એવુ રાજ્ય આ લોકો સિધુ નદીની ખીણમા વસતા હોવાનુ અનુમાન થાય છે

દક્ષિણ સિધમા સિકદર જે પ્રજાસત્તાક રાજ્ય સાથે સ ઘમા આવ્યો હતો અને જે રાજ્ય ગણપાઠમાના બ્રાહ્મણ યુગના શૈદ્ર અથવા શૌદ્રાયણ લોકોનુ રાજ્ય હોવાનુ આપણે આગળ જણાવી ગયા છીએ તેજ આ મદ્ર રાજ્ય હોવુ જોઇએ એમ પ્રત્યક્ષ થાય છે વ્યાકરણના નિયમ અનુસાર મદ્ર ( નામના પુરૂષના ) વિશેષ નામ ઉપરથી અને નહિ કે કોઇ જાતિના નામ ઉપરથી આ રાજ્યનું નામ પડ્યુ હોય. પાચ કરપત તથા ઉત્સવસકેત લોકોના પાડોસીઓ પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા હોવાનુ મહાભારતમા જણાવ્યુ નથી, છતા તેઓ એવી સત્તા ભોગવતા હોય સમુદ્રગુપ્ત[૧] આભીર લોકોને મદ્રકોની તરતજ પછી, તેમજ ખરપરિકોને એકજ સમૂહમા, એટલે રાજા વિનાની સમાજોના સમૂહમા મુકે છે કદાચ આ ખરપરિકો અથવા ખરપરો તથા મહાભારતમા વર્ણવેલા પાચ કરપતો એકજ હશે ઉત્સવસકેત લોકો પ્રજાસત્તાક શાસન ભોગવતા હતા, અને કદાચ ઉત્સવ અને સકેત નામના બે પુરૂષોએ એની સ્થાપના કરી હશે એમ છતા આપણે અહીં જણાવવુ જોઇએ કે પ્રજાસત્તાક રાજ્યે પસાર કરેલા કોઈ કાયદા અથવા ઠરાવ માટે સકેત શબ્દ વિશિષ્ટ સજ્ઞા તરીકે વપરાતો, અને તેથી એમ બનવુ શક્ય છે કે સકેતનો મૂળ અર્થ

૧ સમુદ્રગુપ્તના લેખોમા રાજા વિનાની બીજી સમાજો આ પ્રમાણે દર્શાવી છે —(૧) પ્રાર્જુન, (૨) કાક, (૩) આભીર, (૪) ખરપરિક અને (૫) સનકાનીક કોઇ દેશનુ અપમાન કરવા માટેની શિક્ષા નમુદ કરતા કૌટિલ્ય દાખલા તરીકે ગાન્ધારની સાથે પ્રાર્જુનક લોકોનુ નામ આપે છે આ પ્રાર્જુનક તેજ ઉપરના પ્રાર્જુન લોકો છે શિલાલેખોમા જણાવ્યા પ્રમાણે આભીર લોકો રાજાના અમલ હેઠળ હતા, પરતુ તેમની સત્તા તુટતાં એમણે પોતાના પાડોસીઓના રાજબધારણનુ અનુકરણ કર્યાનુ જણાય છે. ખરપરિકો માટેનો ઉલ્લેખ આ પછીના સમયના લેખના હોવાનુ રા બ. હીરાલાલે શોધી કહાડયું છે સનકાનીક વિશે વિશેષ માહિતી મળી નથી.

અહીં ઉત્સવ લોકોનો ઠરાવ અનુસાર સ્થપાએલું રાજ્ય એવો કરવામા આવતો હોય. મહાભારતમા ઉત્મવસંકેત લોકો પુષ્કર અથવા અજમેરની પાડોશમા રહેતા જણાવવામા આવ્યા છે. એ લોકો ગુપ્ત વંશ સુધી અસ્તિત્વમા રહ્યા હોય એમ જણાતુ નથી. ગુપ્ત લેખોમા એમને માટે કંઈ નિર્દેશ નથી, એટલુંજ નહિ, પરંતુ ગુપ્ત યુગના કવિ કાલિદાસ એમને હિમાલયમાં વસતા અર્ધ-પૌરાણિક લોકો તરીકે વર્ણવે છે. આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે આ યુગથી ઘણા લાંબા કાળ ઉપર ઉત્મવસંકેત લોકો અદશ્ય થયા હતા મહાભારતમા આજ સ્થળે જણાવ્યુ છે કે સિંધુ નદીના કિનારા ઉપર 'મહા બળવાન શહેરી ગણકર્તા' (ગ્રામણી) હતા. આથી પ્રત્યક્ષ થાય છે કે મહાન સિકંદરના સમયમા સિંધુ નદી ઉપર જે શહેરી પ્રજાસત્તાક રાજ્યો હસ્તીમાં હતા તેજ આ રાજ્યો હશે.

હિંદુ પ્રજાસત્તાક ગણ્યોએ નવા નવા સ્થાનમા લાંબા કાળ સુધી જે સત્તા ભોગવી હતી તે જોતાં ઇ. સ. પૂ. ૧૫૦ થી ઈ. સ. ૩૫૦ સુધીના સમયમા એ ગણ્યો પૂર જાહોજલાલીમા હતા એમ ધારવામાં કંઇ હરકત નથી. આ સમયમા રજપૂતાનામાના પ્રજાસત્તાક રાજ્યોનો ઉદય થયો હતો.

સાથે સાથે એજ સમયમા પંજાબ તથા પશ્ચિમ હિંદુસ્તાનમાના પ્રજાસત્તાક રાજ્યોનો નાશ શરૂ થઇ તે લય પામ્યા હતા. પાર્થિઆના શાક લોકોએ તેમજ સીસ્તાનના શાક લોકોએ આ પ્રદેશો ઉપર હુમલા કરી આ રાજ્યોની સ્વતંત્રતાનો નાશ કરી તેમને છીન્ન ભિન્ન કરી નાખ્યા હતા.

અર્થશાસ્ત્રમા જણાવવામાં આવેલા કુકુર લોકો રુદ્રદામનના રાજ્યમાં અદશ્ય થઇ ગયા હતા. ઇ. સ. પૂ. ૧૫૦ પછી જે પ્રદેશમા તેઓ વસ્યા હતા અને જે પ્રદેશ એમના નામે ઓળખાતો હતો તેના નામ માત્રમા એમનું સ્મરણ રહ્યું હતુ. પિતિનિક લોકો પોતાનું કાંઇપણ નામ નિશાન રહેવા દીધા સિવાય કદાચ મૌર્ય યુગમાં અદશ્ય થયાં હતા.

એજ પ્રમાણે સૌરાષ્ટ્ર લોકો પણ આસરે ઈ. સ. ના બીજા સૈકામાં સામાન્ય જનસમૂહમા ભેળાઈ ગયા હતા.

પૌરાણિક યુગના કીર્તિવંત વૃષ્ણિ લોકોએ જંગલી શાક લોકોને હાથે માર ખાઇ પોતાની સત્તા ગુમાવી, પરંતુ પોતાની હકીકત દુનીઆને જણાવવા માટે પોતે પાડેલા થોડા સિક્કા એ મુક્તા ગયા છે. બ્રાહ્મી તથા પ્રજાસત્તાક રાજનીતિને લગતો પૌરાણિક લેખ वृष्णि–राजन्य । गणस्य त्रातस्य ( વૃષ્ણિ રાજન્ય તથા ગણદેશના સંરક્ષણ કરનારના) એમના સિક્કા ઉપર હજી ઉપલબ્ધ છે. પરંતુ સાથે સાથે વિજેતા ખરોસ્થીનો લેખ એમના સિક્કા ઉપર મુકવાની એમને ફરજ પડી હતી. એ સિક્કા ઉપર ચક્રનું રાજચિહ્ન પાડવામાં આવ્યું છે, કારણ કે દંતકથા પ્રમાણે છેક રાજન્ય કૃષ્ણના સમયથી એમનુ એ રાજચિહ્ન હતું. આ લેખ ઈ. સ. પૂ. ૧૦૦ માં પ્રચલિત લિપિમાં લખાએલો છે.

પ્રજાસત્તાક રાજ્યોને તોડવાની જે રાજનીતિ મૌર્ય વંશના રાજકર્તાઓએ સ્વીકારી હતી તેને પરિણામે દેશની નિર્બળ સ્થિતિ થવાને લીધે ઇ. સ. પૂ. પ્રથમ સૈકામાં પશ્ચિમ હિંદુસ્તાનમાં પરદેશી જંગલી લુટારાઓને માટે માર્ગ ખુલ્લો થયો હતો. સિંધથી છેક મરાઠા પ્રદેશ સુધીના વિસ્તાર ઉપર તેઓ સહેલાઈથી સ્થાઈ થયા હતા. તેમની સામે વિરોધ કરે એવી કોઈ પ્રબળ સત્તા દેશમાં રહેવા પામી નહોતી, પણ અન્ય દિશાઓમાં એ પ્રમાણે બન્યું નહિ. એમ માલમ પડે છે કે આ જંગલી લોકો મથુરા સુધી આગળ વધ્યા, પણ એથી આગળ પશ્ચિમમાં તથા દક્ષિણે જતાં પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યોએ તેમને અટકાવ્યા હતા. આ પરદેશીઓએ મથુરા તથા ઉજ્જનમાં પોતાનું સ્થાન જમાવ્યું પણ એ બેની વચ્ચેનો મુલક તેઓ સર કરી શક્યા નહિ.

સ્વતંત્રતા ભોગવતા અન્ય લોકો ઉપર જોર જુલમ કરવાના લોભથી જે પરિણામો સ્વાભાવિક રીતે ભોગવવાં પડે છે તેવાં પરિ–

-ગ્રામો પંજાબમાનાં વધારે પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યોને ભોગવવા પડયાં. પંજાબનાં વધારે નાના પ્રજાસત્તાક રાજ્યો મૌર્ય અમલ હેઠળ માત્ર રાજ્યબંધારણ રૂપે પડી રહ્યા હતા, તેમણે પોતાનું સત્ત્વ રાજ્યબંધારણ ગુમાવ્યું હતું, અને તેનાં અવશેષ ચિહ્ન રાજદ્વારી સંજ્ઞામાં કાયમ રહેવા પામ્યા હતા. તેઓ સંઘ તરીકે ન રહેતા માત્ર ગણની સ્થિતિએ ઉતરી પડયા હતા. તેઓ રાજ્ય વિનાનાં સ્વરાજ ભોગવતાં સંસ્થાનો, બલકે સત્તા વિનાના રાજ્યો હતા.

આવીજ કાંઈક સ્થિતિ પ્રાચીન રાજન્ય લોકોની થઈ હતી. એ લોકો બીજી વખત ઇ. સ. પૂ. ૨૦૦–૧૦૦ ના વચગાળામા રાજદ્વારી ક્ષિતિજ ઉપર દેખા દે છે, પણ પછી અદશ્ય થતાં ફરી જણાતા નથી.

તેઓએ પોતાના પ્રદેશ राजन्य–जनपदस्यના નામથી સિક્કા ( ઇ. સ. પૂ. ૨૦૦–૧૦૦ ) પાડયા હતા.

મુદ્રા વિદ્યામા નિષ્ણાત પંડીતોએ આ राजन्य શબ્દને ક્ષત્રિયના વધારે જાણુમાં આવેલા પર્યાય શબ્દના અર્થમાં લીધો છે ( જુઓ વિ. સ્મિથ કૃત કેટલૉગ ઓફ ધી કોઈન્સ ઇન ધી ઇન્ડીઅન મ્યુઝિઅન વો. ૧. પા. ૧૬૪ ). પણ આ ભૂલ ભર્યું છે. રાજન્ય એ રાજદ્વારી લોકોનું વિશેષ નામ છે. સ્પષ્ટ રીતે એવાં નામ તરીકે પાણિનિ, કાત્યાયન તથા પતંજલિ એને જણાવે છે, અને મહાભારતમાં પણ એજ પ્રમાણે જણાવ્યું છે. પાણિનિ પ્રાચીન વર્ગના જે સિક્કાને કાર્મિક (કાંસાના ) તરીકે એટલે ઢાળેલા ઓળખાવે છે તેજ વર્ગના એમના સિક્કા છે. એરી ઉપરથી પાડેલા એમના સિક્કા ઉપરના લેખ ખરોસ્થી લિપિમાં છે. અને તે ઉત્તર મંડલેશના સિક્કાને ઘણાં મળતા આવે છે, અને તેના ઉપર આ સિક્કાના જેવીજ આકૃતિ છે. આથી નિઃસંદેહ પુરવાર થાય છે કે આખરે એ રાજ્યો મથુરાના મંડલેશના રાજ્ય સાથે જોડી દેવામા આવ્યાં હતાં. એમનાં સિક્કા હોશીઆરપુર પ્રાંત તથા મથુરામાં મળી આવે છે. આમાંના પ્રથમ પ્રદેશમાં તેમનું કાયમનું સ્થાન હોવાનું જણાય છે.

એમના રાજ્યધારણમા જનપદ ઉપર વિશેષ ભાર મુકવામા આવ્યો હતો એ પ્રમાણે રાજ અમન ભોગવવા માટે આખા જનપદનો અભિષેક થતો એટલુ ધ્યાનમા રાખવાનુ છે ક રાજન્ય વિશેન. પાણિનિના નિયમમા राजन्य जनपद બાબત ચર્ચા કરવામા આવી છે આ ઉપરથી એમ કહી શકાય ક રાજન્ય લોકોનુ રાજ્યધારણ લોકશાસનની પદ્ધતિએ રચાએલુ હતુ.

રાજન્ય જનપદની માફક મહારાજ જનપદ નામે ઓળખાતા બીજા પ્રાચીન રાજ્યની પણ અગત્યતા થઈ હતી. એમના સિક્કા ઉપરના લેખ महाराज–जनपदस ( મહારાજ–જનપદના ) મૂળ બ્રાહ્મી લિપિમા હતા, પણ પાછળથી તેઓ જ્યારે પરદેશી રાજકર્તાની સત્તા હેઠળ આવ્યા ત્યારે લિપિમા ફેરફાર થઇ ખરોષ્ટીમા એ લેખ લખાયા

આ રાજ્ય પ્રાચીન હતુ કમકે પાણિનિ એ સબધનો ઉલ્લેખ એ રાજ્ય પ્રત્યે રાજનિષ્ઠા બતાવવા બધાએલા શબ્દસનુ સૂચન કરનારા પોતાના નિયમમા કરે છે. પાણિનિના સમયમા એના રાજ્યધારણનુ રૂપ કેવુ હતુ તે ચોક્કસ થઈ શકતુ નથી, પણ એમના સિક્કા ઉપરથી નિશ્ચિત થાય છે તે પ્રમાણે શુન્ગ યુગમાના લોકશાસન પ્રકારના પ્રજાસત્તાક ધોરણ ઉપર તે રચાએલુ હોવાનુ જણાય છે. એમના સિક્કા પંજાબમાથી મળી આવે છે. એ સિક્કાના પાછના ભાગ ઉપર બળદ તથા અર્ધચંદ્ર પાડેલો હોવાથી તેઓ શૈવ ધર્મ પાળત હોવા જોઇએ એમ અનુમાન થાય છે.

આખરના ભાગમા જ્યારે મૌર્ય વંશની સત્તા શિથિલ થવા માંડી હતી ત્યારે આર્જુનાયન જેવા કેટલાક નવા પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયા હતા આ વર્ગમા કાત્યાયને તથા પતંજલિએ ગણાવેલા બામન્ય લોકોના તથા પતંજલિએ જણાવેલા શાલકાયન લોકોના રાજ્યની ગણના થાય છે

આ સમય પછી અથવા તેની અગાઉ આ રાજ્યોનુ કઈ નામ નિશાન જણાતુ નથી. શાલકાયન લોકો માટે કાશિકામા જણા-

વવામા આવ્યુ છે કે તેઓ વાહીક પ્રદેશમા વસતા હતા. આ વચનને ગણપાઠ તરફથી ટેકો મળે છે; એમા એ લોકોને રાજન્ય તથા ઔદુમ્બર લોકોની સાથે ગણવામા આવ્યા છે.

એમનુ રાજ્યબંધારણ શસ્ત્રોપજીવિન બંધારણના પ્રકારનુ હતું. પતંજલિ મહત્વની વિગત દર્શાવતા જણાવે છે કે શાલંકાયન લોકોના ત્રણ વિભાગ પડેલા હતા. આ પ્રમાણની મદદથી આપણને યૌધેય લોકોના સિક્કા ઉપરના લેખ ઉકેલવામા સહાય મળે છે. એ લોકોની ત્રણ જાત અથવા ટોળી હતી એમ કહેવુ વાસ્તવિક નથી. નામ ઉપરથી સૂચન થાય છે તે પ્રમાણે શાલંકના વંશજ શાલંકાયને આ રાજ્ય સ્થાપ્યુ હતું. આ શાલંકન પણ પ્રાચીન કૌટુમ્બિક નામ હોય એમ જણાતું નથી. શાલંકાયન સંઘના ત્રણ અંગભૂતો ઉપરથી કદાચ ત્રણ નાના રાજ્યો જોડાઇ ગયા હોય એવુ સૂચન થવાનો ઘણો સંભવ રહે છે.

વામરથ લોકો વિશેની કાઇપણ ઐતિહાસિક માહિતી હજી મળી નથી. પતંજલિના જણાવ્યા પ્રમાણે આ પ્રજાસત્તાક રાજ્ય પંડિતોને શિષ્યવૃત્તિ આપવા માટે ખ્યાતિ પામ્યુ હતુ. આ બાબતમાં તેઓ કઠ લોકોને મળતા આવે છે, પણ એ લોકોની માફક એમણે કંઇ સૈનિક કીર્તિ મેળવી હોય એમ જણાતુ નથી. એમનુ મૂળ સ્થાન ક્યા હતુ તે વિશે પણ કાઇ ખબર મળી નથી. આવી રીતે નવા ઉદય પામેલા અને ઘણા જલદી અકાળે નાશ પામેલા રાજ્યોની કોટીમા રાજન્ય ગણબંધારણવાળા નામ નહિ જણાએલા રાજ્યો મુકી શકાય. આ ગણ્યોના સિક્કા ફક્ત રાજન્ય (પ્રમુખ)ના નામથી પાડવામા આવ્યા છે, જેમકે राजन्य–महमितस (રાજન્ય મહામિત્રના). એની ઉપરના લેખ બન્ને ખરોસ્ઠી તેમજ બ્રાહ્મી લિપિમા લખાએલા છે અને એ સિક્કા ડુંગરાળ પ્રદેશમાથી જડી આવે છે.

પાણિનિના સમયની શરૂઆતના સાહિત્યમા ઔદુમ્બર લોકો

વિશે કંઇ માહિતી જણાતી નથી; પણ એમને વિશેનો ઉલ્લેખ ગણ-પાઠમા પ્રજાસત્તાક રાજ્યોના રાજન્ય સમૂહમા મળી આવે છે. મહાભારતના સભાપર્વના બાવનમા અધ્યાયમાની આની અગાઉની યાદીમાં એ લોકોને પંજાબમાના પ્રજાસત્તાક રાજ્યોમા સૌથી અગ્ર સ્થાને મુકવામા આવ્યા છે. કદાચ તેમનું રાજબંધારણ પણ પ્રજાસત્તાક ધોરણે ઘડાયુ હોય. ઇ. સ. પૂ. પહેલા સૈકાના એમના સિક્કા ઉત્તર પંજાબમા મળી આવે છે, અને એની ઉપરના લેખો બન્ને ખરોસ્થી તેમજ બ્રાહ્મી લિપિમા છે. વરાહ–મિહિર એમને કપિસ્થલ લોકોની સંગાતે મુકે છે. એ કપિસ્થલ લોકોને પતંજલિ કઠના જોડિયા મિત્ર તરીકે જણાવે છે. એમનું સ્થાન કાંગ્રા તથા અંબાલાના વચમાના પ્રદેશમાં કોઈ ઠેકાણે હતુ. એમની એક શાખા કચ્છમાં આવી વસેલી લાગે છે, કેમકે પ્લિની ઓદમબર લોકો (Odomboeres) ત્યા વસતા હતા એમ માને છે. એમના સિક્કાની ઢબ આર્જુનાયન લોકોના સિક્કાને મળતી આવે છે. એ સિક્કા ઉપરથી જણાય છે કે ઔદમબર લોકોનું બંધારણ પ્રજાસત્તાક ધોરણે હોય તો એમનો રાજા ચુંટી કઢાડવામા આવતો. સમાજ અને રાજાના નામથી એ સિક્કા પાડવામા આવેલા છે. એનો રાજા महदेवस रणधरघोषस । ओदमबरिस એ નામે ઓળખાતો. એમના સિક્કા ઉપર ઝાડનું ચિહ્ન તથા ઉંચા સ્થંભ તથા ઢળતા છાપરાવાળા મકાનની આકૃતિ છે. એ મકાન તેમનો સભામંડપ અથવા બીજું કંઇ સાર્વજનિક મકાન હોય. એ ઉપરાત તેમના ધ્વજની આકૃતિ પણ સિક્કા ઉપર હોય છે. આ ધ્વજને કનિંગહામ ધર્મચક્ર તરીકે ગણવાની ભૂલ કરે છે. સિક્કાની ખાલી જગા ઉપર विश्वामित्र શબ્દ લખી ઋષિનુ ચિત્ર આપેલુ છે. કદાચ વિશ્વામિત્રને તેઓ પોતાના રાષ્ટ્રીય ઋષિ તરીકે ગણતા હોય.

ખરોસ્થી લિપિ ઉપરથી એમ અનુમાન કરવાને કારણ મળે છે કે ઇ. સ. પૂ. ૧૦૦ ના અરસામા એ લોકો પંજાબના પાડો-

-સીઓની માફક મંડલેશ્વરના તાબા હેઠળ આવ્યા હોય અને આખરે તેમનામાં ભેળાઇ ગયા હોય. એમની બાબતમાં આ પછીનો કંઇ પણ લેખ અથવા નોંધ મળી આવ્યાં નથી કચ્છમાં આવી વસેલી એમની -શાખા વધારે લાંબા કાળ સુધી સજીવન રહેલી જણાય છે. એમના વંશજ તરીકે ગણાતી હાલના સમયની ગુજરાતી બ્રાહ્મણોની -ઔદમબર જ્ઞાતિએ એમના નામનો ઉપયોગ કરવાનું જારી રાખ્યું છે.

## પ્રકરણ ૧૯ મું

## પ્રજાસત્તાક રાજ્યોનો લય.

ગુપ્ત અમલે રજપૂતાનામાના પ્રજાસત્તાક ધોરણ ઉપર આઘાત -કર્યો. મૌર્ય તથા શુન્ગ સમયના ધમપછાડામાંથી બચી જવા પામેલાં -તથા ઘણાં બળવાન થએલા લિચ્છવિ લોકોનાં પ્રજાસત્તાક રાજ્ય સાથે મિત્રભાવ રાખી જોડાઈ જવાથી ગુપ્ત લોકો સામ્રાજ્યની સ્થિતિએ પહોંચ્યા હતા. એમણે પ્રાચીનકાળના સમકાલીન રાજ્યો કરતાં પોતાની સત્તા તથા કીર્તિ ઘણા લાંબા કાળ સુધી ટકાવી રાખી હતી, અને પ્રજાસત્તાકવાદના એકલા અને અટુલા પ્રતિનિધિ તરીક રહ્યા હતા.

પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યોના ખંડિયેર ઉપર આજ અરસામાં રજપૂતાનામાં નવું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયુ હતું. નામ ઉપરથી પ્રત્યક્ષ થાય છે તે પ્રમાણે આ રાજ્ય પુષ્યમિત્ર નામની કોઈ વ્યક્તિએ -સ્થાપ્યું હતું. વિદિશા તથા એની આસપાસના આંધ્ર વંશ પછીના -રાજકર્તાઓની હકીકત આપતા પુરાણમાં કાંચનકાની નવી રાજ-ધાનીના રાજકર્તા માટે ઉલ્લેખ છે. કાંચનકાના છેલ્લા જે રાજ-કર્તાઓ, પુરાણની આખર તારીખે, એટલે, ઈ. સ. ૪૯૯ ના

અરસામા અમલ ઉપર હતા તેઓ 'પુષ્યમિત્રો' તથા 'પતુમિત્રો' એ નામે ઓળખાતા. પણ એમની અગાઉના રાજકર્તાઓના જુદા જુદા નામો આપવામા આવ્યા છે (જેમકે રાજા વિંધ્ય-શક્તિ, રાજા શાલ્યમાન વગેરે). બીજા પુરાણોમા પુષ્યમિત્ર બહુવચનમા આવે છે, ત્યારે ભાગવતપુરાણ પ્રમુખ પુષ્યમિત્રનુ નામ આપે છે (પુષ્યમિત્રોથ રાજન્ય), એટલે એમા મુળ સ્થાપનારનુ નામ જણાવવામા આવ્યુ છે. વિષ્ણુપુરાણની કેટલીક પ્રતોમા પુષ્યમિત્ર, એટલે, પ્રમુખ બળવાન તથા વિજયી હોવાનું જણાવવામા આવ્યું છે પુષ્યમિત્રો પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા હોવાથી રાજકર્તાઓની વંશાવળીમા એમનું સ્થાન ક્યા આવે છે તે જણાવવામા આવ્યું નથી.

પુષ્યમિત્રોએ પોતાની મહાન સત્તા તથા સમૃદ્ધિ એટલે હદે વધાર્યા હતા કે તેઓ સામ્રાજ્યની ગાદી ઉપર હુમલો કરવાને શક્તિમાન થયા હતા આ હુમલા પછી સામ્રાજ્યની સત્તા સંપૂર્ણ રીતે પાછી જામી નહિ. કુમાર ગુપ્તની સરદારી હેઠળના સામ્રાજ્યના લશ્કરને એમણે આપેલી શિકસ્તને પરિણામે, એના પુત્ર સ્કંદ ગુપ્તના શબ્દોમા કહીએ તો, એ વંશ હચમચી ગયો. એ ખુલ્લુ જણાય છે કે કુમાર ગુપ્ત માર્યો ગયો હતો. બીજા વિગ્રહમા સ્કંદ ગુપ્ત આખી રાત રણાગણ પર રહ્યો હતો અને ખુલ્લી જમીન ઉપર ઉંઘી ગયો હતો. બીજી સવારે લડાઈ શરૂ થતા બળજોરી વાપરી એ એવો નિર્ણય લાવવામા ફતેહ પામ્યો કે જેને લઇને, શિલાલેખમા જણાવ્યા પ્રમાણે, શહેનશાહી તખ્ત ઉપર પગ મુકવાને એને હક પ્રાપ્ત થયો, એટલે શહેનશાહ થવાનો એનો હક્ક સાબિત થયો. પરંતુ એમ પ્રતિપાદન કરવામા આવતુ નથી કે પુષ્યમિત્રોએ એની આગળ પોતાનુ માથું નમાવ્યું હતુ અથવા તેઓ એના સામંત થયા હતા. આથી બહુ તો આ માત્ર સૈનિક પરાજ્ય હતો એમ કહેવાય, અથવા વિજયની આ નોંધ જે સ્થળેથી મળી આવીને પ્રસિદ્ધ થઇ છે. તેનો, એટલે ધાત્રીપુર જિલ્લામાના ભિતરી શહેરનો, વિચાર કરીએ

તો કદાચ આથી ચઢી આવતા પુષ્યમિત્રોને અહીં પાછળ હઠાવવામાં આવ્યા એમ કહેવાય. જો એ લોકો પાટલિપુત્ર પહોંચ્યા હોત અને ત્યાં પોતાનાં પ્રજાસત્તાક રાજ્યની રાજધાની બનાવી હોત તો હિંદુ હિંદુસ્તાનના આ પછીના ઇતિહાસે જુદુંજ વલણ લીધું હોત. દેશમા અત્યાર સુધી સ્થપાયુ હોય તેના કરતા વિસ્તીર્ણ પ્રજાસત્તાક રાજ્ય આપણે જોયું હોત. પણ જુદાજ પ્રકારનો નીવેડો આવ્યો હતો. પુષ્યમિત્રો પાછા હઠી ગયા, પરંતુ ગુપ્ત વંશની કીર્તિ પુન જામી નહિ. પુષ્યમિત્રો સાથેના વિગ્રહને પરિણામે તેઓ નિર્બળ થવા માડતા તેઓની પડતીની શરૂઆત થઇ હતી, પરંતુ તે અટકાવી શકાઇ નાહ. ગુપ્ત લોકોનુ ભાગ્ય કેવું વિચિત્ર રીતે ઘડાયું હતુ તે એમના ઇતિહાસ ઉપરથી વ્યક્ત થાય છે. એ લોકોએ પ્રજાસત્તાક રાજ્યની મદદથી પોતાની સત્તા વધારી, એમણે પ્રાચીન પ્રજાસત્તાકવાદનો ઉચ્છેદ કર્યો, અને વારો આવતા પ્રજાસત્તાક રાજ્યેજ એમના રાજ્યનો પાયો હલાવી મુક્યો.

પાચમા સૈકાના અંત સુધીમા હિંદુ હિંદુસ્તાનમાથી પ્રજાસત્તાક રાજ્ય અદશ્ય થાય છે. જુના કાળના લિચ્છવિ લોકો રાજદ્વારી રંગભૂમ છોડી જાય છે, અને તેમની એક શાખા નેપાલ તરફ પ્રયાણ કરે છે. યુવાન પુષ્યમિત્રો જાણે હવામા ઉડી જાય છે. આ પછીની સદીમાં ઇતિહાસમાથી હિંદુ રાજ્યબંધારણ આખરની વિદાયગીરી લેતુ જણાય છે. વૈદિક ઋષિઓના સમયથી જે સઘળું સારૂં ઉતરી આવ્યું હતું, પ્રથમ ઋચા રચાયા પછી જે સઘળી પ્રગતિ થઇ હતી, જે સઘળાં મારફત રાજ્યની રચનાને પોષણ અને ઉત્તેજન મળતું હતું તે સઘળું દેશમાથી જતુ રહ્યું. આ મહાન પ્રસ્થાન શરૂ કરનાર, રાજદ્વારી નિર્વાણનો કરૂણગીતમાં અગ્રભાગ લેનાર પ્રજાસત્તાકવાદ હતો. આ ઉપસંહારમાનો વિદેશીઓના હાથમાં આદિ શક્તિએ મુકેલી નાશની તલવારના વખાણ કરનારો માત્ર એકજ શ્લોક આપણે સમજી શક્યા છીએ. હજી બીજા શ્લોકોનો કોયડો આપણે ઉકેલી શક્યા નથી. આ

અસ્થાનનાં ખરાં કારણો ઉપસંહારમાંથી વ્યક્ત થવા જોઇએ પરંતુ હજી તે પણ ઉકેલવા રહ્યા છે.

ઈ. સ. ૫૫૦ થી હિંદુ ઇતિહાસમા માત્ર તેજસ્વી જીવનચરિત્રો મળે છે. આ સઘળા રાષ્ટ્રીય તથા સામાજિક જીવનને એક સ્થાને કરનારા સૂત્રને અભાવે છૂટાં છવાયા રત્નોની પેઠે વિખરાએલા પડયા છે. સદ્‌ગુણને લીધે તેમજ દુર્ગુણને લીધે ખ્યાતિ પામેલા મહાન નરોના જીવનચરિત્રો મળે છે–આપણે હર્ષ તથા શશાંક, યશોધર્મ, કલ્કિ તથા શંકરાચાર્યની હકીકત વાચીએ છીએ–પણ લોકસમૂહના સામાન્ય જીવન કરતા એ વ્યક્તિઓ એટલું ઉચ્ચ સ્થાન ભોગવે છે કે નિરૂપાયે એમની પ્રશંસા થાય છે અને પવિત્ર રીતે તેઓ પુજ્ય છે.[1] સમાજ સ્વતંત્રતા ભોગવતો અટકી પડે છે. આ ક્ષયનાં કારણો આંતરરાષ્ટ્રીય હોવા જોઇએ પણ તેનું સંશોધન કરવાનું હજી બાકી છે. માત્ર હૂન લોકોની સ્વારીથી તેનું નિરાકરણ થઈ શકતું નથી. વારાફરતી આવતા રાજવંશોએ હૂન લોકોને સો વર્ષની અંદર સર્વ રીતે છુટી માર્યા છતાં અસલી જીવન પાછુ આવ્યુ નહિ.



૧. દાખલા તરીકે બાણકૃત હર્ષનુ જીવન ચરિત્ર જુઓ. કલ્કિ એની હૈયાતીમાંજ દેવરૂપ મનાયો છે. ( ઇન્ડીઅન એન્ટીક્વરી ૧૯૧૭. પા. ૧૪૫ ). નિરૂપાયે થતી પ્રશંસાને લઇને પ્રશંસા કરનાર તથા જેની પ્રશંસા થતી હોય એ બેની વચમાં રહેલો નૈતિક તફાવત વ્યક્ત થાય છે.

# પ્રકરણ ૨૦ મું

## હિંદુ પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની સમાલોચના.

પ્રજાસત્તાક રાજ્યોની હકીકત પુરી કરતા પહેલા એમની રાજ્ય પદ્ધતિની કંઈક સામાન્ય સમાલોચના કરવાનુ આવશ્યક લાગે છે. હિંદુસ્તાનના ધર્મશાસ્ત્રોના તથા પ્રજાસત્તાક રાજ્યોમાના ન્યાયના વહીવટના વખાણ ગ્રીક નિરીક્ષકો સર્વાનુમતે કરે છે, અને એ વખાણને મહાભારતથી પુષ્ટિ મળે છે. એમાના કેટલાક રાજ્યોએ નિકાલ થએલા મુકદમાઓના દાખલા પુસ્તકોમા સંભાળપૂર્વક જાળવી રાખ્યા હતા. આ રાજ્યોનો કટ્ટો વિરોધી કૌટિલ્ય પણ એટલુ તો જાહેર કરે છે કે પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ એવો આગ્રહી રહેતો કે પોતાનાં સંસ્થાનમા સર્વત્ર ન્યાયી રીતે વહીવટ ચાલે, અને તેથીજ ત્યા ઘણુ ઉચ્ચ પ્રકારની ન્યાય વૃત્તિ ટકાવી રાખવામા આવતી. એ વિના કોઇપણ પ્રજાસત્તાક રાજ્ય લાંબો કાળ ટકી શકે નહિ. એમનો બીજો સદ્ગુણ નિયમપૂર્વક વ્યવસ્થા હતી. કૌટિલ્ય ખાસ લક્ષણ તરીકે એવી નોંધ લે છે કે પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ એવી વ્યવસ્થા જાળવવાને ટેવાઇ ગએલો હોય છે. આપણે આગળ જોયુ છે તે મુજબ મહાભારત સૂચન કરે છે કે જોખમદાર નેતાઓ, યુવાન તેમજ વૃદ્ધ સભ્યો પાસે વ્યવસ્થા જળવાવામા આગ્રહી હતા. વિશેષ એ નેતાઓ, પોતે તેમજ પોતાના કૃત્યો સર્વપ્રિય થાય તેની સંભાળ રાખતા. શ્રીકૃષ્ણએ પોતાની સંયુક્ત રાજસભા ચલાવવવામા પોતાને નડતી મુશ્કેલીઓ પોતાના મિત્ર નારદને જણાવ્યા વિશેનો મહાભારતમા ઉલ્લેખ છે.

નારદ શ્રીકૃષ્ણને જાહેર વાદવિવાદમા પોતાના સંભાષણ ઉપર અંકુશ ન રાખવા માટે ઠપકો આપે છે. એ વૃષ્ણિ કુલપતિને વાક્ચાતુર્ય મારફત થતા હુમલા ધીરજથી સહન કરવાની ટેવ પાડવા, અને

હિંદુ પ્રજાસત્તાક રાજ્યોની સમૃદ્ધિની પ્રશંસા ઇતિહાસને લગતી દેશી તેમજ પરદેશી નોંધોમા સતત થએલી છે. ગ્રીક ગ્રંથકારો એમની દોલત માટે ઉલ્લેખ કરે છે, અને મહાભારત પણ તેને પુષ્ટી આપે છે. દરેક નગરજન પોતાનાથી રાજ્દ્દારી નેતા ન થવાય તો વેપારી મંડળના અથવા મંવ વેપારીઓના અગ્રેસર થવા માટે આકાંક્ષા ધરાવતો. સુલેહશાંતિ જાળવવાની કળા તથા યુદ્ધને લગતી કળા, નિયમપૂર્વક વ્યવસ્થા તથા ખંત, ગજ કરવાની તથા ગજકર્તાને આધીન રહેવાની ટેવો, વિચારપૂર્વક કર્મ કરવાની અને ધર અને ગજ બન્નેને સરખા ગણવાની આદત સર્વત્ર પ્રત્યક્ષ માલમ પડતી. આવા જીવનને પરિણામે દરેક વ્યક્તિ અને નગરજન વિશેષ પ્રમાણમા વ્યાવહારિક તથા તીક્ષ્ણબુદ્ધિવાળો થયો હશે. આવા સદ્દગુણો તથા આવી સંસ્કૃતિને લઇને મહાભારત જણાવે છે તેમ આ રાજ્યો સાથે મિત્રતા તથા ઐક્ય રાખવા સર્વ આતુર રહેતા. તેઓ પોતાના દુશ્મનોને સર કરવામા આનંદ માનતા તથા પોતાની આર્થિક સમૃદ્ધિ વધારવા ઇંતેજાર રહેતા એમા કંઇ આશ્ચર્ય નથી આનો ખુલાસો એજ છે કે તેમનું સિક્ષણ તથા બુદ્ધિ એકપક્ષીય નહોતાં. તેઓ માત્ર રાજ્દ્દારી પ્રાણીઓ નહોતા. તેઓ સરખી રીતે આર્થિક પ્રાણીઓ પણ હતા. કૌટિલ્ય એમના લક્ષણ ગણાવતા તેઓ એકી સાથે લડાયક તેમજ હુન્નરમંદ તથા ઉદ્યોગી હોવાનું જણાવે છે, તેઓને આ રીતે લડાયક તેમજ ઉદ્યોગી થવાની એમના કાયદા અનુસાર ફરજ પડતી હતી. આ ઉપરાત ખેતીવાડી તરફ પુરતુ લક્ષ આપવાથી તેઓ પોતાની તીજોરી ભરેલી રાખતા અને પોતે ધનવાન રહેતા.

ગ્રીક ગ્રંથકારોએ આપેલા પ્રમાણો ઉપરથી એમ સાબિત થાય છે કે તેઓ સારા સૈનિકો હતા તથા યુદ્ધમા ઘણા ઉચ્ચ પ્રકારની બહાદુરી તથા કળા દાખવતા હતા એટલુજ નહિ, પરંતુ તેઓ ઉચ્ચ કોટિના ખેડુતો પણ હતા. જે હાથે તેઓ સફળ રીતે તલવાર ચલાવતા હતા તેજ હાથ એટલીજ સહેલાઈથી દાતરડાનો ઉપયોગ કરવા ટેવાઇ

ગયો હતો. અર્થશાસ્ત્ર તથા બૌદ્ધ પ્રમાણોમા જણાવ્યા પ્રમાણે તેઓ ખેતીવાડીમા તેમજ હુન્નરઉદ્યોગમાં રચ્યાપચ્યા રહેતા હતા.

આગળ આપણે જે પ્રમાણો તપાસ્યા છે તથા જે હકિકતની નોંધ કરી છે તે ઉપરથી આ રાજ્યોમા સત્તા તથા અધિકાર વહેંચાઇ ગએલા હોવાનુ વ્યક્ત થશે. દાખલા તરીકે, પતલ લોકોમાં સૈન્યની સરદારી તથા સત્તાધારી રાજતંત્ર, તથા લિચ્છવિ લોકોમા ન્યાયાધિકાર, સૈન્યની સરદારી તથા સત્તાધારી રાજતંત્ર જુદી જુદી વ્યક્તિઓ પાસે રહેતા. આ તેમજ ગ્રીક ગ્રંથકારોએ વર્ણવેલા કેટલાક રાજ્યોમા સરદારોના ઓદ્ધા માટે વરણી યતી તથા સરદારોમાં પુરોહિતોના અધિકારના કોઇ પણ તત્ત્વનો સંપૂર્ણ અભાવ રહેતો એ સઘળા ઉપરથી પ્રજાસત્તાક રાજ્યોમા ઉચ્ચ કોટિના ચાતુર્ય તથા તીક્ષ્ણ બુદ્ધિ તથા મોટા પ્રમાણમા રાજ્યધારણને લગતો અનુભવ હોવાનુ પ્રત્યક્ષ થાય છે.

ખાસ વિષયોને લગતા જે ગ્રંથો આપણને ઉપલબ્ધ છે તે સઘળા રાજસત્તાને અનુમોદન આપતા વિચારવાળાઓના છે. પ્રજાસત્તાક રાજ્યનુ સમર્થન કરતો હોય એવો કોઈ ગ્રંથ આપણને મળી આવે તો તેમાથી પ્રજાસત્તાક રાજનીતિ કેવા પ્રકારના રાજને લગતા સિદ્ધાતો પાળતી તે નિ:સંશય જાહેર થાય. એટલુ તો સંભવિત છે કે આવા પુસ્તકો હસ્તિમા હતા. મહાભારતમાના ગણ તથા વૃષ્ણિ સંઘ વિશેના અધ્યાય ઉપરથી એવા પુસ્તકોના અસ્તિત્વનું સૂચન થાય છે. એજ પ્રમાણે ખુલ્લી રીતે બીજા ગ્રંથમાથી ઉતારેલો કૌટિલ્યનો શ્લોક પણ સૂચવે છે. કારણ આ સંબંધના આખા પ્રકરણમા પ્રજાસત્તાક રાજ્યની દૃષ્ટિએ લખાએલો આ એકજ શ્લોક છે. બાકીના સઘળા રાજસત્તાની દૃષ્ટિએ લખાએલા છે. મહાભારતમાની અરાજક રાજ્યની ચર્ચા ઉપરથી અરાજક રાજ્યધારણ અનુસાર ઠરેલા અને લખાએલા રાજને લગતા સિદ્ધાતો સર્વને માહિત હોવાનુ જણાય છે. આ સઘળી હકિકત ઉપરથી આડકતરી રીતે એટલુ સાબિત થાય.

છે કે વિચારપૂર્વક નક્કી થએલા દાર્શનિક સિદ્ધાંતો સર્વની જાણમાં હતા અને તેને આધારે પ્રજાસત્તાક રાજ્યબંધારણ રચાયા હતા. આ સિદ્ધાંતોને લઇને પ્રજાસત્તાક રાજ્યબંધારણોના જે ભિન્ન પ્રકારો આપણે તપાસી ગયા છીએ તે મોટે ભાગે સમજી શકાય છે. એ બંધારણો અજાણતામાં પ્રેરણાથી થએલી સંસ્થાઓ નહોતી. રાજના કરતા તત્વજ્ઞાનના વધારે ગૂઢ પ્રશ્નો કપિલ મૂનિ તથા કઠ લોકોએ ઉકેલ્યા હતા તેવાઓના દેશમાં દાર્શનિક વિચારનો અભાવ મંજુરી શકતો નથી.

મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ શોધી કહાડેલા આર્યદેવના ચુતુઃશતિકાની ત્રુટક હસ્તલીખીત પ્રત ઉપરથી સાબિત થાય છે કે ગણમાંના ચુંટી કહાડવામાં આવેલા રાજકર્તાને ગણના નોકર (ગણ-દાસ) તરીકે ગણવામાં આવતો. મહાભારતમાં ઉતારી લીધેલા વિવાદમાં પણ શ્રીકૃષ્ણ એજ નિયમ જાહેર કરે છે. 'રાજકર્તાને નામે (ऐश्वर्यवादेन) મારે જે ફરજ બજાવવાની છે તે નોકર (दास्य) તરીકેની છે.'

કઠ અને સૌભૂત લોકો વ્યક્તિને રાજ્યના અંગભૂત તરીકે ગણતા હોવાનું જણાય છે. એ વ્યક્તિના પોતાના અસ્તિત્વની કંઇ ગણનાજ નહોતી એટલે લોકોમાં જે બાળકો જન્મતા તેમના ઉપર પોતાનો સંપૂર્ણ હક્ક હોય એવો દાવો રાજ્ય કરતું, પણ એટલું સ્પષ્ટ માલમ પડે છે કે બીજાં પ્રજાસત્તાક રાજ્યો આવા વિચાર ધરાવતા નહોતા. તેમના સિક્કા ઉપરથી સાબિત થાય છે તે પ્રમાણે તેઓ ગણ એટલે રાજતંત્રને સમાજથી તદ્દન અલગ વસ્તુ તરીકે ગણે છે; વ્યક્તિ રાજ્યમાં અંતર્ધ્યાન થતી નથી, છતાં બન્ને વચ્ચેનું ઐક્ય એટલું પરિપૂર્ણ છે કે બન્ને લગભગ ઘણે ભાગે સમાન હોય એમ લાગે છે. એથી ઉલટું અરાજક રાજ્ય, અથવા રાજાવિનાના રાજ્યના સિદ્ધાંત અંતિમ પ્રકારના વ્યક્તિગત સ્વાતંત્ર્યવાદનો સ્વીકાર કરે છે. આ વર્ગનાં રાજ્યના સિદ્ધાંતવાદીઓ રાજતંત્રને પીડા સમાન લેખતા;

કોઇને પણ વહીવટ ચલાવવાની સત્તા આપવામા આવતી નહિ. માત્ર કાયદો અમલ ચલાવતો, અને ગુન્હો કરવા માટે અપરાધી ઠરે તેને ફક્ત સમાજમાથી બહિષ્કારની શિક્ષા કરવામા આવતી વ્યક્તિનુ સ્વતંત્ર પ્રભુત્વ બીજા કોઈ માણસને અથવા માણસોના સમૂહને અર્પવાનુ નહોતુ. અલબત્ત આવા બંધારણ ઉપર રચાએલુ રાજ્ય વ્યવહારમા ટકી શકવા માટે ઘણુજ નાનું હોવુ જોઇએ. એમ છતા આગળ ઉપર દર્શાવેલા જૈનસૂત્રમા ઉલ્લેખ કરવામા આવ્યા પ્રમાણે હિંદુ હિંદુસ્તાનમા આવા રાજ્યો હસ્તી ભોગવતા હતા. રાજસત્તાવાદી ઘણી સારી રીતે જણાવી શકે.—"અરાજક ગજતંત્ર કરતા બીજુ કોઈ પણ રાજતંત્ર વધારે દુખી, દુર્ભાગ્ય નથી. (શાતિપર્વ, ૫૬, ૭.), જો બળવાન નાગરિક (કાયદાને) માન આપે તો સવળું કુશળ રહે છે, પણ જો તે ગજદ્રોહ કરે તો તે સવળાનો નાશ કરી શકે છે." વળી રાજસત્તાવાદીઓ પોતાની રાજસત્તાનું સમર્થન કરવા પ્રજાસત્તાક વાદના અનુયાયીઓ પાસેથી અરાજક સિદ્ધાતનો આધાર ઘણી સારી રીતે લઈ શકે. પણ રાજ્યના મૂળ પાયા તરીકે સામાજિક કબૂલાતને લગતા અરાજક સિદ્ધાતની તેઓ અવગણના કરી શક્યા નહિ. અરાજક લોકસત્તાવાદીના અભિપ્રાય પ્રમાણે નગરજનો વચ્ચેની અરસ પરસની કબૂલાતના પાયા ઉપર રાજ્યની ઈમારત ખડી કરવામા આવી હતી. અલબત્ત આ સવળું અરાજક રાજ્યના સંબંધમા ખરૂ હતુ. રાજસત્તાવાદીઓ (પ્રમાણિકપણે રાજ્ય ચલાવવાની તથા બદલામા કર લેવાની શરતે ઓધ્ધો સ્વીકારવા માટેની) રાજા તથા લોકો વચ્ચે થએલી કબૂલાતનો સ્વીકાર કરે છે ત્યારે તેઓ સ્પષ્ટપણે જણાવે છે કે અરાજક રાજ્યબંધારણની કબૂલાત વ્યવહારમા નિષ્ફળ જતા આ પ્રકારની કબૂલાતનો ઉપયોગ કરવામા આવ્યો હતો અહીં આપણને માલમ પડે છે કે અરાજક લોકોએ સામાજિક કબૂલાતના જે સિદ્ધાતનો સ્વીકાર કર્યો હતો તેજ સિદ્ધાત રાજસત્તાવાદીઓ

કબૂલ રાખે છે. કદાચ સામાજિક કબૂલાતને લગતો સિદ્ધાંત સઘળા પ્રકારનાં પ્રજાસત્તાક રાજ્યોમા સામાન્ય રીતે મળી આવતો હતો. રાજસત્તાના સંબંધમાં ઉપયોગમા આવતું આવું પ્રતિરૂપ સર્વમાન્ય મત તરીકે કૌટિલ્યને માહિત હતુ. હિંદુસ્તાનમા એની ઉત્પત્તિ ઘણી પ્રાચીન છે, પ્રત્યક્ષ રીતે દુનીઆમા સૌથી પ્રાચીન છે. એટલું યાદ રાખવાનુ છે કે એનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ કરતા એ પ્રજાસત્તાક સિદ્ધાત હોવાનું જણાયા વિના રહેશે નહિ. સામાન્ય રીતે સઘળા રાજકર્તાઓને આવા સિદ્ધાત પ્રમાણે અમલ કરવાથી લાભ થતો એટલે એ સિદ્ધાંત તેઓ માટે ભારે કિમતી હતો.

કોઈ પણ રાજપદ્ધતિને જોતે રાજ્ય જેટલો લાંબો કાળ ટકી રહે તેટલા પ્રમાણમા એ પદ્ધતિ સફળ નીવડ્યાનુ સૌથી સરસ રીતે કહી શકાય. એક વર્ગ તરીકે હિંદુસ્તાનની પ્રજાસત્તાક પદ્ધતિ ઘણા લાંબા સમય સુધી ટકી રહેવાથી ઘણી સફળ પુરવાર થઈ છે. આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે એ પદ્ધતિ મુખ્યત્વે કરીને વેદ પછીના સમયની છે. આપણા સૌથી પ્રાચીન સીમાચિહ્ન તરીકે ઐતરેય બ્રાહ્મણનો યુગ ગણીએ તો સત્વત ભોજ લોકોનું રાજ્ય આસરે ૧૦૦૦ વર્ષ સજીવન રહ્યું હતુ. જો ઉત્તર મદ્ર તથા પાણિનિના મદ્ર લોકો એકજ હોય તો, તેઓએ આસરે ૧૩૦૦ વર્ષ નહિ તો ૮૦૦ વર્ષ રાજ ભોગવ્યું હતું. ક્ષુદ્રક તથા માલવ લોકોએ સિકંદરને કહ્યુ હતુ તે પ્રમાણે તેઓએ ઈ. સ. પૂ ૩૨૬ પહેલા ઘણા લાંબા કાળ સુધી સ્વતંત્રતા ભોગવી હતી. માલવ લોકોએ રજપૂતાનામા આસરે ઈ. સ. ૩૦૦ સુધી અમલ ચલાવ્યો હતો, એટલે આસરે ૧૦૦૦ વર્ષ સુધી એમણે સ્વતંત્ર જીવન ગાળ્યુ હતુ. એજ પ્રમાણે યૌધેયોનુ પણ હતુ. લિચ્છવિ લોકોનો ઇતિહાસ સંપૂર્ણ સહસ્ર વર્ષનો મળે છે. આ પ્રમાણે હિંદુ પ્રજાસત્તાક રાજ્યોનું જીવન નિયમન કરનારા સિદ્ધાત સર્વ પ્રકારની કસોટીમાંથી સફળ રીતે પસાર થયા હતા.

પણ સાધારણ રીતે જોતા હિંદુ પ્રજાસત્તાક રાજ્યો વિસ્તારમા મોટા નહોતાં. અગર જો એમાંના ઘણા યુરોપના પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યો કરતા મોટા હતા, છતાં માલવો, યૌધેયો તથા બીજા થોડાઓના રાજ્યો સિવાય એ સઘળા અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ તથા ચીન જેવા આપણા હાલના સમયના વિશાળ પ્રયોગોની સરખામણીમાં અતિ સૂક્ષ્મ હતા.

રાજ્યનો આટલો નાનો વિસ્તાર એજ રાજનીતિ શાસ્ત્રની મૂળ નબળાઈ હતી. જે રાષ્ટ્રો અને રાજ્યો વિસ્તારમા નાના રહે છે તેમને તેમનો ગમે તેવો પ્રભાવ પડતો હોય છતા ટકી રહેવા દેવામા આવતા નથી. મોટા રાજ્યોની લોભી વૃત્તિ ઉત્તેજીત થતા તેઓ નાના રાષ્ટ્રોને હોઇઆ કરી જતા. પ્રબળ સામ્રાજ્યો તથા મહાન વિજેતાઓના સપાટામાથી બચી જવા પામેલા માલવ તથા યૌધેય લોકોના રાજ્યોનો મુલક વિસ્તીર્ણ હતો. લિચ્છાવિ અને મદ્ર લોકોની માફક એમણે પોતે સર કરેલા વિશાળ પ્રદેશ ઉપર પોતાના કાયદા ચલાવ્યા હશે અને ત્યાની પ્રજાને પોતે જે હક્કો ભોગવતા તે હક્કો આપ્યા હશે.[૧] એમના રાજ્યના મોટા વિસ્તારને લઇને તેઓ એમના આરંભકાળમા જે નાના નાના રાજ્યો એમના સમકાલીન હતા તેમના જેવા દુર્ભાગ્યમાથી છટકી જવા પામ્યા હતા.

મહાભારત જણાવે છે કે અરાજક રાજ્યો સહેલાઇથી જીતી શકાય એવા હતા; એમની અને કોઈ બળવાન દુશ્મન વચ્ચે અથડાઅથડી થતા વળી ન જઇ શકે એવા લાકડાની માફક તેઓ તુટી જતા. ખરેખર લોકસત્તા અનુભવતા સઘળા પ્રજાસત્તાક રાજ્યોની આવીજ સ્થિતિ હતી. એક વખત એ રાજ્યો જીતી લેવામા આવતા

૧. મહાભાષ્ય ર, ર૬૬ માંના मालवक્ક રૂપથી આ સ્થિતિનું સૂચન થાય છે. અર્થશાસ્ત્રમાં लिच्छिविक તથા मद्रक અને રુદ્રદામનમા माद्रक એ રૂપો મળે છે.

રાજ્યોનો આખો સમૂહ આખરે છિન્નભિન્ન થઈ ગયો એ વિશે ઉલ્લેખ છે. અજાતશત્રુ સામે લિચ્છાવિઓના રાજકીય સમૂહની ક્ષણિક હાર થતા બૌદ્ધ પરપરામા જણાવવામા આવ્યુ છે કે આવા મતભેદને લઇને સભા મેળવવાનો ઘંટ વાગતા લિચ્છવિ લોકો રાજ-સભામા આવતા અટકયા હતા, કેટલાક પ્રસંગમા રાજદ્વારી પુરુષોમા બે વિરુદ્ધ પક્ષ પડી જતા. આ રૂપે ઉભી થતી મુશ્કેલી શ્રીકૃષ્ણએ કરેલી ફરીઆદમા સચોટ રીતે વર્ણવવામા આવી છે. 'આહુક અને અક્રૂરની બાબતમા જણાવવાનું કે, જો તેઓ કોઈ વ્યક્તિની તરફદારી કરતા હોય તો તે શખસ માટે આના કરતા વધારે પીડાકારી બીજુ કંઈ હોઈ શકે નહિ; જો તેઓ કોઇની તરફદારી કરતા ન હોય તો તે રીતે પણ તે શખસ માટે આના કરતા વધારે પીડાકારી બીજુ કંઈ હોઇ શકે નહિ, હુ એમાના કોઈપણ પક્ષની વરણી કરી શકું નહિ. આ બેઉની વચમા મારી સ્થિતિ એક બીજા સામે હોડ રમતા બે જુગારીઓની માતા જેવી છે; એમા એક જીતે અને બીજો હારે એમ મા કદી પણ ઇચ્છે નહિ.'

મહાભારતમાં જણાવ્યુ છે કે પ્રજાસત્તાક રાજ્યોને જે ખરો ભય પ્રજાના માહોમાહેના કલહથી ઉત્પન્ન થતો તેના પ્રમાણમા બહારના દુશ્મનોનો ભય કંઇ વિસાતમા નહોતો.

કલહને લઇ ગણ છિન્નભિન્ન થઇ ગયા. આ ઉપરથી ઉપર જણાઈ ગયા તે પ્રમાણે આપણે સમજી શકીએ કે કેટલીક વખત કાવાદાવા ચાલતા નવા રાજ્યો સ્થપાતા. આ પ્રમાણે નવા રાજ્યોનો નાનો વિસ્તાર, એ વિસ્તારમા પણ વિશેષ ઘટાડો થવાની પ્રવૃત્તિ, ગણનીતિજ્ઞો વચ્ચે ચાલતી અદેખાઇ અને સ્પર્ધા, જાહેર ભાષણમા અનહદ છૂટ, આ સઘળા હિંદુ પ્રજાસત્તાક રાજ્યબંધારણને મુખ્યત્વે કરીને નબળા પાડનારાં તત્વો હતા એમ લાગે છે.



## પ્રકરણ ૨૧ મું

## જાતિય દષ્ટિએ પ્રજાસત્તાક રાજ્યોની સમાલોચના.

ગણના તુલનાત્મક અધ્યયન તથા વર્ગીકરણનો સવાલ મી. વિન્સેન્ટ સ્મિથ જેવા ગ્રંથકારે પોતાના તા. ૨૫ મી નવેમ્બર ૧૯૧૭ ના પત્રદ્વારા ઉપસ્થિત કરેલો હોવાથી ગણના અભ્યાસી તરીકે એ બાબતની ચર્ચા કરવાની હું મારી ફરજ સમજું છું.

મી. સ્મિથ એવો અભિપ્રાય ધરાવે છે કે આ ગણ તિબેટના લોકાની પેઠે-મૂળે મંગોલીઆના લોકોમાંથી ઉદ્ભવ્યા હતા. એ લખે છે કે "ઈ. સ. ની આરંભની સદીઓ સુધી તો હિંદુસ્તાનની પ્રજા તિબેટના લોકોને મળતી આવતી હતી. એ થોડા ચપટા નાકવાળા હતા. આ સંબંધમાં ભરહુત તથા સાન્ચીના સ્તૂપ જોવાથી ખાતરી થશે. એટલું તો નક્કીજ છે કે લિચ્છવિ લોકો આવા હતા. વળી પહાડી મુલકમાં વસતા લોકોના રીતરીવાજ ઉપરથી ગણનો વહીવટ કેવી રીતે ચાલતો તે જાણવાનું સૌથી સારૂં સાધન મળે છે. મારા ધારવા પ્રમાણે બન્ને બુદ્ધ અને મહાવીર મુખ્યત્વે કરીને અર્દ્ધ-મંગોલીઅન જાતના પહાડી મુલકમા વસનારા હતા. તેઓએ પોતાની શિક્ષણ પદ્ધતિમાં મેજિયન રીતનું અનુકરણ કર્યું હતુ તેથી આ વિચારને કંઇ બાધ આવતો નથી. તમે જેમ કરવા ધારો છો તેમ મારા વિચારનો ઉલ્લેખ કરશો તો મને કંઇ હરકત નથી."

થોડીક હકીકતો એવી મળી આવી છે કે તેથી આ વિચારને પુષ્ટિ મળતી હોય એમ માનવામા આવે છે, અને તેથી આપણે પ્રથમ એ હકીકતોનો વિચાર કરીશું. કેટલાક ભિન્નભિન્નસમયનાં પ્રજાસત્તાક નાણાં હિંદુસ્તાનની ખીણુમાં આવી રહ્યાં હતા. અને મી. ઈ. જેય.

વૉન્ગે પ્રકાશમા આણ્યા પ્રમાણે ' સવગણ થતા રાજ્તન્ન પ્રાચીન રૂપ ચુમ્બિની ખીણમા મળી આવે છે ' મી વાલ્ડો વર્ણવેલી હકીકતનો ઉલ્લેખ મી સ્મિથ ઇન્ડીઅન એન્ટીકવરી ( ૧૯૦૬ પા ૨૯૦ ) મા કરે છે પરંતુ મી. વૉન્ગનું અસલ નિવેદન એની પાસે ન હોવાથી તેમજ એણે પોતાની માહિતી ઇછ છાપા ઉપરથી મેળવેલી હોવાથી એમની હકીકત સર્વાશે ખરી ન હોય. મી. વૉન્ગના જણાવ્યા પ્રમાણે દર ત્રણ વર્ષે ગામડીઆઓ ઠગવેલી જગાએ એકઠા મળતા અને ખીણના તે વિભાગના પ્રતિનિધિરૂપે સ્થાનિક અધિકારમા અધ્યક્ષ તરીકે સાથે મળી વહીવટ ચલાવતા તે ડૉંગકુઓને ગામડાના પોતે ચુટી કહાડેલા મુખીઓની યાદી આદર કરતા એ યાદીમાથી હવે પછી કાગકુ તરીકે કામ કરવાને સૌથી લાયક જણાતા એવા ચાર શખસોના નામો આ ડૉંગકુઓ પસંદ કરતા આ પ્રમાણે તેઓએ જે ચાર શખસોને પસંદ કર્યા હોય તેમાના દરેક માટે તેઓ નણ પાસા નાખતા એમનામાથી જેમને નામે વધારેમા વધારે દાન પડતા તેઓ હવે પછી ત્રણ વર્ષ સુધી સત્તા ભોગવવા માટે ડૉંગકુ તરીકે ચુટી કહેવાતા તે સ્થળના અધિષ્ઠાનના પવિત્ર મનાતી પથ્થરની વેદી આગળ ડૉંગકુના ઓહ્દાના ચિહ્ન તરીકે ગણાતો કુંડો મુકીને આ ક્રિયા કરવામા આવતી નવા ચુટી કહાડવામા આવેલા ડૉંગકુ તરતજ ઓહ્દા ઉપર દાખલ થતા નથી અગીઆરમા માસમા બીજી ક્રિયા થયા પછી અને પથ્થરની વેદી ઉપર એક યાકનો ભોગ આપ્યા પછી તેઓ ઓહ્દા ઉપર આવતા નવા ડૉંગકુઓ લોહીથી તરબોળ થએલા યાકના શરીર ઉપર હાથ નાખી ભોગ અપાએલા યાકના સોગન ખાતા કે તેઓ પોતાના પુત્ર તથા દુશ્મન વચ્ચે પણ ન્યાયની દૃષ્ટીએ વહીવટ કરશે ડૉંગકુઓ કહેતા કે તેઓ ગીમેટના રાજતંત્ર પાસેથી પોતાનો અધિકાર મેળવતા હતા નહિ પણ સ્થાનિક અધિષ્ઠાનની કૃપાથી મેળવતા હતા ટુંકમા તેઓને એ દેવ પાસેથી એમનો કુંડો મળેલો હતો અને હમેશા તેની કૃપાથી તેઓ

સત્તા ચલાવતા હતા. મી. વૉલ્શ કહે છે કે, "આ પ્રમાણે રાજ્યતંત્ર ઇશ્વરી આજ્ઞાથી ચલાવાતું એટલુંજ નહિ પણ સાથે સાથે ચુંટણીનું તત્વ તેમાં આમેજ થયું હતું."

ઇન્ડીઅન એન્ટીક્વરીમાંની પોતાની નોંધમાં મી. વિન્સેન્ટ સ્મિથ, આ પ્રમાણે અભિપ્રાય દર્શાવે છેઃ "મને હવે એવું વચન પ્રાપ્ત થયું છે કે તે ઉપરથી સુચન થાય છે કે યૌધેયોનાં જેવાં જાતિય રાજ્યબંધારણ મૂળ ટિબેટમાંનાં રાજ્યબંધારણ ઉપરથી ઘડવામાં આવ્યાં હોય." વળી, "પ્રાચીન હિંદુસ્તાનનાં જાતિય રાજ્યબંધારણના દૃષ્ટાંત માટે, મી. વૉલ્શના લેખમાંથી લીધેલું આ થોડું અવતરણ પુરતું છે, કેમકે આવાં બંધારણની કંઇ વિશેષ વિગત મળે એવી કાંઇપણ નોંધ ઉપલબ્ધ નથી." યૌધેય લોકોને ટિબેટના લોકો તરીકે ઓળખાવવા માટે પુરાવો ગણી શકાય એવી કંઇપણ હકીકત આપવા પ્રયત્ન થએલો ન હોવાથી, હિંદી બંધારણની વિગતોમાં પડેલો ખાડા પુરવા માટે ટિબેટનું દૃષ્ટાંત શા સારૂ લેવું જોઇએ એ સમજવું મુશ્કેલ છે. હિંદી રાજ્યબંધારણને લગતી કંઈ વિગત સને ૧૯૦૬ માં જાણમાં આવી નહોતી તેથી શું ટિબેટમાંથી આણેલી હકીકતથી ખાડો પુરવાનો હતો? હવે જેમ જેમ વિગતો જાણમા આવતી જાય છે તેમ તેમ એટલું સ્વીકારવામાં આવશે કે કૅાંગડુના ચુંટી કહડાયા પછીના અગીઆરમા મહિનામાં ચુમ્બિની ખીણમાં જે ક્રિયા કરવામાં આવતી તેની તથા ઐતરેય બ્રાહ્મણમાં પ્રજાસત્તાક અધિકારીના અભિષેકની જે ક્રિયા વર્ણવી છે તેની વચ્ચે સહજ પણ સામ્ય નથી. જે રાજ્યો હિમાલયની નજદીકમાં હતાં અને જેમાં વૈરાજ્ય અભિષેક કરવામાં આવતો તેની તથા ચુમ્બિની ખીણમાંના યાકનો ભોગ આપનારાં રાજ્યો વચ્ચે અતિશય મોટો અંતર છે. યૌધેયોની રાજસભા અથવા ગણ, તેમના મન્ત્રધર, તેમનો ચુંટાએલો પ્રમુખ, એ સર્વને મળતું આવે એવું ચુમ્બિની ખીણમાંના ઇશ્વરી આજ્ઞાનુસાર ચાલતા રાજતંત્રમાં કંઈ પણ નથી.

જુની પ્રતિમાના સબંધમા, ગણુ તરફથી એવુ કઈ પણ પ્રતિપાદન કરવામા આવ્યુ નથી કે સાન્ચી અને ભરહુતના સ્મારકોમા પ્રજાસત્તાક રાજ્યોમા પ્રચલિત કળાનો તાદૃશ્ય અનુભવ થાય છે. આ કારણને લઈ આ પ્રશ્નની ચર્ચા કરવાનુ વાજબી રીતે અસ્થાનેજ ગણાય. એમ છતા મને એવો સંશય લાગે છે કે સાન્ચી તથા ભરહુતની આકૃતિઓની છબીઓ ઉપરથી મી. સ્મિથે પોતાના અનુમાન દોર્યા હોય. આ આકૃતિઓના નાક ઉપર વર્ણવેલા તથા પ્રતિમા ભંગની નિશાનીઓ ખાસ કરીને જણાઇ આવે છે. વિશેષમાં, આમાની ઘણી આકૃતિઓ પરદેશીઓ તથા જંગલી લોકોના તથા ભૂતપ્રેતોના સ્વરૂપ દેખાડવા માટે યોજાએલી જણાય છે, અને તેથી તેમના મોઢાની રેખા જાણી જોઇને અભ્યાસપૂર્વક હિંદુને મળતી નહિ આવે એવી બનાવવામા આવી છે. દરેક સ્થાને ફરી ફરીને જણાતી યક્ષ યક્ષિણીઓની આકૃતિઓ આના દાખલા તરીક યોગ્ય રીતે લેખી શકાય. આપણુ આખા વાઙ્મયમા યક્ષ તથા યક્ષિણીઓ ઉપર પૌરાણિક તેમજ લોક કથાઓ, કવિતા તેમજ કલ્પિત વાતો જોડાઇ છે, હમેશા તેઓનો સબંધ હિમાલય પર્વત સાથે જોડાએલો ગણાયો છે, અને તેઓ પરદેશના વતની હોવા ઉપરાત પીડાકારી હોવાનુ માનવામા આવ્યુ છે. હવે જો હિમાલય પર્વતમા વસનારા લોકોના નાક ચપટા હોય એ પ્રમાણે તેમની આકૃતિઓ કહાડવામા આવે તો તે માટે ધન્યવાદ કળાકારને ઘટે છે, પણ જો પ્રતિમા કહાડનારને તેણે જેની પ્રતિમા કહાડી હોય તેની સાથે મળતો આવતો બતાવવાની, ઉગ્રપાપને સદ્ગુણની પંક્તિએ મુકવાની, તજવીજ થાય ત્યારે આ સમાલોચનાની કંઈ કિંમત આકી શકાય નહિ. પટનામા શોધી કહાડવામા આવેલી સ્ત્રીની આખા કદની પ્રતિમા લઇએ તો આ બાબત વધારે સ્પષ્ટ થાય છે. ભરહુતની યક્ષિણી કુરૂપ, જડ, અને બીભત્સ જણાય છે. ત્યારે થોડાજ સમય ઉપર શોધી કહાડવામા આવેલી પ્રતિમા જે પ્રમાણે હોઈ શકે તે પ્રમાણે સંપૂર્ણ રીતે આર્યન સ્ત્રીને મળતી આવે છે,

અને તેનું સુંદર નાક, નાની હડપચી તથા આર્યન લોકોના જેવું માથું, ટુંકમાં પદ્યાત્મક વિભંગ, સ્પષ્ટ જણાઇ આવે છે. માતા જેવા લેખાતી સ્ત્રીની જે પ્રતિમા રાજદરબારમાં શોભી રહેતી તથા જેનાથી તે ડરતી હોય એમ અંધારામાં લોકો ઠગાતા ( જાતક ૬. ૪૩૨ ) તે પ્રતિમાનો પ્રકાર આને મળતો આવે છે. એક દેશીય આકૃતિના પ્રતિમા રૂપે છે ત્યારે બીજી પરદેશી આકૃતિના દાખલા તરીકે છે. અન્યદેશીય પ્રતિમાનાં વિચક્ષણ લક્ષણને વિશેષ અગત્યતા આપવાની હિંદી કલાકારોની વૃત્તિ સ્પષ્ટ જણાઈ આવે છે. પોતાના જેવા જે માણસને હિંદી કલાકાર હમેશાં જોતો તે પ્રત્યે તેને કે તે સમયની સમાજને ખાસ અનુરાગ કે સ્નેહ ઉત્પન્ન થતો નહિ, પરંતુ વિદેશીય ગ્રામ્યતા, અસામાન્યતા, વામનસ્વરૂપ કેસરીસ્વાર, સર્પ પુરુષ, સર્પ સ્ત્રી, યક્ષ, એબીસિનિયન, તથા પરદેશી તોફાની ગુલામ તરફ એમનું વિશેષ લક્ષ જતું. પ્રસંગવશાત સાન્ચી અથવા ભરહુતનો શિલ્પિ પોતાના રાજન રાણીઓની, સ્ત્રીઓ તથા બાળકોની, સાધુઓ તથા ઝાડોની, ધર્મપરાયણ હસ્તીની તથા શસ્ત્રક્રિયા કરતા વાંદરાની આકૃતિની રૂપરેખા કહાડવા માટે છે ત્યારે આ તુલનાત્મક ચર્ચાનું તેને પૂર્વજ્ઞાન થયું હોય એમ લાગે છે. આ પ્રતિમાઓમાં ચપટું નાક, બહાર નીકળી આવતાં ગાલનાં હાડકાં, અથવા બીજું કંઈ અન્યદેશીય તત્વ બતાવી આપવા માટે કોઇને પણ આવાહ્ન કરવા હું હિમ્મત કરું છું.[1]

---

૧. સ્પષ્ટ રીતે ઉપસાવેલાં કોતર કામવાળી આમાની ઘણી આકૃતિઓ બીજા લોકોએ દોરેલા ચિત્રો ઉપરથી તૈયાર કરવામાં આવેલી જણાય છે, અને વિદિશાના દાંતનું કોતરકામ કરનારાઓએ ઘડેલી આકૃતિ માટે વપરાએલી દારકર્મ સંજ્ઞાથી એ બીનાનું સૂચન થાય છે. આવે પ્રસંગે ઉપર વાપરેલો શિલ્પિ શબ્દ યોગ્ય નથી.

આ વિષયમાં પ્રો. ગ્રુનવેડલનાં અનુમાનો તરફ મારા મિત્ર મી. માનંદે મારૂં ધ્યાન ખેંચ્યું છે. એ અનુમાનો આ પ્રમાણે છે:—

"હિંદુસ્તાનમાં સાથે સાથે વસતા ભિન્નભિન્ન લોકો એક બીજાથી ખાસ કરીને શારીરિક બંધારણથી ઓળખાઇ આવતા; અશોકના સમયમાં

'છેક ઇસીસનના શરૂઆતના સૈકાઓમા પણ' હિંદુસ્તાનની વસતીનો મળ આધાર મંગોલીઆની વસતી ઉપર હોવા માટેના કરવામા આવતા સામાન્ય સૂચનના સંબંધમા ગમે તેટલા 'કદાચ એમ હોય' એવા વચન અથવા અનુમાનોથી મારા મનનુ અથવા જે કોઇએ મહાભાષ્યમા એમ વાચ્યુ હશે કે 'હજી પણ બ્રાહ્મણો ખુબસુરત આંખવાળા તથા ગોર કેશવાળા હતા,' તથા જે કોઇએ ગોપથ બ્રાહ્મણમાં એમ વાચ્યું હશે કે 'વૈશ્ય લોકો હજીપણ શુક્લ અથવા ગૌરવર્ણના હતા' તથા જે કોઇએ ધર્મશાસ્ત્રમા એમ વાચ્યુ હશે કે શૂદ્ર સ્ત્રી હજી દેશની 'શ્યામ સુંદરી' ગણાતી હતી તેના મનનું સમાધાન થઇ શકશે નહિ. આપણે આગળ જોઈ ગયા છીએ તેમ પ્રજાસત્તાક રાજ્યોમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર લોકો વસતા હતા. ગ્રીક લોકોએ એમને જોયા હતા અને પોતાના દૃષ્ટિબિંદુથી તેમનાં

---

એશિઆના ઉત્તર પ્રદેશોમાંના લોકો સાથેના સંસર્ગથી નવાં રૂપ દૃશ્ય થયા હતા, અને તેથીજ દાખલા તરીકે, સાન્ચીના દરવાજા ઉપરના પાડેરવારોના ટોળાઓમાં અન્યદેશી પ્રજાઓની આકૃતિ કહાડના પ્રયત્ન થએલો જણાય છે.

પૂર્વ તરફના દરવાજા ઉપર, દાખલા તરીકે, કાલ્પનિક અન્યદેશી પ્રજાઓ ઉપરાંત એ આકૃતિઓને સીંગડાવાળા સિંહ ઉપર સ્વારી કરતી દેખાડવામા આવી છે. એમાંનું એકનું માથું આર્ય લોકોના માથા જેવું નથી એમ સ્પષ્ટ માલમ પડે છે; જાડા ઉનના જેવા ગુંચવાએલા સીધીના જેવા વાળ તથા આખા માથાના જાડ અને ખડબચડા ઘાટથી કોઇને પણ અચંબો લાગે; આ આકૃતિના હાથમાં દ્રાક્ષનો ઝુમખો આપવામાં આવ્યો છે......ઘેટા, સાંઢણી તથા સિંહ ઉપર સ્વારી કરતી આ સઘળી આકૃતિઓ હાથીઓ ઉપર સ્વારી કરતા હિંદુઓની આકૃતિથી વિશિષ્ટ રીતે જુદી પડે છે.....

સાન્ચીની બીજી ઉપસાવેલાં કોતરકામવાળી આકૃતિઓની ઘણી મોટી સંખ્યા હિંદુ નમુનાને મળતી આવે છે. એમા લાંબુ માથું, સર્વ રીતે ગોળાકાર મોઢું, મોટી આંખો તથા જાડા હોઠ જણાઇ આવે છે. ભરહુતમાં પણ એજ પ્રકાર છે પણ ત્યાં આકૃતિઓ વધારે કઠોર જણાય છે." Buddhist Art in India, Translated by Burgess.

શારીરિક બંધારણની પ્રશંસા કરી હતી. ચપટાં નાકનાં તેઓએ કદી પણ વખાણ કર્યાં હશે નહિ. તુલનાત્મક વિવેચન હોય કે હિંદુસ્તાનને લગતી વિદ્યા હોય છતાં તે તે સંબંધમાં થોડાં પ્રમાણો અનુમાનથી દોરેલાં ખાંડીબંધ સિદ્ધાંતો કરતા વધારે મહત્વનાં મનાય છે.

પ્રથમ પૂર્વ દેશીય વિષયોમાં રસ લેનારા પંડીતોએ જે લિચ્છવિ લોકોનું પ્રજાસત્તાક રાજબંધારણ ધ્યાનપૂર્વક નિહાળ્યું હતુ તેજ લોકો તરફ તેમનું ભારે ધ્યાન ખેંચાયુ હતું અને તેમને વિશે વધુ માહિતી મેળવવા તેમને જિજ્ઞાસા થઈ હતી, અને પરિણામે ભિન્નભિન્ન પ્રકારનાં તર્કો દોડાવવામા આવ્યા હતાં. મી. વિન્સેન્ટ સ્મિથે ‘ લિચ્છવિ લોકો અને ટિબેટન લોકો વચ્ચે સામ્ય ’ એ વિષય ઉપર ટુંકો નિબંધ લખી કહાડયો હતો ( ઇન્ડીઅન એન્ટીક્વરી ૧૯૦૩ પા. ૨૩૩-૩૫). મી. વિન્સેન્ટ સ્મિથના ઇતિહાસની ત્યારપછી પ્રસિદ્ધ થએલી આવૃત્તિઓમા આ નિબંધ માટે ઉલ્લેખ આવે છે, અને આ નિબંધનાં દર્શાવેલી બાબતોનું તેમા પરિપૂર્ણ રીતે સમર્થન કરવામા આવ્યું છે એમ બીજાઓ માને છે.

મી. સ્મિથ પોતાના સિદ્ધાંત માટે નીચેની બાબતો ઉપર આધાર રાખે છેઃ—પ્રથમ તો માણસના મૃત શરીરને ખુલ્લા મુકી રાખવાની લિચ્છવિ લોકોની ધારવામા આવતી રીત, કેમકે એના કહેવા પ્રમાણે ટિબેટમાં એવી રીત ચાલુ છે; અને બીજું લિચ્છવિ લોકોની ન્યાયાધીશીમાં કામ ચલાવવાની રીત, કેમકે એના ધારવા પ્રમાણે આ રીત ટિબેટમા ચાલતી રીતને ઘણી સચોટ રીતે મળતી આવે છે. આ બન્ને પ્રમાણોની તપાસ કરતાં જણાય છે કે ‘ પ્રાચીન સમયમાં વૈશાલીના લિચ્છવિ લોકોની રૂઢિ ’ અનુસાર મૃત શરીરને ખુલ્લા રાખવામાં આવતા એ બીના માત્ર આડે રસ્તે ચડી ગએલી કલ્પનામાંથી ઉપજાવી કહાડેલી છે, અને વિશેષમા સરખાવવામા આવતી ન્યાયાધીશીમાં કામ ચલાવવાની બન્ને રીત કોઈપણ પ્રકારે એક બીજાને મળતી આવતી નથી.

મી. સ્મિથ ચીનાઓમા ચાલી આવેલી દંતકથા ઉપર આધાર રાખે છે કે, શ્રી ભગવાન બુદ્ધે વૈશાલીમાં ઝાડોના ગુચ્છ હેઠળ સ્મશાન જોયું હતું, અને ઋષિઓ તરફથી તેનુ વર્ણન આ પ્રમાણે સાભળ્યુ હતુ:–"એ સ્થાનમા પુરૂષોના મૃત શરીરને ખુલ્લા મુકી દેવામા આવતા કે જેથી પક્ષીઓ તેનુ ભક્ષણ કરે; અને તમે જુઓ છો તેમ અહીં તેઓ મરી ગએલા માણસોના ધોળા હાડકા એકઠા કરી સીંચે છે; અહીં વળી તેઓ મુડદા બાળે છે અને હાડકાંના ઢગલા કરી તેને જાળવી રાખે છે. વળી તેઓ મૃત શરીરને ઝાડ ઉપર લટકાવે છે; વળી બીજા જેઓ કપાઈ મુઆ હોય અને જેમને સગાં સંબંધીઓએ મારી નાખ્યા હોય તેઓ કદાચ પાછા સજીવન થાય એવી બીકને લઇને તેઓને પેલી બાજુએ દાટયા છે; આ ઉપરાત બીજાઓને પેલી બાજુએ જમીન ઉપરજ રહેવા દેવામા આવ્યા છે કે જેથી બની શકે એમ હોય તો તેઓ પોતાનાં આગલાં સ્થાને પાછા જઈ શકે".[૧] સવિસ્તર ઉતારી લીધેલા આ ફકરા ઉપર મુએલાને ખુલ્લાં રાખવામાં આવતા હોવાનો આખો સિદ્ધાંત ઘડાયો છે, અને એના આધારે લિચ્છવિ લોકો મૂળ ટિબેટમાંથી આવેલા હોવાનું અનુમાન મિ. સ્મિથ દોરે છે. ભગવાન બુદ્ધના સમય પછી આસરે ૧૦૦૦ વર્ષ ઉપર ચીનમાં ચાલતી દંતકથામાથી આ ઉતારો કરવામા આવ્યો છે, અને તે કારણે સમકાલીન વિગત માટેનાં ઐતિહાસિક પ્રમાણ તરીકે તે નિર્થક છે. એમ જતાં, જે સંબંધમાં આ ફકરો આવે છે તે જોતાં એ ફકરો નિર્દોષ છે. સંસ્કૃત વાઙ્મયમાંના પ્રતિષ્ઠિત નાટકો તથા ધર્મપરાયણ હિંદુઓના ચાલતા આવેલા સામાજિક તથા ધાર્મિક રીતરિવાજોની જેમને માહિતી છે તેમને આ ફકરાનો અર્થ, નૈસર્ગિક રીતે, જુદોજ જણાય છે. નમુનારૂપ સ્મશાનનું અહીં માત્ર વર્ણન છે. કેટલેક પ્રસંગે, ધર્મશાસ્ત્રમાં કરવામાં આવેલી આજ્ઞા મુજબ, કોઈ મુડદું બાળી શકાતું

૧ Beal, Romantic Legend of Sakya Buddha, p. 159

એ બન્નેની સરખામણી કરશે તો માનમ પડશે - એ માનનામા આનતુ 'સામ્ય' 'જેવાનુ' અશક્ય છે ઉપર વર્ણવેલી નિન્ઠાર્ન લોકોની કામ કરવાની રીતનો ઉદાહરણમા આવેલો અર્થ તથા મહાભારતમા વર્ણવેલી ગણુની કામ કરવાની રીત સાથે કરવામા આવેલી

---

નિષ્ણાત ) પાસે મોકલી આપે છે. તેઓ પણ એની બાબતમાં તપાસ ચલાવી તે એ નિરપરાધી ઠરે તો એને છોડી મુકે છે પણ જો એ અપરાધી હોય, તો સુત્તધરા ( સુત્તનુ રક્ષણ કરનારા ) નામના ત્રીજા અમલદારો પાસે એને મોકલી આપે છે. તેઓ પણ એની બાબતમા તપાસ ચલાવે છે અને જો એ નિરપરાધી હોય તો એને છોડી મુકે છે, પણ જે અપરાધી હોય તો, તેઓ એને અટ્ઠકુલક્ક પાસે મોકલી આપે છે તેઓ પણ આવીજ રીતે કામ ચલાવીને તેને સેનાપતિ (મુખ્ય પ્રધાન) પાસે મોકલી આપે છે. એજ પ્રમાણે તેને ઉપરાજ (ઉપરાજ) પાસે અને રાજા પાસે મોકલવામા આવે છે એ બાબતમા તપાસ કરીને જો તે નિરપરાધી હોય તો રાજા તેને છોડી મુકે છે, પણ જો તે અપરાધી ઠરે તો તે પવેનિ પથ્થક (આગળના દાખલા અથવા રૂઢિના પુસ્તક) ઉપર વિચાર ચલાવે છે તેના લખ્યું છે કે, જો કોઇ અમુક પ્રકારનો ગુન્હો કરે તેને અમુક જાતની શિક્ષા કરવામા આવે છે એ ગેરને ગુન્હેગારના અપરાધનો પ્રકાર તપાસી રાજા યોગ્ય શિક્ષા ફરમાવે છે" (જરનલ ઓફ ધી રાયલ એશિઆટિક સોસાયટી ઓફ બેંગાલ, ૧૮૩૮, ૧, ૯૯૩-૪).

આ ઉપર વિવેચન કરતા મી સ્મિથ જણાવે છે કે

"કામ ચલાવવાની આ ગુંચવણ ભરી રીતમા આઠ તબક્કા આવે છે - જેમ કે —

૧ કેદીને પકડવો તથા તેને રાજકર્તા આગળ હાજર કરવો
૨ વિનિચ્છિય મહામત્ત તરફથી તપાસ.
૩ વોહારિકા ,, ,,
૪ સુત્તધરા ,, ,,
૫ અટ્ઠકુલક્કા ,, ,,
૬ સેનાપતિ આગળ રજુઆત
૭ ઉપરાજા ,, ,,

સરખામણી વગેરે તપાસી ધ્યાનમાં રાખવી. નિયમિત રીતે સર્વ ગણો જે નિયમો સામાન્ય રીતે પાળતા હતા તે ઉપર લિચ્છવિ લોકોની કામ ચલાવવાની રીત ઘડાઈ હતી.

કેટલાક એવા સંજોગો છે કે જે ધ્યાનમાં લેવામાં આવે તો લિચ્છવિ લોકો હિંદુ હતા એ બાબત શક રહેતો નથી. બન્ને

---

૮ રાજાનો છેવટો નિર્ણય. એણે શિક્ષા કરતી વખતે કરેલા લેખી નિયમો લક્ષમાં રાખવા પડે છે.

બાબુ શરતચંદ્રદાસના જણાવ્યા પ્રમાણે (Proceedings of Asiatic Society of Bengal, 1894, p 5) તિબેટની કામ ચલાવવાની રીતના તબક્કા પણ આને મળતા આવે છે:—

૧. ગુન્હેગારને પકડવામાં આવે છે, અને કેદખાનામાં મોકલવામાં આવે છે.

૨. તેના ઉપર દેખરેખ રાખવામાં આવે છે, તેની તરફ દયાથી વર્તવામાં આવે છે, અને નરમાશથી તેને સવાલ પુછવામાં આવે છે.

૩. સવાલો સાર્વત્રિક પણ બારિકાઈથી એને પુછવામાં આવે છે અને એના જવાબો નોંધી લેવાય છે. આને જમ્તિ કહે છે.

૪. વારંવાર સખતાઈથી એની તપાસ ચાલે છે અને થોડી થોડી વારે એને ફટકા મારવામાં આવે છે આને શાન-દિ કહે છે

૫. જો તે ખરી અથવા ખોટી કોઈપણ પ્રકારની કબુલાત કરે છે, તો વિશેષ લંબાણ તપાસ ચલાવવામાં આવે છે, વારંવાર એને ફટકા મારવામાં આવે છે, અને જુદા જુદા પ્રકારની યાતનાઓ તેને ભોગવવી પડે છે.

૬. જે મુકદ્દમો ગંભીર પ્રકારનો હોય અને રાજતંત્ર પક્ષકાર હોય, તો તેને કેશન્ગ એટલે પ્રધાનની ન્યાયાધીશી આગળ લઈ જવામાં આવે છે.

૭. આ ન્યાયાધીશો ગ્યાલ-શબ (Regent) ને સૂચના આપે છે કે ઠરાવમાં દર્શાવેલી ત્રણમાંની એક શિક્ષા માન્ય રાખવી. આ ન્યાયાધીશી દેશમાં સર્વથી ચઢીઆતી છે.

૮. ક્વચિત જ આમાં એકાદ વાર આ શિક્ષા ઘટાડે છે, તેનો પ્રકાર બદલે છે અથવા તેને ફરી તપાસે છે.

પ્રધાનોની ન્યાયાધીશી તરફથી સૂચવવામાં આવેલી ત્રણ શિક્ષામાંની એક પસંદ કરવા સિવાય રીજન્ટને વધારે અખત્યાર નથી.” વિ. સ્મિથ ઇન્ડીયન ગેઝેટીઅર, ૧૯૦૩ પા. ૨૩૫.

વિદેહ તથા લિચ્છવિ લોકોને વૃજિની સામાન્ય રાષ્ટ્રિય ઉપાધી લગાડવામા આવતી. બીજી રીતે કહીએ તો એકજ રાષ્ટ્રની બે જુદી શાખા તરીકે એ લોકો હતા. કોઇપણ જોખમદાર માણસ એમ સૂચવવાની ધૃષ્ટતા કરશે નહિ કે વિદેહ લોકો પણ ટિબેટમાથી ઉતરી આવ્યા હતા. વૈદિક સમયના વિદેહ લોકોએ ઉત્તર બિહાર પ્રાંતમા પોતાનુ વસાહત સ્થાપ્યાની નોંધ છે ( શતપથ ૧, ૪, ૧, ૧૦ ). જો વિદેહ લોકો શુદ્ધ હિંદુ હોય, અને ઉપનિષદના તત્વજ્ઞાનમા તથા શાસ્ત્રીય અધ્યાત્મ જ્ઞાનમા તેઓ નિષ્ણાત હોય, તો એજ રાષ્ટ્રની બીજી શાખા એટલે લિચ્છવિ લોકો જંગલી હોઈ શકે નહિ. લિચ્છવિ લોકો વૈશાલીમાં હતા, અને આપણે આગળ જોયુ છે તે પ્રમાણે પુરાણોમા વિદેહ લોકોની પેઠે વૈશાલ લોકોને વિખ્યાત પામેલા આર્ય રાજકુળ સાથે સંબંધ હોવાનુ જણાવવામાં આવે છે. એ લોકો ' અનભિષિક્ત ' રાજકર્તા નહોતા. આ સંજ્ઞા હિંદુ પંડિતો હિંદુસ્તાનમા હમેશા માટે આવી વસેલા જંગલી લોકો માટે વાપરતા. અંગુત્તર નિકાયમા અન્ય ક્ષત્રિય રાજાઓની પેઠે લિચ્છવિ રાજકર્તાઓને ' અભિષિક્ત ' રાજકર્તાઓ માનવામા આવ્યા છે. જે પ્રખ્યાત સરોવરનું ઘણી સાવધાનીથી રક્ષણ કરવામા આવતુ અને જેમાં ગણ ( પ્રજાસત્તાક ) રાજકર્તાઓનો અભિષેક કરવામા આવતો તેનો ઉલ્લેખ જાતકમા આવે છે. બૌદ્ધ વાઙમયમા એમને સર્વાનુમતે ભલા ક્ષત્રિય તરીકે ગણવામા આવ્યા છે.

વ્યાકરણના નિયમ પ્રમાણે લિચ્છવિ એ નામ લિચ્છુ શબ્દનો સાધિત શબ્દ છે. લિચ્છુ સંસ્કૃતમા લિક્ષુ થાય અને તેનો અર્થ લિચ્છુના અનુયાયીઓ અથવા વંશજો એવો થાય. લિક્ષ્ એટલે ચિહ્ન અને લિક્ષુ એને મળતો આવે છે. આ ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે કંઈ લાક્ષણિક ચિહ્નને લઇને એ નામ યોજાયું હોય. લક્ષ્મણ એ નામ આને મળતું આવે છે. આજે પણ લચ્છુ શબ્દ બિહાર અને દોઆબ પ્રાંતોમા સાધારણ રીતે વપરાય છે. જો

માણસના શરીર ઉપર પ્રત્યક્ષ જણાઇ આવતું કાળું અથવા ભુરૂં લાંછન જન્મથીજ હોય તે માણસ આ નામથી ઓળખાય છે.

લિચ્છવિઓના પાડોસમા રહેલા મલ્લ લોકોને મહાપરિનિબ્બાન સુત્ત (પ. ૧૯)માં વાસિટ લોકો તરીકે ઓળખાવ્યા છે. વસિઠ એ સુવિખ્યાત આર્ય ગોત્રનું નામ છે. વિદેશી રાજ્કર્તાઓ માટે આર્ય વંશાવળી ઘડી કહાડવા માટે જાણુમાં આવેલા ખંધા બ્રાહ્મણોએ મહાપરિનિબ્બાન સુત્ત તૈયાર કર્યું નથી.

શાક્ય લોકોની મૂળ ઉત્પત્તિના સંબંધમા પણ કટલીક ચર્ચા ચઍલી છે. પાલિ ભાષામાંના પ્રમાણભૂત ગ્રંથો એકમતે પુરવાર કરે છે કે શાક્ય લોકો ઐક્ષ્વાક લોકોની શાખા રૂપે હતા વિરૂદ્ધ પક્ષ, એટલે પુરાણો આ હકીકત સ્વીકારે છે. એમાં શ્રી ભગવાન બુદ્ધને તેમજ તેના પિતા તથા પુત્રને ઇક્ષ્વાકુ કુટુંબના ગણવામા આવ્યા છે. મગધના રાજા અજાત-શત્રુ તેમજ શ્રીબુદ્ધના અન્ય સમકાલીનો એને ક્ષત્રિય તરીકે માને છે (મહાપરિનિબ્બાન સુત્ત, પ. ૨૪). નવા પ્રજાસત્તાક રાજ્યોની સ્થાપનાના ઇતિહાસમા તેમજ યોધેય તથા મદ્ર લોકો વિષેની પુરાણોમાંની વિગતોમા આપણે જોઈ ગયા છીએ તેમ રાજ્યનો લોકસમાજ તેના અગ્ર પુરૂષના નામથી ઓળખાતો. શ્રીબુદ્ધ પોતે પણ શાક્ય સમાજનુ આવુંજ મૂળ જણાવે છે (અમ્બઠ્ઠ સુત્ત, ૧૬). એમની મૂળ ઉત્પત્તિનો આ ઇતિહાસ એમને મળતાં આવતાં પ્રજાસત્તાક સંસ્થાનના ઉપલબ્ધ ઇતિહાસ સાથે મળતો આવે છે. આથી એ ઇતિહાસના પ્રમાણનો સ્વીકાર કરવો જોઇએ-કે કોઈ ઐક્ષ્વાકુ રાજાના કુંવરે શાક્ય પ્રજાસત્તાક સમાજ સ્થાપ્યો હતો અને પોતાના નામ ઉપરથી તેનું નામ પાડ્યું હતું.

શાક્ય લોકોનાં બ્હેનો સાથે લગ્ન કરવાના પ્રાચીન અને અપ્રચલિત રિવાજને હસ્તી ધરાવતા હોવાની ચાલતી આવેલી દંતકથા ઉપરથી કેટલાક પંડિતો જાતિના મૂળને લગતાં સિદ્ધાંત ઘડવામાં ભૂલાવામા

પડી ગયા હતા. વૈદિક વાઙ્મય પણ સ્વીકારે છે કે આવો પ્રાચીન અને એક વખત હસ્તી ધરાવતો રિવાજ ધર્માવલંબી જાતોમા પ્રચલિત હતો. એ રિવાજ માત્ર શાક્ય લોકોમાજ હતો એમ બૌદ્ધ પરપરા સ્પષ્ટ કહેતી નથી. ઇક્ષ્વાકુના ગજનંશામા આ રિવાજ હોવાનું તે જણાવે છે. આ ઇક્ષ્વાકુ લોકો કંઈ નવા આવી વસેલા નહોતા; તેઓ કોઈ પણ સમયે અસંસ્કારી નહોતા. તેઓ વેદના જેટલાજ પ્રાચીન છે. જો ઇક્ષ્વાકુ લોકો આર્ય હોય તો તેની શાખાના શાક્ય લોકો અન્ય પ્રજાના હોઇ શકે નહિ.

જે ગ્રીક લોકો હિંદુસ્તાનમા પ્રજાસત્તાક રાજ્ય અનુભવતા ઘણા લોકોને ખરેખર મળ્યા હતા તેમની તરફના પ્રમાણો કોઇપણ બીજાં તથ્યના જેટલાજ નિર્ણયાત્મક છે. પંજાબ અને સિંધમા પ્રજાસત્તાક રાજ્ય ચલાવનારાઓના ખુબસુરત ચહેરા તથા પડછંદ શરીર રચનાનુ તેઓ વર્ણન કરે છે. હિમાલયના પ્રદેશમા વસતા મોગલ લોકોના ચપટા નાકવાળા ચહેરાને ગ્રીક લોકોએ કદી પણ ખુબસુરત માની તેનુ વર્ણન કર્યું હશે નહિ. કારણ મારા માનવા પ્રમાણે તેઓ આવી બાબતમા સારા પરિક્ષક હોવા જોઇએ. વળી હિમાલયના પ્રદેશમાના લોકોના શરીર બંધારણ ઓળખવામા ગ્રીક લોકોએ ભૂલ કરી હશે નહિ. આ આર્ય વર્ગના હિંદુનું સંપૂર્ણ અને શુદ્ધ વર્ણન છે. એમ નિશ્ચિતપણે સાબિત થાય છે. પ્રજાસત્તાક રાજ્ય ચલાવનારા આ સત્તાઓને તેઓએ ખાસ કરીને જુદી ગણ્યા છે.

આ પ્રજાસત્તાક રાજ્ય ભોગવનારાઓ મૂળ હિંદુ હતા એ બાબતનુ બીજુ આતર પ્રમાણ તેમના નામ ઉપરથી મળે છે. કઠ લોકો વેદના વારાના છે, અને એમની તરફથીજ યજુર્વેદની ગોઠવિત આવૃત્તિ અને કઠોપનિષદ આપણને મળ્યા છે. મદ્ર લોકોને માટે વૈદિક સાહિત્યમા ઉલ્લેખ છે એટલુજ નહિ, પણ તેઓ શાસ્ત્ર માર્ગનું ખાસ અવલંબન કરનારા તરીકે

જાણીતા થયા હતા, અને યજ્ઞ ક્રિયાનો વિશેષ અભ્યાસ કરવા શ્વેતકેતુ જેવા બ્રાહ્મણો એમની પાસે ગયા હતા. આપણે ઉપર તપાસી ગયા છીએ તેમ યોધેય તથા મદ્ર લોકોની ઉત્પત્તિનો ચોક્કસ ઇતિહાસ ઉપલબ્ધ છે. ક્ષત્રિય લોકો સર્વ રીતે ક્ષત્રિયજ હતા. વૃષ્ણિ લોકો ફક્ત ક્ષત્રિ હતા એટલુંજ નહિ પણ તેઓ પવિત્ર સંસ્કારી ક્ષત્રિય અને વેદના મનનના જનયન યાદવો હતા. આર્જુનાયન તથા શાલંકાયન વગેરે નામો ને તે નામે ઓળખાતા લોકો મૂળથી આ દેશનાજ વતની હતા એ સિદ્ધ કરવા માટે પુરતા છે; પાણિનિના સૂત્રોથી તેમનું આદેશીય બંધારણ નક્કી કરે છે.

શાસ્ત્રોને આ ચર્ચાનું પૂર્વજ્ઞાન થયું હોય તેમ તેઓ આ સઘળાં પ્રજાસત્તાક રાજ્યોના લોકો આ દેશનાજ હતા એમ નિશ્ચિતપણે ઠરાવે છે. જે વૈદિક ક્રિયાનુસાર પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા મદ્ર, સતવત, કુરૂ તથા અન્ય લોકોને રાજ્યાભિષેક કરાવવામાં આવતો, તથા પશ્ચિમ તથા નૈરૂત્યમાંનાં ભૌજ્ય તથા સ્વારાજ્ય રાજ્યબંધારણોને તથા હિમાલયની તળેટીમાંનાં વૈરાજ્ય બંધારણને અનુમોદન મળતું તે મહાન્ ક્રિયા ઐતરેય બ્રાહ્મણમા વર્ણવેલી છે.

પ્રજાસત્તાક રાજ ભોગવતી કોઈ સમાજની ઉત્પત્તિ ગમે તે હોય, છતાં એ આખી પદ્ધતિ હિંદી અને તે પણ શાસ્ત્રીય રીતે હિંદી હતી. ઐતરેય બ્રાહ્મણના સમયથી અને તેની પણ પહેલાથી એ પદ્ધતિ ચાલી આવે છે. જે હિંદુઓએ પ્રથમ એક રાજાના અમલ હેઠળ રહ્યા પછી પ્રજાસત્તાક રાજ્ય ભોગવ્યું હતુ તેમણે લોકસત્તાક તથા પ્રજાસત્તાક રાજ્યો રચવાના પ્રયોગો કર્યા હતા એ બાવીસ સૈકા ઉપર મેગાસ્થનીસે આ દેશમાં જે કંઇ જોયું હતું તથા તે જે સઘળું શિખ્યો હતો તેથી પુરવાર થાય છે.

## પુરવણી અ.

## આંધક-વૃષ્ણિ સંઘ વિશે મહાભારતમાંનો ઉલ્લેખ.

શાંતિપર્વના રાજધર્મના અધ્યાય ૮૧ મા આંધક-વૃષ્ણિ સંઘના કામકાજ બાબત થએલી ચર્ચાની નોંધ છે સમકાલીન ભીષ્મ એ ચર્ચા ચલવે છે છતાં એને 'પુરાતન ઇતિહાસ' કહેવામાં આવે છે. વૃષ્ણિઓના નેતા તરીકે શ્રીકૃષ્ણ પોતાની મુશ્કેલીઓ પોતાના મિત્ર નારદ આગળ વર્ણવે છે, અને નારદ તેનું નિરાકરણ કરે છે. આ ચર્ચા અગત્યની છે કારણ એ ઉપરથી સ્પષ્ટ થાય છે કેઃ

(અ) એકત્ર સંઘ અથવા સંયુક્ત રાજસભામાં બે રાજકીય પક્ષો હતા, અને એમાંનો દરેક પક્ષ રાજકીય બાબતોમાં પોતાનો હાથ ઉપર રાખવા મથતો હતો.

(બ) એમની રાજસભા અથવા સમિતિમાં તીક્ષ્ણ વાદવિવાદ ચાલ્યો હતો, અને કૃષ્ણ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો, અને એણે બીજાઓ ઉપર હુમલા કર્યા હતા, કેમકે કુશળતા તથા યુક્તિથી વાત ન કરવા માટે નારદે તેને ઠપકો આપ્યો હતો.

(ક) જે સમયનો આ ઇતિહાસ છે તે સમયે બભ્રુ, ઉગ્રસેન તથા શ્રીકૃષ્ણ ચુંટી કહાડવામાં આવેલા પ્રમુખો હતા.

(ડ) પ્રજાસત્તાક રાજ્યના નેતાઓ ઘણુંખરું સંબંધીઓ હતા, અને કૃષ્ણ લાગવગ અથવા કાવતરામાં પોતાના સગાઓથી ઉતરતો હતો. વૃષ્ણિના પક્ષે આહુક તથા આંધકના પક્ષે અક્રૂર સંયુક્ત રાજસભામાં અગ્ર ભાગ લેતા. (સભાપર્વ, અધ્યાય ૧૪, શ્લોક ૩૩-૩૮ મા જણાવ્યા મુજબ આ બન્ને નેતાઓએ પોતાનાં કુટુંબને રાજકીય લગ્નના ગાંઠથી જોડયા હતાં.)

આ ચર્ચાના મૂળ સંસ્કૃત શ્લોક ન આપતા તેનો અનુવાદ માત્ર અત્રે આપેલો છેઃ—

ભીષ્મ કહે છે (ગજપ્રકરણમાં સંબંધીઓનું સ્થાન) આ સંબંધમા શ્રીકૃષ્ણ અને મહર્ષિ નારદના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપુ છું. (૨)

વાસુદેવ કહે છેઃ હે નારદ! ઘણી અગત્યની રાજકીય બાબતો જે મિત્ર ન હોય તેને કહેવી ઘટતી નથી, મિત્ર છતાં તે તે બાબતમા નિષ્ણાંત ન હોય તેને પણ કહેવી ઘટતી નથી, તેમ પંડિત છતાં દઢ મનનો ન હોય, તેને પણ કહેવી ઘટતી નથી. (૩)

હે નારદ! તમારી શુદ્ધ મિત્રતા ઉપર વિશ્વાસ રાખી શકું એમ મને લાગવાથી હું તમને કંઈ કહેવા ઇચ્છું છું. તમારી વિશાળ બુદ્ધિમતા જોઇ તમને પ્રશ્ન પુછવા માગું છું. (૪)

રાજપદ (ને ઐશ્વર્ય) કહેવામા આવે છે. પણ ખરૂ જોતા તો જે હું કરૂ છું તે તો સગાસંબંધીઓનું દાસત્વ છે. અગર જો અડધો અરધ વહીવટી મત્તા ઉપર મારો હક્ક છે છતાં મારે કટુ-વચન સાભળવાના છે. (૫)

હે દેવર્ષિ! જે કડવા વચન બોલાય છે તેથી અગ્નિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મનુષ્ય જેમ અરણિને ફેરવે છે તેમ મારૂ હૃદય થાય છે. એથી દરરોજ તે ખવાઈ જાય છે. (૬)

(જો કે) સંકર્ષણ (બળરામ) મા હમેશા બળ રહેલું છે, તથા ગદમા સુકુમારપણું રહેલુ છે, અને પ્રદ્યુમ્ન મારા કરતાં વિશેષ રૂપવાળો છે છતા હું સહાય વિનાનો છુ, હે નારદ! (૭)

તેઓ કોઈના પક્ષમા ન હોય તો તેને માટે એથી વિશેષ સંકટ રહેતું નથી, પણ હું તો બન્નેમાંથી એકકે પક્ષમાં મળી શકતો નથી. (૯–૧૦)

હે ભારે બુદ્ધિવાળા નારદ ! ( એક બીજા સાથે જુગાર ખેલતા ) બે જુગારીઓની માતા જેવી આ બે પક્ષની વચ્ચે મારી સ્થિતિ છે. એ જુગારીઓમાંનો એક જીતે એમ તે ઇચ્છતી નથી તેમ બીજો હારે એમ પણ તે ઇચ્છતી નથી. (૧૧)

હે નારદ ! હવે મારી સ્થિતિ ઉપર વિચાર કરો તેમજ મારા સંબંધીઓની સ્થિતિ વિષે વિચાર કરો અને બન્નેને શું લાભદાયક થાય તે મને કહો. હું કલેશ પામું છું. (૧૨)

નારદ જવાબ આપે છેઃ હે કૃષ્ણ ! ( પ્રજાસત્તાક રાજ્યમાં ) આપત્તિઓ બે પ્રકારની હોય છે, એક બહારની અને બીજી અંદરની, અથવા તો દેશની અંદરજ ઉત્પન્ન થાય છે એવી અને અન્ય સ્થળેથી ઉત્પન્ન થાય છે એવી આપત્તિઓ.

આ સંબંધમાં તો અંદરનીજ મુશ્કેલીઓ જણાય છે. એ ( સભ્યોનાં ) પોતાનાં કૃત્યોના પરિણામ રૂપે છે. અક્રૂરોએ તથા આ સઘળા વંશજોએ આર્થિક લાભ મેળવવાની ( આશાએ ) કંઇ તરંગને લીધે અથવા બહાદુરીની અદેખાઇને લીધે તેમણે જે રાજદ્વારી સત્તા ( ઐશ્વર્ય ) પોતે મેળવી હતી તે કોઈ બીજાને સોંપી દીધી છે. ( ૧૪. ૧૫ )

એ સત્તાનાં મૂળ અત્યાર અગાઉનાં ઊંડાં બાઝયા છે અને સગાંઓના હકને લઇને તેને જોર મળ્યું કે તો તે સત્તા ઓકી કહાડેલાં અન્નની પેઠે તેઓ પાછી લઈ શકતા નથી. સ્વજનની સાથે વિગ્રહ થવાની બ્હીકે તેઓ બભ્રુ ઉગ્રસેન પાસેથી કોઇપણ પ્રકારે રાજ્ય પાછું લઈ શકવાના નથી. અને હે કૃષ્ણ ! ખાસ કરીને તમે તેમને ( કંઈપણ મદદ કરી શકવાના ) નથી. ( ૧૬–૧૭ )

અને કદાચિત દુષ્કર ( અન્યાયી ) કર્મ કરીને તેમ કરવામાં આવે ( ઉગ્રસેનને સત્તા ઉપરથી એટલે પ્રમુખપદ ઉપરથી ઉઠાડવામાં

આવે ) તો તેમાંથી કાતો મહા ક્ષય નિપજે, નુકસાન જાય, અથવા નાશ થવાનો પણ ભય રહે. ( ૧૮ )

માટે હવે એવું હથીઆર વાપરો કે જે પોલાદનુ બનાવેલું ન હોય, જે કોમળ હોય છતા સર્વના અંતઃકરણ ભેદી શકે એવું હોય. વારંવાર એ હથીઆરને તીક્ષ્ણ કરીને સગાઓની જીભની કડવાસ મટાડો. ( ૧૯ ).

શ્રી કૃષ્ણ કહે છેઃ—હે મુનિ ! પોલાદનું બનાવેલુ ન હોય અને કોમળ હોય અને જેને તીક્ષ્ણ કરીને મારે મારા સગાઓની જીભની કડવાસ મટાડવાની છે તે હથીઆર હું કેવી રીતે પારખી શકું ? ( ૨૦ )

નારદ કહે છેઃ—પોલાદનુ બનાવેલું ન હોય તે હથીઆર આ છે. બીજાઓની યોગ્યતાનો સ્વીકાર કરવો અને તેઓનો આદર સત્કાર કરવો, દયા તથા સરળતા તથા સહનશીલતા ગમવી, અને તમારી શક્તિ પ્રમાણે તેમને નિરંતર ભોજન કરાવવું. ( ૨૧ )

જ્યારે સગાસંબંધીઓ કડવા અને હલકા શબ્દો બોલવાની ઇચ્છાવાળા થાય ત્યારે તમારે ખરેખર તેમની તરફ ધ્યાન આપવું નહિ, અને તમારા ઉત્તર વડે તેમના ( નઠારા સંકલ્પવાળા ) મનને, દુષ્ટ વિચારોને તથા તેવાંજ વચનને શમાવવા. ( ૨૨ )

જે મહાપુરુષ હોતો નથી, જેણે મનને જીત્યુ નથી અને જે સહાય વિનાનો છે તે ભારે રાજ્દારી જોખમદારી ઉપાડવામા સફળ થઈ શકતો નથી. ( ૨૩ )

દરેક બળદ ભારે બોજાને ઉંચકી શકે છે અને સિદા માર્ગ ઉપર તે લઈ જઈ શકે છે. મુશ્કેલીથી ભરેલા માર્ગે માત્ર બળવાન અને જોરાવર પ્રાણી અગવડ ભર્યો બોજો લઈ જઈ શકે છે. ( ૨૪ )

કલહને લીધે સંઘ ( પ્રજાસત્તાક રાજ્યો ) નો નાશ થાય છે. હે કેશવ ! તમે સર્વના નેતા છો. પ્રજાસત્તાક રાજ્યને તમારા જેવા નેતા ( પ્રમુખ તરીકે હમણા ) મળેલા છે, તો તમારે એવી રીતે વર્તવું જોઇએ કે સંઘની પડતી આવે નહિ. ( ૨૫ )

બુદ્ધિ અને ક્ષાંતિ સિવાય ઇંદ્રિયનિગ્રહ સિવાય, ઉદારવૃત્તિ સિવાય બીજા કોઇપણ ગુણો એવા નથી કે પ્રજાસત્તાક રાજ્યના નેતા તરીકે સફળ રીતે વ્યવહાર ચલાવવા ડાહ્યા પુરૂષમાં હોવા જોઇએ (૨૬)

હે કૃષ્ણ પોતાના પક્ષની ઉન્નતિ થાય તેમ કરવું એ સાબાશી આપનારૂ, યશ આપનારૂ અને આયુષ્યની વૃદ્ધિ કરનારૂ છે, માટે જે રીતે કામ કરવાથી સગા સંબધીઓનો નાશ ન થાય તેમ કરો. (૨૭)

હે પ્રભો ભાવી નીતિ તેમજ હમણાની નીતિની બાબતમાં તેમજ દુસ્મનો સાથ લડાવવાની નીતિ તથા ચઢાઈ કરવાની કળાની બાબતમાં તથા પરરાજ્યોની સાથેની નીતિનો ઉપયોગ કરવાની બાબતમાં એવુ કંઇ નથી કે જે તમારી જાણ બહાર હોય. (૨૮)

હે મહામાહો ! અંધક-વૃષ્ણિ, યાદવો, કુકરો તથા ભોજ તથા તેમના લોકો તથા લોકો ઉપર રાજ્ય કરનારાઓનો સઘળો આધાર તમારા ઉપર છે. (૨૯)

## પુરવણી બ.

### પ્રથમ ભાગમાં ચર્ચેલાં હિંદી પ્રજાસત્તાક રાજ્યોની યાદી.

૧ અગ્રશ્રેણિ ( અગ્નિનેઈ ).
૨ અરટ્ટ, અરિષ્ટ ( અદ્રેસ્ત્રઈ ).
૩ અવન્તિ ( દ્વૈરાજ્ય ).
૪ અંધક .
૫ અંધ્ર.
૬ અંબષ્ઠ ( અમ્બસ્તનેઈ, સમ્બસ્તૈ ).
૭ આભીર.
૮ આર્જુનાયન.
૯ ઉત્તર-કુરૂ
૧૦ ઉત્તર-મદ્ર.
૧૧ ઉત્સવ-સંકેત.
૧૨ ઔદુમ્બર.
૧૩ કઠ ( કથૈઅન ).
૧૪ કરપટ ( ખરપરિક ).
૧૫ કાક.
૧૬ કામ્બોજ.
૧૭ કુકુર.
૧૮ કુનિન્દ.
૧૯ કુરૂ.
૨૦ કેરલપુત્ર.
૨૧ ક્ષુદ્રક.
૨૨ કૌન્ડપરથ.
૨૩ કૌન્ડિવિસ.
૨૪ કૌષ્ટકિ.
૨૫ ગંધાર.
૨૬ ગોપાલવ.
૨૭ ગૌચુકાયનક ( ગ્લૌકનિકોઈ, ગ્લૌસઈ ).
૨૮ ચિક્કલિ નિકાય.
૨૯ જાનકિ.
૩૦ જાનમનિ.
૩૧ ત્રિગર્ત.
૩૨ દક્ષિણ મલ્લ.
૩૩ દામનિ.
૩૪ દાન્ડકિ.
૩૫ નાભક તથા નાભપંક્તિ.
૩૬ નેપાલ દ્વૈરાજ્ય.
૩૭ ન્યાસ ( અકોસિ ).
૩૮ પત્ર.
૩૯ પરશુ,
૪૦ પાંચાલ.
૪૧ પિટિનિક.
૪૨ પુલિન્દ.
૪૩ પુષ્યમિત્ર.
૪૪ પ્રસ્થલ ( પ્રેસ્તિ ).
૪૫ પ્રાર્જુન.
૪૬ બુલિ.

૪૭ બ્રાહ્મ ગુપ્ત.
૪૮ બ્રાહ્મણિક (જનપદ) (બ્રાચમનોઇ).
૪૯ ભગવ.
૫૦ ભર્ગ.
૫૧ ભોજ.
૫૨ મદ્ર.
૫૩ મલ્લ.
૫૪ મહારાજ (જનપદ).
૫૫ માવલ.
૫૬ મુચુકર્ણ (મૌસિકનિ)
૫૭ મોરિયા.
૫૮ મૌન્હિ નિકાય.
૫૯ યોન.
૬૦ યૌધેય.
૬૧ રાજન્ય (જનપદ)
૬૨ રાષ્ટ્રિક.
૬૩ લિચ્છાવિ.
૬૪ વસાતિ (ઓસ્સડિઓઈ).
૬૫ વામરથ.
૬૬ વિદેહ.
૬૭ વૃક.
૬૮ વૃજિ.
૬૯ વૃષ્ણિ.
૭૦ સતવત.
૭૧ સત્યપુત.
૭૨ સનકાનીક.
૭૩ સાપિન્ડિ નિકાય.
૭૪ સૌભૂતિ (સોફાઇટીસ).
૭૫ સુગણ.
૭૬ શાક્ય.
૭૭ શાલાકાયન.
૭૮ શિબિ (જનપદ) (સિબોઈ) [માધ્યમિકેય]
૭૯ શુદ્ર (શુદ્રાયણ).
૮૦ સ્થાન્દા.
૮૧ ક્ષત્રિય (કથરોઈ).
૮૨ ક્ષુદ્રક (ઓક્સિડ્રકાઈ).

## પુરવણી ક.

### પહેલા ભાગ ઉપર વિશેષ ટીપ્પણ.

### અર્થશાસ્ત્ર (કૌટિલિય)—એના કર્તા તથા રચ્યાસાલ સંબંધી ચર્ચા.

આ પુસ્તકના રચ્યા સાલ વિશેની ચર્ચા થોડા સમય ઉપરજ સજીવન થઈ છે. ડૉ. જોલી પોતાના કૌટિલિયના અર્થશાસ્ત્ર, (લાહોર, ૧૯૨૩) એ નામના પુસ્તકના ઉપોદ્ઘાતમાં એ પુસ્તકને ઇ. સ. ના ત્રીજા સૈકાના અરસામા તૈયાર થએલા 'કપટ લેખ' તરીકે જાહેર કરે છે. વળી કહે છે કે 'અર્થશાસ્ત્રની સંભવિત રચ્યા સાલ ત્રીજી સદી હોય એમ આપણે સ્વીકારવામા અડચણ નથી.' 'ખરો કર્તા કોઈ પન્ડિતાભવાદી હતો' અને કૌટિલિય પોતે તો કોઇ 'કલ્પિત મંત્રી હતો.'

( ઇ ) ' કૌટિલિય એ માત્ર અસત્ય અથવા દંભ દર્શાવનારી સંજ્ઞા છે, અને ચંદ્રગુપ્તના પ્રખ્યાત મંત્રીએ પોતે એ ભાગ્યેજ યોજી હોય.'

( ઉ ) ' તેમ એ ગ્રંથના વિશિષ્ટ ગુણ ઉપરથી કોઈ રાજનીતિજ્ઞએ એ લખ્યુ હોય એમ જણાતુ નથી, કેમકે પંડિતોએ તૈયાર કરેલા સઘળા શાસ્ત્રોની પેઠે એ પણ પાંડિત્ય દર્શાવનાર વર્ગીકરણ તથા બાલોચિત ભેદોથી ઉભરાય છે.'

જોલીનો નિર્ણય—આ કારણોને લઇને, ' ખરો કર્તા કોઇ પરિણામવાદી હતો પણ રાજનીતિજ્ઞ તો નહિ, કદાચ મધ્યમ પ્રકારના કોઇ રાજ્યનો અમલદાર હોય ' ( પા. ૪૭ ). ' આ ગ્રંથ કૌટિલિય અથવા ચાણક્યએ તૈયાર કર્યો હતો એવી માન્યતા એ કલ્પિત મંત્રીના સંબંધમાં પ્રચારમા રહેલી દંતકથાને આધારે બંધાઈ હતી, કેમકે એ મંત્રી રાજનીતિના અધિપતિ તથા ઉત્પાદક તરીકે તેમજ નીતિને લગતા સુપ્રચારમા રહેલાં સઘળા જ્ઞાનના કર્તા તરીકે ગણાતો હતો ' ( પા. ૪૭ ).

આ નિર્ણયના પાછલા ભાગમા કૌટિલિયને દંતકથા પ્રમાણે રાજનીતિના ઉત્પાદક તથા કર્તા તરીકે ગણવામા આવ્યો છે એથી દલીલ (અ) નો વિરોધ થાય છે. આવી દંતકથા સાહિત્યમાં અસ્તિત્વ ભોગવે છે, જેમકે ડૉ. શામ શાસ્ત્રીએ પોતાના અર્થશાસ્ત્ર (૧૯૦૯) ના ઉપોદ્ઘાતમાં નન્દી સૂત્રમા જણાવ્યા પ્રમાણે ' કૌટિલિયમ અનાવડી શાસ્ત્ર હતુ ' એવો ઉલ્લેખ કર્યો છે. આ મતલબના ઉલ્લેખ સંસ્કૃત—પન્ચતંત્ર, કામન્દક, દંણ્ડિન ( પૂજ્ય ગુરૂ ), મેધાતિથિ, વગેરેમા પણ આવે છે.

દલીલ (આ) નો જવાબ સાદો છે. મેગાસ્થનીસે લખેલો ગ્રંથ ક્યાં છે ? પ્રથમ તે શોધી કહાડો, કેમકે જે ગ્રંથ અદ્યાપ ઉપલબ્ધ નથી તે ઉપર કંઇ તર્ક બાંધી શકાય નહિ.

કૌટિલિયની જાણમા કોઈ મહાન સામ્રાજ્ય આવ્યુ નહોતું, પણ માત્ર કોઇ નાનકડા સંસ્થાનના સંબંધમા એ આવ્યો હતો એવી

માન્યતા ઉપર બંધાએલા તર્ક માટે દલીલ (ઇ) પ્રત્યક્ષ રીતે ઉલ્લેખ કરે છે. આ તર્કની પુષ્ટિમા એમ કહેવામા આવે છે કે એ પાડોસીઓના મંડળ અથવા પ્રકૃતિવાદની ચર્ચા કરે છે અને પ્રજાસત્તાક રાજ્યનાં અસ્તિત્વની તથા તે પ્રત્યે ચલાવાતી રાજનીતિની નોધ લે છે. પરંતુ ખરી બીનાથી આ માન્યતા ખોટી ઠરે છે. કૌટિલિય કહે છે કે ચક્રવર્તિ ક્ષેત્ર હિમાલય અને મહાસાગરની વચમા નાકની દાંડીએ ૯ હજાર જોજન સુધી આવી રહ્યું છે. પાડોસી વિનાનુ કોઈ રાજ્ય હોય એમ ભાગ્યેજ માની શકાય. સામ્રાજ્ય ગમે તેટલુ મોટું હોય છતા કોઇપણ રાજનીતિજ્ઞને પોતાના પાડોસીઓ પ્રત્યે ચલાવવાની નીતિ નિશ્ચિત કરવી પડે. એ ઉપરાંત આપણે જાણીએ છીએ કે દક્ષિણમા મૌર્ય સામ્રાજ્યના સંખ્યાબંધ પાડોસીઓ હતા, અને એ સઘળાને એ પછીના અમલમા, એટલે બિન્દુસારના સમયમા સર કરવામા આવ્યા હતા ( J. B. O. R. S. II. 81. ) ચંદ્રગુપ્તે વાયવ્ય સરહદ ઉપરના પ્રાંતો ગ્રીક યોદ્ધા પાસેથી છતી લીધા તે ઉપરથી એવુ તાત્પર્ય નીકળતુ નથી કે સિકંદરની રાજ્યવ્યવસ્થા હેઠળ જે રાજકર્તાઓ તથા સામાન્ય રીતે પ્રજાસત્તાક રાજ્યો હસ્તીમા હતા તેમને રહેવા દઈ એણે માત્ર જમીનનો કબજો લીધો હતો. (૧) પંજાબ, (૨) અફઘાનિસ્તાન (કમ્બોજ), (૩) પશ્ચિમ હિંદુસ્તાન અથવા (૪) ઉત્તર બિહારમાના પ્રજાસત્તાક રાજ્યો માટે સંઘ-વૃત્તમાં રાજનીતિ નિર્દિષ્ટ કરવામા આવી છે, કેમકે તેના કર્તાના અભિપ્રાય પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યો ગમે ત્યાં હોય છતા તેઓ રાજાના અમલ હેઠળ હોવા જોઇએ. એ રાજા કુસંપના બી રોપતો, કેટલાક નેતા ઉપર એ નવાઝેશ કરતો, કોઇને સત્તા ઉપર સ્થાપતો અથવા કોઇને ઉઠાડી મુકતો. આપણે જાણીએ છીએ કે શરૂઆતના મૌર્ય સમય સિવાય બીજે કોઈ પણ વખતે અફઘાનિસ્તાન, પંજાબ, પશ્ચિમ હિંદુસ્તાન તથા બિહારના મુલકો એકી વખતે એકજ હિંદી રાજાના અમલ હેઠળ નહોતા. વળી કૌટિલિય પેટા સંસ્થાનિકોને પોતાની

રાજવ્યવસ્થામા કંઇ સ્થાન આપતો નથી એ બીના માત્ર મૌર્ય સમયની પરિસ્થિતિને અનુકુળ છે. શુન્ગ લોકોના અમલ હેઠળ સામ્રાજ્યની નીતિમાં ફેરફાર થાય છે; તે મોટે ભાગે પટાવત પદ્ધતનું રૂપ ધારણ કરે છે. શીલા લેખોમાના સ્થાનિક રાજાઓ માટેના ઉલ્લેખથી આ હકીકતને પુષ્ટિ મળે છે.

(ઈ) એ તો ખરૂ છે કે પતંજલિ કૌટિલિય માટે કંઇપણ ઉલ્લેખ કરતો નથી. પરંતુ જોલીએ પાણિનિનું કોઇ સૂત્ર અથવા કાત્યાયનનુ એકાદ વાર્તિક અથવા પતંજલિની કોઇ ટીકા બતાવવી જોઇતી હતી કે જેને અંગે અથવા જેના સંબંધમાં કૌટિલિયનું નામ નિર્દેશ થઈ શકે એમ હતું. જો પતંજલિ બિન્દુસાર, અશોક, રાધાગુપ્ત અથવા બુદ્ધ વિષે કંઇ ઉલ્લેખ ન કરે તો એથી શું એમ માનવાને કારણ મળે છે કે એઓ આ દુનીઆ ઉપર આવ્યા જ નહોતા ? પતંજલિ કંઈ ઇતિહાસ લખવા બેઠો નહોતો.

(ઉ) નામ ધારણ કરનારાઓ કંઈ પોતાનાં નામો યોજતા નથી; એ નામો તો માબાપો પાડે છે. નામની પ્રથાનો ઉચ્છેદ કરવાનું ઘણું મુશ્કેલ છે, અને કોઈપણ સમજુ માણસ શુનહશેફ, પિશુન, ફોકસ, જેવાં કઢંગાં નામ બદલવાની દરકાર કરતો નથી, વારંવાર દર્શાવવામાં આવ્યું છે તેમ કૌટિલિય એ પેઢી ઉતાર આવેલું ગોત્ર નામ હતુ. કુટિલ અથવા કૌટિલિ નામ ધારણ કરનાર પૂર્વજની ફરજ ડૉ. જૉલીને જવાબ આપવાની છે અને નહિ કે કૌટિલિય વિષ્ણુગુપ્તની. [ હિંદુ વાઙ્મય પ્રમાણે પીતા તરફથી મળેલાં ] ચાણક્ય નામ માટે ઈ. સ. ના ચોથા સૈકાની ગુપ્ત લિપિમાં લખેલા (મિરઝાપુરમા) વિજયગઢની ગુફામાંના રંગીન લેખમાં ઉલ્લેખ છે.

(ઊ) પંડિતોએ રચેલાં સઘળાં શાસ્ત્રોમાં આલોચિત ભેદો તથા પાંડિત્ય દર્શાવનારાં વર્ગીકરણ હોય તો એ કૌટિલિયના દેશનાર

સાહિત્યને લગતી ભૂલ છે; સાહિત્યમાં પરંપરાથી ઉતરી આવેલી એકરીતિના સેવનમાથી એ છટકી શક્યો નથી. યુરોપના કોઈ દેશની એવી અન્ય યુરોપીઅનોની નજરમા ભારે અને પાડિત્યથી ઉભરાતી જણાય. કર્તા વિશ્વવિદ્યાલયનો અધ્યાપક હોય અથવા રાજનીતિ વિશે ભાષણ કરતો રાજનીતિજ્ઞ હોય છતા એ તેવા દેશનો વતની હોવાથી એ શૈલીમાથી દૂર રહી શકતો નથી. અર્થશાસ્ત્રમાં આવેલી વિગતવાર હકીકત તથા સિદ્ધાતો ઉપરથી બંધાએલા મારા અભિપ્રાય પ્રમાણે કોઇપણ પ્રમાણવાદી લખનાર, એટલે, નિરસ્કારવા યોગ્ય 'પંડિત' એ પુસ્તક લખી શક્યો હોય નહિ. કર્તા કદાચ વહીવટની વ્યવસ્થાથી માહિતગાર હોય એવો અમલદાર હોય એમ કહેવામા જોલી આ બીનાનો સ્વીકાર કરે છે. આ સ્વીકારથી જ પંડિત અથવા પ્રમાણવાદીનો તર્ક ખોટો પડે છે. 'અર્થશાસ્ત્રમા દેશની અંદરની તેમજ તેની બહારની રાજનીતિની ચર્ચા કરવામા આવી છે, અને એને વાસ્તવિક રીતે હિંદુસ્તાનના પ્રાચીન સામ્રાજ્યને લગતી હકીકતો દર્શાવનાર ગ્રંથ, અર્થશાસ્ત્ર તથા રાજનીતિનું લઘુ પુસ્તક કહી શકાય' (જોલી, ૧–૨). વળી 'અર્થશાસ્ત્રનું સામાન્ય વલણ સંપૂર્ણ રીતે જાતિ સ્વાતંત્ર્યવાદી અને સાસારિક છે' (જોલી, પા. ૩). આ પુસ્તકના કર્તા તરીકે જેનું નામ આપવામા આવ્યુ છે અને જે નામ શંકરાચાર્ય, બાણ, દણ્ડિન, કામન્દક તેમજ બીજાઓએ સ્વીકાર્યું છે તેના કરતા કોઈ બીજા માણસની એ કૃતિ છે એમ સાબિત કરવાનો બોજો ડૉ. જોલી ઉપર ઘણો ભારે છે. એ લેખ ખોટે નામે અથવા કપટથી પ્રસિદ્ધ થયો છે એમ હોય તો તે બીના એમ પ્રતિપાદન કરનારે સાબિત કરવી જોઇએ; તેનાથી એમ બોલી બેસી રહેવાય નહિ. આ જવાબદારીમાથી ડૉ. જોલી છુટયા છે કે નહિ તે જોવાનું કામ વાચકનુ છે. મારા વિચાર પ્રમાણે તો તે એવી રીતે છુટી શક્યા નથી.

## (૨) રચ્યા સાલ.

હવે આપણે એ પુસ્તકના રચ્યા સાલ વિશેનો સિદ્ધાંત તપાસીએ ડૉ. જોલી ખરુજ કહે છે કે આખા ગ્રંથમા કલ્પના અને રચનાની એકતા અપ્રતિમ પ્રકારે જળવાઈ રહી છે એ બાબત દરેક જણ એકમત થશે. સાકળીઆથી માંડીને આખા ગ્રથને એકરૂપ કરતી ગ્રંથની પદ્ધતિ ઉપરના ટીપ્પણ સુધીની યોજના, તથા ગ્રંથમાં ચર્ચાએલા અનેક વિષયો વચ્ચે રહેલો પરસ્પર સંબંધ દર્શાવવા માટે કરવામાં આવેલા ઉલ્લેખ ઉપરથી એ આખો ગ્રંથ એકજ માણસે રચ્યા વિશેનો કંઈ પણ શક રહેતો નથી. વળી જે પુસ્તક આપણને ઉપલબ્ધ છે તે (ખોટા પાઠફેર તથા નકલ કરનારની ભૂલોની ગણના ન કરીએ તો) આસરે ઈ. સ. ૪૦૦માં જે હસ્તીમા હતુ તેજ છે. આ પુસ્તકઆનાં તંત્રાખ્યાઈકામાં આવેલા ત્રીસ અવતરણો, તથા ત્યાર પછી રચાએલા ગ્રંથોમાં લેવાએલા ઉતારાથી આ પુરવાર થાય છે. આ પ્રમાણે ચર્ચાનો સવાલ માત્ર એટલોજ રહે છે કે, ઇ. સ. પૂ. ૩૦૦ તથા ઈ. સ. ૪૦૦ ના વચગાળામાં અર્થશાસ્ત્ર ક્યારે લખાયું હતું. ડૉ. જોલી પોતાનો મત બાંધવામા ખરા છે કે વાત્સ્યાયને કામશાસ્ત્ર લખ્યું ત્યારે એની પાસે અર્થશાસ્ત્ર હતું, અને એ કામશાસ્ત્રની રચ્યા સાલ 'ચોથી સદી અથવા તે અરસામા' મુકે છે, અને તેથી એ અર્થશાસ્ત્ર ઈ. સ. ત્રીજા સૈકામાં રચાયાનું માને છે.

ઈ. સ. ના ત્રીજા સૈકામા રચ્યા સાલ મુકવાની પુષ્ટિમાં જોલીની દલીલો આ પ્રમાણે છે:—

૧. કૌટિલિય તથા ભાસ બન્નેમા (નવં શરાવં એ શબ્દોથી શરૂ થતો) એક શ્લોક સરખોજ આવે છે. કૌટિલિય એને ઉતારા તરીકે ગણે છે અને તે ઉપરથી એણે ભાસના ગ્રંથમાંથી એ શ્લોક લીધો હશે. ભાસ ઈ. સ. ત્રીજા સૈકામા થઇ ગયો છે.

૨. કૌટિલિય અને યાજ્ઞવલ્ક્ય પોતે ઘડેલા કાયદાના સંબંધમા એકમત છે, માટે કૌટિલિયએ યાજ્ઞવલ્ક્યના કાયદાઓને સૂત્રના રૂપમા

ચોદન્યા દરે યાજ્ઞવલ્ક્ય પણ એજ સૈકામાં એટલે ત્રીજા સૈકામાં થઇ ગયો છે.

૩ મહાભાષ્યમાં અર્થશાસ્ત્ર સંબંધી કાંઇપણ ઠેકાણે નામ નિર્દેશ નથી

૪. મહાભારત તથા ધર્મસૂત્રોમાના રાજધર્મનું પ્રકરણ અર્થશાસ્ત્રમાના વિગતવાર પ્રમાણો તથા સંસ્કૃતિમાં આગળ વધેલી ઉત્તર પરિસ્થિતિ સાથે સરખામણીમાં ઘણું પ્રાગ્ લિક દેખે છે

૫. અર્થશાસ્ત્રમાં પુરાણો સંબંધી ઉલ્લેખ આવે છે

૬. કામશાસ્ત્રના વૈદિક વિભાગ માટે કૌટિલ્ય નિર્દેશ કરે છે

૭ અર્થશાસ્ત્રમાં સંસ્કૃત વ્યાકરણના પારિભાષિક શબ્દો મળે છે, અને એનો કર્તા અષ્ટાધ્યાયીથી માહિતગાર જણાય છે

૮. જ્યોતિષશાસ્ત્ર તથા શકુનપરિક્ષાથી પણ એ માહિતગાર લાગે છે, અને એ પુસ્તકમાં એણે બે ગ્રહોના નામ પણ આપ્યા છે

૯. (નામા વિશેના) શુલ્બધાતુશાસ્ત્ર નામના ધાતુશોધનને લગતા ગ્રંથ માટે એમાં ઉલ્લેખ છે

૧૦. એમાં ખાણ, શિલાશાસ્ત્ર, નાણું પ્રકરણ, રત્ન, રસાયન વિદ્યા વગેરેને લગતા પુસ્તકો જેવા ઘણા ગ્રંથો માટે ઉલ્લેખ છે 'સર્જનાત્મક બુદ્ધિ વડે રચાએલા ગ્રંથ કરતા રાજનીતિના ક્ષેત્રમાં નામા સમયની આદિત્ય પ્રવૃત્તિના પરિણામ પે એ ગ્રંથ તૈયાર થયો છે, આથી એની રચના આટલી ઘણી આગળ નહિ મુકવા માટે વધુ કારણ મળે છે'

૧૧. 'મુદ્રા-રાક્ષસમાનો મંત્રી રાક્ષસ કાલ્પનિક વ્યક્તિ છે, તો કૌટિલ્ય પણ તેની માફક કાલ્પનિક વ્યક્તિ કેમ ન હોય?' વળી ગ્રીક ગ્રંથકારો એનું નામ જણાવતા નથી નવા રાજ્યરચનાના ઉદ્દેશથી 'કલ્પિત કથા અથવા વ્યક્તિઓના નામો જોડી કર્તા-નાના કામને પ્રોત્સાહન મળ્યું હોય'

૧૨. કૉટિલિય રસાયન વિદ્યા માટે ઉલ્લેખ કરે છે, પરંતુ 'હિંદી વિનાનમા એ પાછળથી ખેડાએલી વિદ્યા છે' એમ ઉમરે છે.

૧૩. કૉટિલિય સુરંગ માટે ઉલ્લેખ કરે છે. એ સંજ્ઞાની વ્યુત્પત્તિ ગ્રીક સીરિન્કસ ( Syrinx ) શબ્દમાથી થાય છે.

૧૪. મેગાસ્થનીસે હિંદુસ્તાનના આપેલા વર્ણન ઉપરથી તેમજ અશોકના શિલાલેખો ઉપરથી અર્થશાસ્ત્રમા વર્ણવ્યા પ્રમાણે સંસ્કૃતિમા આગળ વધેલી પરિસ્થિતિ દેશની થઈ હોય એમ માનવાને કારણ રહેતુ નથી. દાખલા તરીકે, અર્થશાસ્ત્રમાં ખાણો રાજ્ય તરફથી એક હાથ થવા વિશે, તેમજ ટંકશાળ ઉપરની દેખરેખ, ધાતુ, ધાતુશોધન વિદ્યા, સિક્કા તૈયાર કરવા માટે જરૂરની રસાયન કળા, આલુપણ વગેરેની હકીકત આપવામાં આવી છે; પરંતુ મેગાસ્થનીસ માત્ર પાચ ધાતુઓ માટે ઉલ્લેખ કરે છે, અને ગ્રીકો કહે છે કે ખાણના તથા ધાતુ ગાળવાના કામમા હિંદીઓ બિનઅનુભવી છે.

૧૫. અર્થશાસ્ત્ર લેખીત દસ્તાવેજ માટે નિર્દેશ કરે છે, ત્યારે મેગાસ્થનીસ કહે છે કે હિંદીઓને લખવાની કળા માહિત નહોતી.

૧૬. અર્થશાસ્ત્ર સિક્કાના વટાવ, જુગાર તથા દારૂ ઉપર કર, રસ્તા ઉપરના લાગા વગેરેનુ વર્ણન કરે છે, ત્યારે મેગાસ્થનીસ એ બાબત કંઈ કહેતો નથી.

૧૭. મેગાસ્થનીસે આપેલુ વર્ણન અર્થશાસ્ત્રની હકીકત સાથે મળતુ આવે છે તેથી કંઈ સાબિત થતુ નથી. કારણ એ હકીકત ચીનાઈ યાત્રાળુ તથા અલબરૂનિના અહેવાલ સાથે પણ મળતી આવે છે.

૧૮. પાટલિપુત્રનુ નામ ક્યાં પણ કેકાણે જણાવવામા આવ્યુ નથી. કર્તા જે ભૌગોલિક દિગ્નિર્ભા દરો તે ઉપરથી જણાય છે કે એ ગ્રંથ દક્ષિણમા લખવામા આવ્યો હતો, અને અહીંથીજ એ હાથ લાગ્યો હતો.

૧૯. અર્થશાસ્ત્રમા કૌટિલિયનુ નામ જણાવીને તેનો અભિપ્રાય દર્શાવ્યો છે; અ. અર્થશાસ્ત્રના અગ્રદેશની વ્યાખ્યા હેઠળ આવે છે.

અને તેથી એમ પુરવાર થાય કે કૌટિલિયએ પોતે આ ગ્રંથ રચ્યો નહિ હોય.

૨૦. જે અન્ય વ્યક્તિઓના વિચારો દર્શાવ્યા છે તે સઘળી કલ્પિત છે, અને તેમનાં નામો મહાભારતમાંથી લેવામાં આવ્યા છે.

## ડૉ. જોલીની દલીલોની તપાસ.

૧. नवं शरावं એ શબ્દોથી શરૂ થતો શ્લોક સ્મારક શ્લોક છે અને યુદ્ધ પ્રસંગે લડવૈયાઓને પ્રોત્સાહન આપવા બોલાતો હતો. આ શ્લોક એવી પ્રાથમિક શ્રદ્ધા ઉપર રચાયો છે કે નિમકહરામ લડવૈયા નરકમાં પડે છે. આપણે હેઠળનાં દૃષ્ટિબિંદુનો વિચાર કરીએ તો એટલું તો પ્રત્યક્ષ જણાશે કે ભાસમાંથી એ શ્લોક કૌટિલિયએ ઉતાર્યો હોય એમ સંભવતુ નથી, પરંતુ એણે કોઇ બીજા ગ્રંથમાથી લીધો હોય, અથવા એ સૂચન કરે છે તેમ अपीह श्लोकौ भवतः વાકપ્રચારમા રહેલા સ્મારક શ્લોકોમાથી લીધો હોય. કૌટિલિય બે શ્લોકો આપે છે, અને नवंम शरावं વાળો શ્લોક બીજો છે અને તે પહેલાના સંબંધમા આવે છે. પહેલો શ્લોક છોડી દઇએ તો આ શ્લોકનો અર્થ અપૂર્ણ રહે છે. ભાસમાં તો માત્ર આમાનો બીજો શ્લોકજ છે, તો પછી એમ કેમ કહી શકાય કે કૌટિલિયએ તે ભાસમાથી લીધો હતો?

૨. એટલું તો સર્વ રીતે સત્ય છે કે કાયદાના સંબંધમા યાજ્ઞવલ્ક્ય તથા કૌટિલિય એક બીજાને ઘણા પાડી રીતે મળતા આવે છે. મારાં ટાગોર વ્યાખ્યાનોમાં આ બાબત ઉપર મે ચર્ચા કરી છે. અહીં હું માત્ર એકજ પ્રમાણ લઇશ જેથી પ્રથમતાના પ્રશ્નનું સંપૂર્ણ રીતે નિરાકરણ થઈ જાય છે. કૌટિલિય અમલદારના અર્થમાં युक्त સંજ્ઞા વાપરે છે, અને એ સંજ્ઞા અશોકના શિલા લેખમા युत તરીકે આવે છે. અર્થશાસ્ત્ર પ્રસિદ્ધિમાં આવ્યા પહેલાં આ પાછલી સંજ્ઞા કોઈ સમજી શક્યું નહોતું, કેમકે અર્થશાસ્ત્ર પછીના સાહિત્યમાંની સંજ્ઞા પ્રચારમાંથી છેકજ નીકળી ગઇ હતી.

કૌટિલિયએ જે અર્થમા આ શબ્દ વાપર્યો છે તે અર્થ યાજ્ઞવલ્ક્ય સમજી શક્યો નથીઃ (ડૉ. શામ શાસ્ત્રીએ પોતાના અર્થશાસ્ત્રની પ્રથમ આવૃત્તિના ઉપોદ્ઘાતમા દર્શાવ્યું છે તે પ્રમાણે) युक्त-कर्म चायुक्तस्य 'અધિકારની રૂએ કરેલુ બિનઅધિકારીનુ કાર્ય,' અને તેથી કૌટિલય જ્યા युक्त શબ્દ વાપરે છે ત્યા એ योग એટલે વાજબી એ શબ્દ વાપરે છે. અને જ્યા કૌટિલિય अयुक्त વાપરે છે ત્યા એ अयोग्य એટલે ગેરવાજબી એ શબ્દ વાપરે છે. આ મપળું માત્ર એટલા ઉપરથીજ સમજાવી શકાય - યાજ્ઞવલ્ક્યે કૌટિલિયના કાયદાને પદ્યમા રચ્યા પણ કેટલેક સ્થળે તે બરાબર સમજી શક્યો નહિ. ડૉ. જોલી આ સવાલનુ એમ જણાતી નિરાકરણ કરવા મથે છે કે સોગન ઉપર કેફીયત રજુ કરવા માટેની માગણી બિનકાયદેસર હોવાથી 'અયોગ્ય' હતી, અને તેથી જે તફાવત જણાય છે તે માત્ર નામનો હતો. પરંતુ 'નામના તફાવત' ના સિદ્ધાત ઉપર કોઈ પણ માણસ ગમે તેમ ખેંચતાણ કરી એમ કેમ સમજાવી શકે કે अयोग्यो योग्यकर्मकृत् 'યોગ્ય માણસે જે કામ કરવું જોઇએ તે અયોગ્ય માણસ કરે'?

વળી કૌટિલિય કટલીક વેળાએ શ્લોકોનો ઉપયોગ કરે છે, જો તે યાજ્ઞવલ્ક્યમાથી ઉતારા કરવાનો હોત તો પછી એણે શ્લોકોને સૂત્રના રૂપમા શા માટે મુકયા? વધારે યુક્તિસિદ્ધ રીત તો સૂત્રને પદ્યના રૂપમા મુકવા એ હોઈ શકે, અને યાજ્ઞવલ્ક્યએ તે પ્રમાણે કર્યું. એથી ઉલટી રીતનુ અનુકરણ થયુ છે એમ માનવા માટે કઈ પ્રમાણો આપવામા આવ્યા નથી.

યાજ્ઞવલ્ક્ય ઇ. સ. ના ત્રીજા સૈકામા થઈ ગયાનુ ગણવામા આવે છે, એટલે ન્યાયશાસ્ત્ર ઉપર ગ્રંથ લખનાર ન સમજી શકે એટલે સુધી युक्त સંજ્ઞાનો પારિભાષિક અર્થ વપરાસમાથી લાબા કાળથી જતો રહ્યો હોય, તો અર્થશાસ્ત્રની રચના સાલ ઈ. સ. ૨૦૦–૩૦૦ થી પણ કેટલીક સદી આગળ મુકવી જોઇએ.

૩. મહાભાષ્યમા અર્થશાસ્ત્ર માટેનો ઉલ્લેખ ક્યા અને કેવા સંબંધમા આવવો જોઇએ એ બતાવ્યા સિવાય તે બાબત કંઇ નિર્દેશ નથી એ ઉપરથી કંઇ નિર્ણય થઇ શકે નહિ. ઘણા વૈદિક ગ્રંથોનો ઉલ્લેખ પતંજલિએ કર્યો નથી તેટલાજ કારણથી કોઇ એમ કહી નહિ શકશે કે તે ગ્રંથો હસ્તીમાં નહોતા. એ સાહિત્યનો ઇતિહાસ લખતો નહોતો.

૪. ધર્મસૂત્રો ધર્મના નિયમોની ચર્ચા કરે છે, ત્યારે અર્થશાસ્ત્ર આર્થિક સિદ્ધાતો તથા નિયમોની ચર્ચા કરે છે. ધર્મસૂત્રોનું વસ્તુ રાજનીતિ શાસ્ત્ર નથી પણ ધર્મના નિયમો છે. રાજનીતિનો વિષય એક ગ્રંથમા પ્રાધાન્ય હોય છે અને બીજામા પ્રસંગાનુસાર આવે છે, એટલે એ બન્ને ગ્રંથોમા પહેલો કયો રચાયો અને બીજો કયો રચાયો એના નિરાકરણ માટે તેમની તુલના કરવી વ્યર્થ છે. મહાભાષ્યમાનો રાજધર્મ અપરિપક્વ સ્થિતિમા છે એમ સ્વીકારવાની હું આનાકાની કરૂં છું; કારણ સિદ્ધાત વિભાગમા એ અર્થશાસ્ત્ર કરતા વધારે વિસ્તીર્ણ અને આગળ વધેલો છે. દરેક ઉતરતી પંક્તિનો ગ્રંથકાર કાલક્રમ ઉલટાવી નાખતો નથી. ડૉ. જોલી પછીના કેટલાક ટાગોર વ્યાખ્યાનો ઘણા ઉતરતી પંક્તિના છે એટલા કારણથી એ વ્યાખ્યાનો એનાં વ્યાખ્યાન પહેલા અપાએલા હોવા જોઇએ એમ કહી શકાય નહિ.

૫. સૌથી પ્રાચીન ધર્મસૂત્રમા પૌરાણિક વાઙ્મયના સંબંધમાં ઉલ્લેખ આવે છે. આપસ્તંબ ભવિષ્ય પુરાણ માટે ૨, ૨૪, ૬, મા, તેમજ ફરીથી ૨, ૯, ૨૩, ૩ મા 'પુરાણ' માટે ઉલ્લેખ કરે છે. પાર્જિટરની શોધ પ્રમાણે ભવિષ્ય પુરાણ ઘણા જુના કાળથી હસ્તીમાં છે એમ જણાય છે. પુરાણ માટેનો ઉલ્લેખ છાન્દોગ્ય ઉપનિષદમા પણ આવે છે.

૬. દત્તકે વૈશિક ગ્રંથ પાટલિપુત્રમા વાત્સ્યાયનની પહેલાં લખ્યો હતો. આ અથવા બીજું કંઈ પણ વૈશિક પુસ્તક ઈ. સ. પૂ. ૩૦૦

અગાઉ લખાયું નહોતું એમ બતાવવા માટે કંઇ પણ પ્રમાણ નથી.

૭. પાણિનિની માહિતી ઉપરથી કૌટિલ્ય ઈ. સ. પૂ. ૩૦૦ માં થઈ ગયો એ વાતની વિરૂદ્ધ કંઈ પુરવાર થતુ નથી. વળી પાણિનિના સમય અગાઉ અર્થશાસ્ત્રમા નામ આખ્યાત, ઉપસર્ગ તથા નિપાત નો ઉપયોગ કરવામા આવ્યો હતો. અન્ય શબ્દોમા કહીએ તો પતંજલિ અને એની પછીના સમયમા પાણિનિની સંજ્ઞાઓ જેટલી પ્રચારમાં આવી હતી તેટલી એ સમયે આની નહોતી.

૮. શકુન પરીક્ષણ અથર્વ વેદના જેટલુંજ પ્રાચીન છે. જ્યોતિષ શાસ્ત્રની મૂળ ઉત્પત્તિ મેસોપોટેમિઆમાં થઇ હતી એમ અત્યાર આગમજનું સિદ્ધ કરવામાં આવ્યું છે. (બિહાર અને ઓરિસ્સાની રીસર્ચ સોસાઈટીનું જરનલ, ૧૯૧૯, પા. ૬૬૪; ઇન્ડિઅન એન્ટિક્વરી, ૧૯૧૮, પા. ૧૧૨.) ગ્રીક તેમજ હિંદુ લોકો બન્નેએ એકજ સાધનમાથી એ શાસ્ત્ર મેળવ્યું હતું. એ ગ્રહોના નામ આપેલા છે તે ઉપરથી કાલક્રમને લગતી કંઈ દલીલ રચાય નહિ ગ્રીક જ્યોતિષ શાસ્ત્રમાં તથા તે પછીના હિંદી વાઙમયમાં જે ગ્રહોને માટે ઉલ્લેખ છે તે માટે અર્થશાસ્ત્રમાં કંઇ નિર્દેશ નથી એ વાતથી અર્થશાસ્ત્ર ઘણું વહેલું રચાયું હોવાની પુષ્ટિમાં દલીલ કરી શકાય. પાટલિપુત્ર તથા અન્ય સ્થળોએ કાણાવાળા સિક્કા, વાસણો વગેરે મળી આવ્યાના પ્રત્યક્ષ પ્રમાણો ઉપરથી સાબિત થયા પ્રમાણે જે દેશમાં સિકંદર તેમજ ચંદ્રગુપ્તના સમયની પૂર્વે સૈકાઓ ઉપર ત્રાંબાના તથા ચાંદીના સિક્કા પાડવામા આવતા, સિક્કા માટે ધાતુની મેળવણી થતી, (પંજાબમાં સિકંદર આગળ રજુ કરેલી) 'સફેદ ધાતુ' અથવા નિકલ, પિત્તળ, લોખંડ, કાચ વગેરેનો ઉપયોગ થતો તે દેશમા ધાતુ શોધવાની વિદ્યા અને ખાસ કરીને ત્રાંબાનો ઉપયોગ માહિત હોવાંજ જોઇએ. થોડાજ સમય ઉપર પાટલિપુત્રમાં મૌર્ય વખતના ઘરમાથી રાય સાહેબ એમ. ઘોષને બીડ લોખંડ મળી આવ્યું છે. મૌર્ય વખતના તથા તે અગાઉના અક્ષરો વાળી

કાચની મોહોર પાટલિપુત્રમાં ડૉ. સ્પુનર તથા ગય સાહેબ એમ. વોધને જડી છે (બિહાર અને ઓરિસાની રીસર્ચ સોસાયટીનુ જરનલ, ૧૯૨૪). સાત ધાતુઓ તો છેક યજુર્વેદ જેટલા જુના કાળમાં લોકોની જાણમાં હતી (વાજસેનયી–સંહિતા, ૧૮, ૧૩; ૨૩, ૩૭).

૯–૧૦. આ દલીલ અર્થશાસ્ત્રમાં કાલ્પનિક અવતરણો હોવાના સિદ્ધાંતની વિરુદ્ધ જાય છે. જો લાંબા કાળની સાહિત્ય પ્રવૃત્તિ હોય તો એ અવતરણો સ્વાભાવિક લાગે. અર્થશાસ્ત્રની એટલે સિકંદરની પહેલાં વિજ્ઞાનને લગતા વિશિષ્ટ ગ્રંથો ઉપલબ્ધ હતા, તો દરેક વિજ્ઞાનનું જ્ઞાન ગ્રીક સ્વારી પછી શરૂ થયાનું કૌટિલિય કહી શકે નહિ. આ ગ્રંથોના અસ્તિત્વને લીધે અર્થશાસ્ત્રની રચના સાલ ઘણી મોડી અને નહિ કે ઘણી વહેલી મુકવાનું શું કારણ હોઈ શકે તેનો વિદ્વાન પંડિતે કંઈ ખુલાસો કર્યો નથી.

૧૧. મુદ્રારાક્ષસ કાલ્પનિક છે એમ સાબિત થયું નથી. એક અજ્ઞાત વસ્તુ ઉપરથી બીજી અજ્ઞાત વસ્તુ ઉપર જવું એ તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે યોગ્ય નથી. વળી જો એક મંત્રી કાલ્પનિક હોય તો બીજા સઘળા પણ તેવાજ હોય? જો ગ્રીક લોકો એનું નામ નથી જણાવતા તો એ કૌટિલિયનું કમનસીબ લેખી શકાય; વળી એ બીનાથી આવા પ્રખ્યાત પુરૂષની વિશિષ્ટતામાં ઉણપ જણાય છે, પણ એથી એ પુરૂષ હસ્તી ભોગવતો નહોતો એમ સાબિત થતું નથી. એમ છતા ગ્રીક ગ્રંથકારોની (દાખલા તરીકે મેગાસ્થનીસની) કૃતિઓનો સંપૂર્ણ સંગ્રહ તમારી પાસે કયાં છે? નવા રાજવંશના ઉદયને લઇને કેટલીક કલ્પિત કથાઓ જોડી કઢાય, કોઈ વખતે તેમ થાય પણ નહિ, અથવા કોઈ બાબતને લગતી જોડાય અને કોઇ બાબતને લગતી નહિ પણ જોડાય.

૧૨. ડૉ. જોલી હિંદુ સિદ્ધાંતથી માહિત છે કે રસાયન વિદ્યાનો જન્મ હિંદુસ્તાનમાં ઈ. સ. ની અગાઉ થયો હતો. ગમે તેમ

કહેવાતી વિદ્યા પ્રથમ કયા જાણમા આવી તે સાબિત થયુ નથી. રસાયન વિદ્યાના સંબંધમા પાછલા સમયના હિંદી વાઙ્મયમા કોન્સ્ટેન્ટનોપલ (રૂમ) માટે ઉલ્લેખ આવે છે, જો આપણે અર્થશાસ્ત્રનો પાછળની રસાયન વિદ્યા સાથેનો સંબંધ જોડીએ તો આપણને છેક મુસલમાની યુગ સુધી ઉતરી આવવુ પડે. એથી કરીને જોલી 'ગ્રીકો સીરિઆક' નજ સંભવિત હોય એમ ઠસાવવા મથન કરે છે, અને એ કલ્પિત મૂળ ઇ. સ. ના પહેલા સૈકામા ગોઠવી મુકે છે. પણ એક સાંકેતિક પ્રમાણથી બીજુ મત ટકતુ નથી. આપણી સમક્ષ એવી નિશ્ચયાત્મક હકીકત આવવી જોઇએ કે જેથી એમ પુરવાર થાય કે રસાયન વિદ્યા મૂળ હિંદુસ્તાનમા નહોતી, અને કોઇ અન્ય સ્થળેથી નહિ પણ ગ્રીકો-સીરિઆક સાધન મારફત જ હિંદુસ્તાનમા એ વિદ્યા આવી હતી. ઈ. સ. પૂ. ૩૦૦ વર્ષ અગાઉ હિંદુસ્તાનમા રસાયન વિદ્યા હતી એજ હકીકતને લઇને આપણને એ વિદ્યા અરબસ્તાનમા જન્મ પામ્યાના સિદ્ધાંતને છોડી દેવો પડે છે અને સ્વીકારવું પડે છે કે એથી પણ અગાઉ એ વિદ્યા હિંદુસ્તાનમા હોય કે કોઈ અન્ય દેશમા હોય. આથી વિશેષ આગળ આપણે જઇ શકતા નથી, કેમકે આ હકીકતમા એથી વધારે કંઈ સાબિત થઇ શકે એમ નથી. પાછલા સમયના સાહિત્યમા રૂમ તથા બરબર માટેનો ઉલ્લેખ છે તે આ પછીના કાળમાં દેશમા ફરી આણેલી વિદ્યાના સંબંધમા હોઇ શકે.

૧૩. સિકંદરના સમયમાં હિંદુસ્તાનમા ઘેરો નાખતી વખતે સીરિન્ક્સનો ઉપયોગ થતો. સિકંદરની સ્વારીના સમય અગાઉ તથા તે પછી કૌટિલિય હયાતીનો હોવાથી એ ઘણી સારી રીતે એ સંજ્ઞા વાપરી શકે. વિશેષમા, આશરે પહેલા કેટલાક ગ્રીક લોકો હિંદુસ્તાનની સરહદ ઉપર તેમજ ઇરાનીઓના અમલ હેઠળ પંજાબમાં વસતા હતા. આના ટેકામા એટલું જણાવવું બસ છે કે હિંદુસ્તાનમા પાડવામા આવેલા ઇરાની સિક્કા ઉપર ગ્રીક અક્ષરો માલમ પડ્યા છે.

૧૮. અશોકના શિલાલેખો ગજવહીવટની પદ્ધતિ વિષે સર્વ-દેશીય હકીકત આપવા માટે યોજાએલા નથી. મૌર્ય તેમજ તેની અગાઉના સમયના સિક્કા, આભુષણો (દાખલા તરીકે, પાટલિપુત્રમાંથી મળી આવેલી સુંદર સોનાની વીંટી), ખીલ, ગાળીને પાડેલા કાચના બીબાં, મોહોર વગેરે હિંદુસ્તાનમા ઉપલબ્ધ છે તેમ છતા હિંદુઓને ધાતુ ગાળતા ન આવડતુ હોવાના ગ્રીક લોકો તરફથી મુકાએલા દોષા-રોપને કોઈપણ સહજ પણ મહત્વનો ગણશે કે? એ લોકો પોતેજ ચંદ્રગુપ્તની આગળ સુંદર પાત્રો લઈ જવામા આવતા હોવા વિષે તથા મહેલમા સોનેરી સ્તંભ હોવા વિષે ઉલ્લેખ કરે છે. જો મેગાસ્થનીસ પાચજ ધાતુ ગણાવતો હોય તો જેમ બીજા ઘણા દાખલાઓમા એટલે સાત જાતની ધાતુઓ, લેખનકળા વગેરેના સંબંધમા માલુમ પડ્યુ છે તેમ આ બાબતમા પણ એનુ જ્ઞાન ઘણુ અધુરૂં હોવુ જોઇએ. ફક્ત યજુર્વેદ એકલામાજ માત્ર ધાતુઓના નામો આવે છે. એના મૂળ ગ્રંથને અભાવે એણે ખરેખર શુ કહ્યુ હતું અને હિંદુસ્તાનના કયા ભાગના સંબધમા લખ્યુ હતુ એ આપણે કહી શકીએ નહિ.

૧૫. મેગાસ્થનીસ પોતે કહે છે કે અંતર શોધી કહાડવા માટે રસ્તાઓ ઉપર પત્થરો રાખવામા આવતા તથા કોશ દર્શાવવા માટે પથ્થરો મુકવામા આવતા. જાતકોમા લેખીત તકતીઓ માટે ઉલ્લેખ છે; મોહોર તથા અશોકના શિલાલેખો ઉપરથી એમ સાબિત થાય છે કે મૌર્ય સમયમા લેખનકળા લોકોની જાણમાં હતી અને તેનો મોટે ભાગે ઉપયોગ થતો હતો. શું સિકંદરની સાથેજ એ કળા આપોઆપ દેશમા પ્રચારમા આવી? એ પેઢીના અરસા બાદ અશોકે પોતાના શિલાલેખો આખા હિંદુસ્તાન ઉપર પ્રસિદ્ધ કર્યાં એ ગ્રીક લોકો વાચે અને હિંદુસ્તાનના લોકોને સમજાવે એવા હેતુથી તો નજ હોય. વળી એના પિતા બિન્દુસારે ગ્રીસના રાજાને પત્ર લખ્યો હતો એથી. ટકાવી ન શકાય એવા વચન સર્વ રીતે ખોટાં ઠરે છે.

૧૬. મેગાસ્થનીસના 'વેચાણ કરેલી વસ્તુઓ ઉપરના કર' માં અર્થશાસ્ત્રમાં જણાવેલા જકાત તથા સામાન્ય લાગાનો સમાવેશ થઈ શકે. વળી મેગાસ્થનીસનો ગ્રંથ આપણી પાસે નથી.

૧૭. જો મેગાસ્થનીસ તથા અર્થશાસ્ત્ર વચ્ચે મળતી આવતી બાબતોથી કંઈ પુરવાર થતુ નથી તો એથી ઉલટી બાબતોથી શું થઈ શકે?

૧૮. પાટલિપુત્ર માટેના ઉલ્લેખના અભાવથી કંઈ નક્કી કરતું નથી. શંખ, હીરા, રત્ન, મોતી વગેરે માટેનો દક્ષિણ તરફનો વેપારનો ધોરી માર્ગ બેશક અગત્યનો હતો. વળી સાથે સાથે અર્થશાસ્ત્ર કાશી, નેપાળ, કુકુર, લિચ્છાવી, મલ્લ, કમ્બોજ, કુરૂ, પચાળ, સુરાષ્ટ્ર, મદ્ર વગેરેનાં નામો આપે છે. એની દૃષ્ટિમર્યાદા વિશેષ કરીને ઉત્તર તરફજ સંકુચિત રહેલી લાગે છે.

કેટલા બધા હસ્ત લીખીત ગ્રંથો દક્ષિણમાંથી જડી આવ્યા છે, એ કારણે શું આ બધા ગ્રંથ કર્તાઓ (ભાસ વગેરે) દક્ષિણમાજ થયા હતા?

૧૯. અર્થશાસ્ત્ર સ્પષ્ટ રીતે જુના પ્રમાણભૂત ગ્રંથોને આધારે લખાએલું હોવાથી, અને સૂત્ર તથા ભાષ્ય એકજ પુસ્તકમા સાથે સાથે હોવાથી, કર્તાનો પોતાનો મળ અભિપ્રાય દર્શાવનાર સૂત્ર અવદેશ તરીકે ગણાયું. ફ્લીટ જણાવે છે તેમ, તથા લગભગ દરેક હિંદુ જાણે છે તેમ, આ દેશમાં પોતાની કૃતિમાં કર્તાનું નામ આપવાની પ્રથા ઘણી જુની તેમજ પ્રચલિત છે. પરદેશીની નજરમા એ વિચિત્ર જણાય પણ આ દેશમાં તો એ સામાન્ય છે.

૨૦. મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીએ (અર્થશાસ્ત્રના ઉપોદ્ઘાતમા) જણાવ્યું છે તે પ્રમાણે વિશાલાક્ષ તથા બૃહસ્પતિમાનાં અવતરણો આદિત્યમા લેવાએલા મોજુદ છે. વિશેષમાં હું જણાવીશ કે શુક્ર (ઉશનસ) તથા બૃહસ્પતિમાનાં અવતરણો સુબંધના પંડિત

નથુરામ પ્રેમીએ પ્રસિદ્ધ કરેલા નીતિ વાક્યામૃતની ટીકામા લેવામાં આવ્યાં છે, તેમજ આગળ કહેલા માનવ અર્થશાસ્ત્રમાના અવતરણો પણ તેમાં છે.

આ અવતરણો ઉપલબ્ધ હોવાથી કોઈ પણ એમ કહેતો સંભળાશે નહિ કે અર્થશાસ્ત્રમા જે ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તે સર્વ કાલ્પનિક છે. જોલીએ દાખલા તરીકે અર્થશાસ્ત્રની શૈલી પ્રાચીન નથી તથા 'ભુગોળને લગતા પ્રમાણો ઉપરથી એની રચ્યા સાલ પાછળની ઠરે છે'[1] એવા ટકાવી ન શકાય એવા વિચારોની ખરી રીતે કંઇ ગણના કરી નથી.

---

૧ ચીન વિશેનો નિર્દેશ ખાસ લક્ષમાં લેવા લાયક નથી, કારણ એ સંજ્ઞા હમેશાં દરદ અથવા પ્રાચીન સંસ્કૃત વાઙ્મયમાંના હિમાલયના અન્ય દેશોનાં નામ સાથે મુકવામા આવતી હોવાથી એ ગિલગિટમાં વસતી શીન જાત માટે વપરાતી લાગે છે. એ જાત હજી એ નામે ઓળખાય છે અને એમને ત્યાં શેતુરનાં ઝાડ પુષ્કળ હોવાથી રેશમનો ઉદ્યોગ ચાલે છે. આ સંબંધમાં સર જ્યોર્જ ગ્રીઅરસને પણ પોતાના લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઇન્ડીઆ, પુ. ૧૦, ભાગ ૪, પા. ૫ ઉપરની ટીપ (Linguistic Survey of India, X, Part 4, p 5, n) માં એજ આશયના વિચાર દર્શાવ્યા છે, જેમકે, 'હું એવું સૂચન કરીશ કે આ (મનુ ૧૦, ૪૪)તથા એવા બીજા સ્થળોએ (કરનામાં આવતો ઉલ્લેખ) હજી પણ ગિલગિટ તથા તેની આસપાસના મુલકમા વસતી શીન જાત માટે છે.' વિશેષ જણાવવાનુ કે ચીન લોકો મૂળ ક્ષત્રિય હતા એમ ધારવામાં આવતું. અર્થશાસ્ત્ર ઉપરથી જણાય છે તેમ તેઓ સંસ્કૃતમાથી નીકળેલી કોઇ ભાષા બોલતા, કારણ તેમાં એમ જણાવ્યું છે કે ચીન લોકોના દેશમાં ઉત્પન્ન થતુ રેશમી કાપડ કૌશેય તથા ચીનપટ્ટ નામે ઓળખાતું. એ બેમનો એક પણ ચીનાઇ ભાષાનો શબ્દ નથી. જે જે સમૂહમાં ચીન માટે ઉલ્લેખ છે તે તે સમૂહના સઘળા અંગભૂતો હિમાલયમાં વસતી જાતો છે. 'ચીન' લોકો એકલા હજારો માઇલ દુર ચીનમા જઇ વસે નહિ. એજ પ્રકરણ (૧૧.૨)માં ચીનસિ પીછાં અથવા રેશમી કાપડ બાલ્હવથી આવતું એવો ઉલ્લેખ છે. એ બાલ્હવ ભટ્ટસ્વામિનના કહેવા પ્રમાણે હિમાલયમાંનો પ્રદેશ છે.

**(૩) રચ્યા સાલ ઈ. સ. પૂ. ચોથા સૈકામાં ગણવાની પુષ્ટિમાં નવાં પ્રમાણો.**

અર્થશાસ્ત્રમા એવા પ્રમાણો છે કે તે ઉપરથી રચ્યા સાલ ચોથા સૈકામા હોવાની માન્યતાને પુષ્ટિ મળે છે.

(૧) યુક્ત સંજ્ઞાનો વપરાશ (એ મૌર્ય સમયમાંજ વપરાસમા હતી), તથા પ્રજાસત્તાક રાજ્યો તરફ ચલાવવાની રાજનીતિ દરાવ વાળા 'ભૌગોલિક પ્રદેશ' એ માત્ર મૌર્ય સમયના સંબંધમાંજ હોય. ઈ. સ. પૂ. પહેલી સદીમા તેમજ ઈ. સ. ની પહેલી અથવા બીજી સદીમાં કોઈપણ સત્તા, કોઈપણ 'રાજા' એવો નહોતો કે જેના તાબા હેઠળ વિદેહથી અફઘાનિસ્તાન સુધીનો મુલક આવ્યો હોય (અને જેને માટે કૌટિલિયએ સંઘ-વૃત્ત રાજનીતિ દર્શાવી હોય).

(૨) વળી યુગ શબ્દ લઇએ. એનો અર્થ પાંચ વર્ષ થાય છે (૨. ૨૦). આ શબ્દ જ્યોતિષ વેદાંગમાં જાણીતો છે, પણ માનવ ધર્મશાસ્ત્ર સુદ્ધાં શરૂઆતના સૈકાના વાઙમયમાં એ વપરાએલો નથી.

(૩) વળી વર્ષાઋતુ શ્રાવણ માસમાં શરૂ થતી એ પ્રમાણ લઇએ. આનો અર્થ એ થાય છે કે ગ્રંથકર્તાના સમયમાં વર્ષાકાળ શ્રાવણમા શરૂ થતો; હમણા અષાડ માસમા શરૂ થાય છે તેમ નહિ હોય. દર સો વર્ષે ઋતુ દોઢ દિવસ પાછી હઠે છેઃ—

'આ તફાવતને લઇને સિકંદર તથા અશોકના વખતમાં વર્ષા હમણાના કરતા બરાબર એક મહિનો વહેલી શરૂ થતી હશે' (કનિંગહામ, Indian Eras, P. 3).

(૪) વળી અર્થશાસ્ત્રમાંનું आषाढे मासि नष्टच्छायो मध्यान्हो भवति એ વચન જુઓ. આવી રીતે માત્ર ઉત્તર (પાટલિપુત્ર) માંજ લખી શકાય અને નહિ કે દક્ષિણમાં.

(૫) મૌર્યવંશના સમયમાં પ્રસ્તુત ગ્રંથની રચ્યા સાલ મુકવામાં

---

ગિલગિટ તેમજ કાશ્મીર બન્નેમા હજીપણ ચામડાનો વેપાર ચાલે છે તથા રેશમી કાપડ બને છે.

આપણને મદદગાર થએલાં રાજકીય વિષયને લગતાં પ્રમાણો ઉપરાંત, આપણને કેટલાંક વધારાનાં સાધનો એવાં મળેલાં છે કે જે ઉપરથી એમ નક્કી કરી શકાય કે એ ગ્રંથ મૌર્યવંશના પાછલા ભાગમાં લખાયો હોયજ નહિ. અર્થશાસ્ત્રની મ્યુનિચની હસ્તલિખિત પ્રતના શામશાસ્ત્રીના અનુવાદ ( પા. ૨૨૧.) ની ટીપમાં શુદ્ર સાધુઓ સાથે અથવા એ સાધુઓ તરીકે શાક્ય અને આજિવક લોકોને એક સમૂહમાં મુકેલા છે, તે છતાં તેઓની ગણના એટલી બધી ઉતરતી પંક્તિએ થઈ શકે નહિ. એ સંભવિત લાગતું નથી કે અશોક અથવા તેના વંશજોના અમલમાં આ લોકોની વિરુદ્ધ જાય એવા કાયદા ઘડાયા હોય. વળી મૌર્ય લોકોને સોનુ ઘણુ વ્હાલું હતુ એવી પ્રતંજલિએ કરેલી ટકોરને અર્થશાસ્ત્રમાની ટીકાથી પુષ્ટિ મળે છે કે 'મૌર્ય રાજાઓ પૈસા મેળવવા માટે અર્ચા અથવા પૂજન કરતા.' અશોકે આમ કર્યું હોય નહિ, કારણ એમ કરવા માટે એ ઘણો ન્યાયપરાયણ તેમજ ધાર્મિક વૃત્તિનો હતો. એના વંશજો પણ એવીજ ધાર્મિક વૃત્તિના હતા. પતંજલિનું તેમજ અર્થશાસ્ત્રમાંનુ પ્રમાણ ચંદ્રગુપ્ત અથવા બિન્દુસારમાના એકાદને અનુલક્ષિને હોય. કૌટિલિયએ એ બન્ને રાજાઓના અમલ હેઠળ કામ કર્યું હતું.

વિધર્મિક જૈન તથા બૌદ્ધ અને શાસ્ત્રસંમત બ્રાહ્મણ સાહિત્યમા ખાતરીપૂર્વક જણાવવામાં આવ્યુ છે કે કૌટિલિય ચંદ્રગુપ્ત રાજાનો મંત્રી હતો. બૌદ્ધ અને જૈન ગ્રંથો એને ધુર્ત અથવા શઠ તરીકે, સિક્કા ઉપરથી ધાતુ ઉતારી પૈસા મેળવનાર, સ્વારી કરી વિજય મેળવનાર તથા માણસોને મારી નાંખનાર, વગેરે, ગણે છે. એથી ઉલટું, પુરાણો કાર્યદક્ષ મંત્રી તરીકે એની ગણના કરે છે. આવા એક બીજાથી ઉલટા જતા પરંતુ મનુષ્ય સ્વભાવમાં મળી આવતા ગુણો કોઈ કાલ્પનિક વ્યક્તિમાં હોય એમ શા કારણે દર્શાવવામાં આવ્યું હોય? એની કરવામાં આવેલી નિંદા તથા એનું કઢંગું ગોત્ર નામ એજ એના ઐતિહાસિક વ્યક્તિ તરીકેના અસ્તિત્વની સાબિતી છે એમ મને લાગે છે.

આપણે અર્થશાસ્ત્રમા તપાસ કરીશું તો બન્ને વૈધર્મિક તેમજ શાસ્ત્રીય પ્રમાણોમા જણાવેલા કૌટિલિયના લક્ષણો આપણને મળી આવશે. એ વૈધર્મિક વિચારવાળાઓને દખાવવા નથતો અને તેઓ એને દુર્જન ગણતા.

(૬) ચંદ્રગુપ્ત રાજા ખરેખર થઈ ગયો છે એમ પ્રતિપાદન કરવામા પુરાણો ખરા ઠરે તો પછી તેમા આવેલી કૌટિલિય વિશેની હકીકત બાબત તેના ઉપર આધાર કેમ ન રાખીએ? જો કૌટિલિય અસ્તીત્વમા હતો, તો પછી એણેજ આ ગ્રંથ લખ્યો હતો એમ આપણે કેમ ન કહીએ? એ ગ્રંથના છેલ્લેથી જે બીજા શ્લોકમાં કર્તા તરીકે એનુ નામ આવે છે તે શ્લોક એ ગ્રંથનો કામન્દકે અનુવાદ કર્યો તે પહેલા તેના ઉપોદ્‌ઘાતમાં હતો, ત્યારે એથી વિરૂદ્ધ જવા માટે આપણને કંઇ કારણ રહેતું નથી. કંઇ પણ કારણ દર્શાવ્યા વિના જોલી પણ આ શ્લોક ગ્રંથ લખાયો ત્યારથી તેમાં હોવાનું માને છે.[૧]

(૭) આ ગ્રંથ વાત્સાયનના પહેલાં રચાએલો હતો, અને કામન્દકે તે કૌટિલિયએ રચ્યાનું જણાવ્યું હતું, તો જે કોઇ એ ગ્રન્થનો કર્તા બીજો કોઈ હોવાનું પ્રતિપાદન કરવા અને અર્થશાસ્ત્રમાંના જે પ્રમાણોને વાત્સાયન તથા કામન્દક, દણ્ડિન તથા પંચતંત્ર તથા તંત્રઆખ્યાઈકામાંથી પુષ્ટિ મળે છે તે પ્રમાણોને ખોટાં ઠરાવવા માંગે તેના ઉપર એ સઘળું સાબિત કરવાનો બોજો રહે છે.

(૮) ધર્મશાસ્ત્રને લગતો કોઇ ગ્રંથ ઋષિપ્રણિત છે એમ કહેવામાં તથા તેનુ સમર્થન કરવામાં કંઈ આશય રહેલો હોય છે, પણ એકાદ આર્થિક વિષયને લગતું પુસ્તક બીજા કોઇએ લખ્યું છે એમ કહેવા માટે તેવો કંઇ આશય રહેતો નથી. એ ઉપરાંત કૌટિલિય કંઇ ઋષિ નથી. આ પહેલાંનાં અર્થશાસ્ત્રને લગતાં પુસ્તકોના કર્તા/

૧. ગ્રંથકર્તાના નામવાળો પ્રથમ શ્લોક દણ્ડિનના સમય પહેલા ગ્રંથમા હતો. ઉપરનુંજ પ્રમાણ દણ્ડિન આપે છે અને જણાવે છે કે સંક્ષિપ્ત ગ્રંથ તરીકે વિષ્ણુગુપ્તે મૌર્ય લોકો માટે તૈયાર કર્યો હતો, અને તેમાં પ્રસ્તુત શ્લોકમાંના તથા તેની આગળના ફકરાના શબ્દો લગભગ ઉતાર્યા હતા

ઋષિઓ હતા. કોઈ પંડિતે એ પુસ્તક લખ્યું હોત અને તે કોઇ બીજાએ લખ્યું છે એમ તે દસાવવા માગતે તો તે કોઇ ઋષિને નામે એ પુસ્તક બહાર પાડતે અને (બૌદ્ધ તથા જૈન) સમાજનો મોટો ભાગ જે નામ પ્રત્યે તિરસ્કાર દર્શાવનો ન હોત તે નામ પસંદ કરતે.

(૯) પુરાણોમાં ચંદ્રગુપ્તનુ બીજુ નામ નરેન્દ્ર તરીકે આવે છે. ગ્રંથકર્તાનુ નામ પુસ્તકમા છે એટલુજ નહિ, પણ અર્થશાસ્ત્રમા રાજ-ચિન્હમા જે રાજાનું ચિન્હ नरेन्द्राङ्क મુકવાનુ સૂચન છે તે રાજાનુ નામ નરેન્દ્ર આવે છે. આ પ્રત્યક્ષ પ્રમાણ છે.

(૧૦) મૌર્ય વંશના સામ્રાજ્યના આરંભ કાળમા મહાવિસિ (વેદમાના મહાવૃષ)ની આયાત નિકાસ વસ્તુઓની, અફવાનિસ્તાન (અરેબિઆ) ના સુકી દરાખમાથી કહાડેલા મૃદવિ દારૂની, ઍક્ઝી વખને શિબિ તથા મેકલ અને મજમ એટલે ઉત્તરાપથ અને દક્ષિણાપથના માપ તથા તોલના વજનની નોધ લેવાનુ, અને પાટલિપુત્રમા બેઠા બેઠા ગન્ધાર દેશની નિન્દા કરવા માટે શિક્ષા ઠરાવવાનુ બની શકે એમ હતુ. વળી ઘણી ઉચ્ચ પદવી ભોગવતા રાજમંત્રીને જ અર્થશાસ્ત્રમા આવેલી સઘળી નાણા વિષયક તથા સૈન્યને લગતી ખબરો મેળવવાનુ પ્રાપ્ત થાય. સ્ત્રીઓને સાધ્વી બનાવવા માટે અને સાધુઓને પોતાના કુટુંબીઓ માટે ગુજરાનની વ્યવસ્થા ન કરવા માટે શિક્ષા નિર્માણ કરવાનુ શરૂઆતના મૌર્ય અમલના પ્રથમ બે શહેનશાહના સમયમા બની શકે એમ હતુ. (માનવ ધર્મશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે શુન્ગ સમયમા નિયોગની વ્યવસ્થા તરફ ધીક્કાર દર્શાવવામા આવતો હતો છતા) રાજાની અવિવાહિત કન્યા સાથે વ્યવહાર કરી રાજપુત્ર ઉત્પન્ન કરવો, જે મહાકાવ્યોની આપણને માહિતી છે તેનાથી જુદાજ મહાકાવ્યોનુ જ્ઞાન હોવુ, એવા એવા નિર્દેશ ઉપરથી શુન્ગ સમયની અગાઉના ઘણા જુના કાળમા આ ગ્રંથ લખાયો હોય એમ સૂચન થાય છે.

## પ્રથમ ભાગ સમાપ્ત.

# હિંદુ રાજ્યવ્યવસ્થા.



## ભાગ ૨ જો.



રાજસત્તા

તથા

સામ્રાજ્ય પદ્ધતિ.

# પ્રકરણ ૨૨ મું

## હિંદુ રાજસત્તા
## એનાં મૂળની પ્રાચીનતા તથા ઉપપત્તિ.

રાજન શબ્દનો તેમજ એ જે શબ્દ ઉપરથી આવ્યો છે તે રાત શબ્દનો મૂળ અર્થ રાજકર્તા થાય છે. લાટિન રેક્સ ( rex ) શબ્દ સાથે એને જોડવામા આવે છે પરંતુ હિંદુ રાજકીય સિદ્ધાંત. વાદીઓ એ શબ્દની ઉત્પત્તિ દાર્શનિક તત્વોમાંથી થએલી જણાવે છે. રાજાને રાજા એટલા કારણથી કહેવામાં આવે છે કે સારો રાજ અમલ ટકાવી રાખીને લોકોના મન રંજન કરવાની એની ફરજ છે. આ દાર્શનિક અર્થ સિદ્ધાંત તરીકે આખા સંસ્કૃત વાઙ્મયમાં સ્વીકારવામા આવ્યો છે. એ મંજ્ઞાનો રાજવ્યવસ્થાને લગતો આ અર્થ રાજાઓએ સ્વીકારી માન્ય રાખ્યો છે. કલિંગનો રાજા ખારવેલ જૈન હતો તે પોતાના શિલાલેખ ( આસરે ઈ. સ પૂ. ૧૬૫ ) મા જણાવે છે કે તે પોતાની ૩૫ લાખ પ્રજાના મન રંજિત રાખતો. બૌદ્ધ સુત્રમા સિદ્ધાંતને લગતી એવીજ વ્યાખ્યા મળી આવે છેઃ धम्मेन परे रंजेतीत खो, वासेथ्थ, राजा ( દિઘ-નિકાય, અગન્નસુત્તન્ત, ૨૧, પુ. ૩. પા. ૯૩ ). બૌદ્ધ પ્રજામાના શાસ્ત્રને માનનારા તેમજ નહિ માનનારા બન્ને પક્ષોએ આ અર્થ સ્વીકાર્યો હતો એટલુંજ નહિ, પણ આ અર્થ તથા રાજ્યધારણનો આ સિદ્ધાંત આખા રાષ્ટ્રે માન્ય રાખ્યો હતો.

આગળ જણાવી ગયા પ્રમાણે, મેગાસ્થનીસ પોતાના સમયમાં પ્રચલિત હિંદુ પરંપરાની નોંધ લે છે કે હિંદુસ્તાનમા વ્યવસ્થિત રાજ અમલ સૌથી પ્રાચીન કાળમાં રાજસત્તા રૂપે હતો. આને ઋગવેદમાથી

ટેકો મળે છે એ સમયમા રાજવહિવટ ગજસત્તા રૂપે સાધારણ રીતે ચાલતો મળી આવે છે એ રૂપનુ સમર્થન કરનારાઓને રાજા વિનાના ગજબધારણની વિરૂદ્ધ આ હકીકતનો ઉપયોગ કરતા આપણે જોયા છે. મેગાસ્થનીસને વિરોધમા કહેવામા આવ્યુ હતુ તે પ્રમાણે આવી ગજસત્તાના અમલ પછી પ્રજાસત્તાક રાજ્ય અમલના પ્રયોગ કરવામા આવ્યા હતા. ઐતરેય બ્રાહ્મણ (૮.૧૮) મા જણાવ્યુ છે તે પ્રમાણે 'દઢ રાજઅમલવાળા મધ્ય પ્રદેશમા' ગજ-સત્તા સર્વ વિરોધની સામા ટકી રહી હતી, એટલે મેગાસ્થનીસ જણાવે છે તેવો કંઇ ફેરફાર અહીં થયો નહોતો. આ મધ્ય પ્રદેશ એટલે કુરૂક્ષેત્રથી પ્રયાગ સુધીનો જમના અને ગંગા નદીની ખીણનો પ્રદેશ હતો અને અહીંજ આર્ય વિજેતાઓએ પોતાની રાજસત્તા બેસાડી હતી. પૌરાણિક ઇતિહાસથી આ વાતને ટેકો મળે છે. એના રાજકર્તાઓની સત્તા એ પ્રદેશ ઉપરજ ચાલતી અને તેની ચોમેર માત્ર પૂર્વ તરફ લબાઈ હતી. ઐતરેયમા જણાવ્યા પ્રમાણે પૂર્વ (પ્રાચી) નુ ગજબધારણ સામ્રાજ્ય રૂપે હતુ એટલે તેમા અનેક એકગજતત્રો એકઠા થએલા હતા.

હિંદુ રાજસત્તાની ઉત્પત્તિના સબધમા કેટલાક સિદ્ધાતો હિંદુ વાઙ્મયમા ઉપલબ્ધ છે. વ્યાવહારિક રીતે વહીવટ ચલાવવામા એ બધારણની શી અસર થઈ હતી તે સમજવા માટે એ સિદ્ધાતોની સક્ષિપ્ત તપાસ અગત્યની જણાશે

વૈદિક સિદ્ધાત ઐતરેય બ્રાહ્મણમા મળી આવે છે. અહીં એમ પ્રતિપાદન કરવામા આવ્યુ છે કે દેવોનો એટલે એમના ઉપાસક હિંદુઓનો મૂળ કોઈ રાજા નહોતો. અસુરો સાથેના વિગ્રહમા દેવોને ઉપરાચાપરી પોતાનો પરાજય થતો જણાયો ત્યારે તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે અસુરોની સરદારી એમના રાજાના હાથમા હોવાથી તેઓ વિજયી થતા, અને પરિણામે એ પ્રયોગ અજમાવવાનો એમણે ઠરાવ કર્યો. ઐતરેય બ્રાહ્મણમાનુ આ પ્રમાણ

ઐતિહાસિક હકીકતને લગતું છે એમ ધારીએ તો જે સમયે હિંદુસ્તાનમાં આર્ય લોકો જાતિબધ્ધ ટોળાંઓમા રહેતા તે સમયને લગતું એ હોવું જોઇએ. એ ઉપરથી એવું સૂચન થઈ શકે કે દ્રાવિડીઅન લોકો પાસેથી રાજસત્તાની સંસ્થાનું અનુકરણ કરવામા આવ્યું હતું. સિદ્ધાંતના સંબંધમા ઐતિહાસિક સત્ય ગમે તે હોય છતાં જે અગત્યની બીના અહીં લક્ષમા રાખવાની છે તે એ છે કે અસલ રૂપમાં રાજસત્તા વરણીના ધોરણ ઉપર રચાએલી મનાવામાં આવતી.

એમ છતાં રાજદ્વારી વિષયોના પંડિતોના સિદ્ધાંત પ્રમાણે પ્રથમ રાજા કેટલીક શરતોએ અથવા કરારને ધોરણે ચુંટવામાં આવ્યો હતો અને ત્યારબાદ એ મૂળ કરાર હમેશા અમલમાં મુકવામાં આવતો. આમ હકીકત હોય તો લોકોએ કાયદાની સત્તાની અવગણના કરવાથી દેશનો રાજવહીવટ ચલાવવા માટે રાજાની વરણી કરવાની જરૂર પડી હોય. કરાર ઉપર રચાએલી રાજસત્તાના સિદ્ધાંતની પુષ્ટિમાં વૈદિક સુત્રો, રાજાની વરણીને લગતી ઋચાઓ, ચુંટણીનાં સિદ્ધાંત ઉપર આધાર રાખતા રાજાઓના અભિષેકની ક્રિયા વિધિઓ, અને રાજ્યારોહણ વખતની પ્રતિજ્ઞા મળી આવે છે.

રાજગાદી વંશપરંપરાની થઈ ત્યારે પણ નવો રાજા ગાદીએ આવતાં આ સઘળી ક્રિયા વિધિઓ સતત પાળવામાં આવતી. સિદ્ધાંતની દૃષ્ટિએ, આ શાસ્ત્રીય ક્રિયા અનુસાર, રાજા હમેશાં ચુંટી કઢાવવામાં આવેલા અમલદાર તરીકે મનાતો અને રાજ્યારોહણની પ્રતિજ્ઞામાં સ્વીકારેલી શરતોએ એ પોતાની સત્તા ભોગવતો એમ સાધારણ રીતે ગણાતું. આપણે આગળ જોઇશું તે પ્રમાણે, બન્ને રાજા અને પ્રજા રાજદ્વારી પંડિતોના કરારના સિદ્ધાંત ઉપર શ્રદ્ધા રાખી હમેશાં તે માન્ય રાખતા.

વેદ પછીના સમયમાં કેટલીક વાર વરણી ખરેખર કરવામાં

આવતી. મેગારથનીસ જણાવે છે કે સ્વયંભૂ, બુદ્ધ તથા ક્રતુ પછી સામાન્ય રીતે રાજાઓ વંશપરંપરાને ધોરણે ગાદીએ બેસતા, પણ 'રાજકુટુંબમાં જ્યારે વારસો ન હોય ત્યારે ગુણ જોઇને હિંદીઓ પોતાનો રાજા ચુંટી કહાડતા'. ( મેકક્રિન્ડલ, મેગાસ્થનીસ અને એરિઅન પા. ૨૦૦ ). જાતકોમા રાજાની વરણીની વાતો છે અને દેશના લોકસાહિત્યમા પ્રાણીઓ પણ પોતાના રાજા ચુંટી કહાડતા એવી વાતો આવે છે. આ ઉપરથી એવું સૂચન સહજ થાય કે રાજ-સત્તાની વરણીનો સિદ્ધાંત આખા રાષ્ટ્રમા સર્વમાન્ય હતો. હવે આપણે વેદમાનાં રાજાની ચુંટણી કરવા સંબંધનાં તથા વૈદિક રાજસત્તા સંબંધના સૂત્રો તપાસીએ.

---

## પ્રકરણ ૨૩ મું

## વૈદિક સમયનો રાજા અને તેની વરણી.

લોકો સમિતિમા એકઠા થઇ રાજાને ચુંટી કહાડતા. જમા થએલા લોકો સર્વાનુમતે તેને રાજપદ માટે ચુંટતા અને સમિતિ તેની નિમણુક કરતી એમ માન્યતા હતી. એને કહેવામાં આવતું કે એણે રાજ્ય પોતાના કબજામા રાખવું, અને વિશેષમાં એવી આશા રાખવામાં આવતી કે 'એ પોતાના ઉચ્ચપદ ઉપરથી ચ્યુત થશે નહિ', તેમજ દુસ્મનોને દબાવી દેશે.

વરણીને લગતું સૂત્ર અથર્વવેદ ૬, ૮૭–૮૮ મા આવે છે, અને એજ સૂત્ર કંઈ ફેરફાર સાથે ઋગ્વેદ ૧૦–૧૭૩ માં પણ છે. એ સૂત્રનો સાર આ પ્રમાણે છે:

ખુશીથી તમે અમારી સાથે આવી રહો; ડગમગ્યા વિના દૃઢ રહો; સર્વ લોકો તમને આમંત્રે છે; તમે રાજ્યથી ભ્રષ્ટ થશો નહિ.

અહીં પર્વતની માફક તમે અવિચળ રહો અને હો પડશો નહિ. ઇન્દ્રની પેઠે દૃઢ રહોઃ અહીં રહી રાષ્ટ્રને ધારણ કરો.

હવિની આહુતિને લઇને ઇન્દ્ર (રાષ્ટ્રને) દૃઢતાથી ધારણ કરે છે; એને માટે સોમ તેમજ બ્રહ્મણસ્પતિ પણ એમજ કહે છે.

સ્વર્ગના (જેવા) અચળ, પૃથ્વીના (જેવા) અચળ, જગતના (જેવા) અચળ, પર્વતના (જેવા) અચળ, લોકોના આ રાજા પણ અચળ હો.

તમે રાષ્ટ્ર ધારણ કરો અને તેને વરુણ, બૃહસ્પતિ, ઇન્દ્ર તેમજ અગ્નિ દેવ અવિચળ રાખો.

ચ્યુત થયા વિના દૃઢતાથી તમે શત્રુઓનો નાશ કરો અને શત્રુના જેવું વર્તન રાખનારાએને પગ તળે કચડી નાખો.

સર્વ દિશા સર્વાનુમતે તમારૂં સન્માન કરે છે અને દૃઢતા રાખશો એમ ધારી સમિતિ અહીં તમારી નિમણુક કરે છે.

વરણીના આ સૂક્તને મળતી આવતી ઋગ્વેદની ઋચાના છેલ્લા પદમાં રાજા એકલાનેજ લોકો પાસેથી કર લેવાને અધિકારી ગણ્યો છે, તે લોકોનો ખરો રાજા છે. 'એકલોજ કર લેનાર' એ શબ્દો ઉપરથી એમ જણાય છે કે રાજ્યના ભાગ તરીકે નિયમિત રીતે કર ઉઘરાવવાની પદ્ધતિ અત્યાર પહેલાની સ્વીકારવામાં આવી હતી. રાજા સિવાય અન્ય કોઇને એ કર ઉઘરાવવાનો હક્ક નહોતો. આખા રાષ્ટ્રમાં સૌથી ઉચ્ચ સ્થાન તરીકે અર્થસૂચક રીતે વર્ણવવામાં આવે છે એવા સ્થાન ઉપર બેસવા રાજાને વિનંતિ કરવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે જ્યારથી વૈદિક સમયના રાજપદનો સ્વીકાર થયો હતો ત્યારથીજ આખા રાષ્ટ્રને એક ઘટના તરીકે ગણવામાં આવ્યું હતું.

નવો રાજા ગાદીએ બેઠા પછી તેને એકત્ર થએલા લોકો તથા રાજકૃત (રાજા બનાવનારા) પલાશના લાકડાની બનાવેલી પોંચી રાજ-

પદના લાક્ષણિક ચિહ્ન તરીકે આપતા. એને મણિ કહેતા. પાછળના પ્રમાણભૂત ગ્રંથોને આધારે મોટા અમલદારો અથવા મંત્રીઓ એટલે કોશાધ્યક્ષ, સૈનાપતિ, ગ્રામણી અથવા શહેરનો મુખી અને બીજાઓ ' રાજા બનાવનારા ' તરીકે ઓળખાતા. નવો ચુંટી કહાડવામા આવેલો રાજા આ સઘળાઓને ' રાજા ' તથા ' રાજા બનાવનારા ' કહેતો હોવાથી એમ જણાય છે કે તેઓ રાજકર્તા તરીકે ગણાતા અને રાજા તેમનામા મુખ્ય હતો. પાછળથી તેઓ રત્નિન એટલે જેમને રત્ન અથવા મણિ સોપવામા આવ્યુ હોય એવા કહેવાતા. કેમકે રાજસત્તાના લાક્ષણિક ચિહ્ન તરીકે ઓળખાતુ રત્ન એઓજ રાજાને આપતા. અસલના સમયમા કારીગરો તેમજ રથ બનાવનારાઓ સુદ્ધાં સમાજના જે સઘળા લોકો હાજર હોય તેમની પાસેથી રાજા આ રત્ન સ્વીકારતો. વૈદિક સમયમાં રાજાની વરણીને અંગે આટલીજ ક્રિયા થતી.

પર્ણ અથવા મણિનો સ્વીકાર કરતાં રાજા અથર્વવેદ ૩. ૫ ૬–૭ માંના મંત્રો ઉચ્ચાર કરી સઘળા જમા થએલા લોકોને પોતાની મદદમાં ઉભા રહેવા માટે વિનંતિ કરતો.

રાજા જીવે ત્યાં સુધી તે ગાદી ઉપર રહે એ હેતુથી એની વરણી થતીઃ [ દશમીમુગ્રઃ સુમના વશેહ અથર્વવેદ ૩. ૪. ૭. ]

રાજગાદી રત્ન જડીત હોય જ્યા તે ઉપર સિંહ, વાઘ અથવા દીપડાનુ ચામડુ પાથરવામાં આવતુ, કેમકે એ શૌર્યના વિશિષ્ટ લક્ષણ તરીકે ગણાતું. " તુ વાઘ હોઈ, વાઘના આ ચામડાં ઉપર મહા દિશાઓમાં ફર. સર્વ જાતિના લોકો તારી ફતેહની વાન્છના કરશે. " (અથર્વવેદ ૪. ૮. ૪.) ગાદીએ બેસા પછી રાજા ઉપર પાણીનો અભિષેક કરવામા આવતો.

કેટલીક વખત રાજાને અધિકારભ્રષ્ટ કરવામા આવતો અને એ દેશનિકાલ પણ થતો. દેશવટો ભોગવ્યા પછી એવા અધિકારભ્રષ્ટ થએલા રાજાને કેટલીકવાર ફરી ચુંટવામાં આવતો, અને એમ થતાં

એ પોતાના વરણી કરનારાઓ સાથે સંમત થનો મનાતો. (અથર્વવેદ ૩. ૫. અને ૩. ૪. ૬.)

પ્રજા ધન સંપત્તિ મેળવી આબાદ થાય એવી રીતે રાજાએ વર્તવાનું હતુ. અથર્વવેદ ૨૦. ૧૨૭ (૩) ૭–૧૦ મા કુરુના પરિક્ષિત રાજાના સમયમાં લોકો કેટલા સુખી અને આબાદ હતા તે જણાવ્યુ છે.

વૈદિક સમયમા રાજાની વરણીને લગતુ કામ ઘણી સાદી અને સરળ રીતે આટોપવામા આવતુ. છતા તેમા શુદ્ધ તત્વજ્ઞાન રહેલુ માલુમ પડે છે. લોકો રાજાની વરણી કરે છે, તે ચોક્કસ ફરજો અદા કરશે એવી આશા રાખવામા આવે છે, અને તેને કેટલાક અધિકાર સોંપવામાં આવે છે. એ લોકો પાસેથી તથા 'રાજા બનાવનારાઓ' પાસેથી પોતાના અધિકારનો સ્વીકાર કરે છે, એ પોતાની વરણી કરનારાઓ સાથે એકમત રહે છે. એને હોદ્દા ઉપરથી ઉતારી પાડવામા આવે છે, તેમ દેશવટામાથી પાછો બોલાવવામા આવે છે. રાજ્યપદને લગતા રાજદ્વારી તત્વજ્ઞાનના બીજ આ વૈદિક મંત્રોમા મળી આવે છે.

ઉપપત્તિની દૃષ્ટિએ કદાચ સ્પષ્ટ ન લાગે છતાં હકીકત ઉપરથી જણાય છે કે લોકોએ રાજપદ સ્થાપ્યુ હતુ અને રાજા કેટલીક શરતો અનુસાર તે પદ ધારણ કરતો. એના ઉપર દાબ રાખવા માટે હમેશાં રાષ્ટ્ર સમિતિ રહેતી. આપણે આગળ જોઇ ગયા છીએ તે પ્રમાણે, એ સમિતિ ખરો સામ્રાજ્યાધિકાર ભોગવતી.



# પ્રકરણ ૨૪ મું

## બ્રાહ્મણ સમયની રાજ્યાભિષેકની ક્રિયા તથા રાજબંધારણની દૃષ્ટિએ તેની મહત્તા.

બ્રાહ્મણ વાઙ્મયના સમયમા રાજ્યાભિષેકની ક્રિયા વિસ્તૃત થાય છે. તેમા વિશિષ્ટ પ્રકારની અનેક વિધિઓ કરવામા આવે છે. વળી કેટલીક ખાસ ક્રિયા નવી દાખલ કરવામાં આવે છે, છતા છેક વૈદિક સમયમા કરવામા આવતી ક્રિયામા જણાઇ આવતાં રાજબંધારણને લગતા લક્ષણો આ ક્રિયામા પણ જાળવી રખાય છે. ખરૂં જોતા અહીં મૂળ આશય તથા વિચારોનો વિકાસ થાય છે.

રાજ્યાભિષેક માટેના શાસ્ત્રોક્ત સૂત્ર આ સમયમાં રચાયાં હતા અને વિધિ નક્કી કરી હતી. એ પ્રમાણે હમેશને માટે કરવું એમ જાણે ઠર્યું હતું. એ વખતથી માંડીને હિંદુસ્તાનમાં અભિષેક થએલા દરેક હિંદુ રાજાએ આ વિધિ તથા ક્રિયા પાળ્યા છે, કેમકે ન્યાય તથા ક્રિયાકાંડના સંબંધમાં ઉપલબ્ધ થતા શાસ્ત્રીય વિચાર પ્રમાણે એ વિધિ અને ક્રિયા કર્યા સિવાય કોઈપણ રાજપદ ઉપર આરૂઢ થઈ શકતો નહિ. સત્તરમા સૈકાના જે ન્યાયશાસ્ત્રીઓએ મુસલમાન રિયાસતમાના હિંદુ રાજાઓ માટે આ વિષય ઉપર ગ્રંથ રચ્યા હતા તેમણે વર્ણવેલી ક્રિયા ઉપરથી એટલું તો સમજાય છે કે વૈદિક સમયની ક્રિયાના સઘળા લક્ષણો વિશિષ્ટ રીતે હજી પણ જળવાઈ રહ્યા છે.

સમાજના મુખી અથવા અધ્યક્ષને વિધિપુરસર તેની પદવીએ બેસાડવા માટે શ્રુતિમા ત્રણ યજ્ઞ ઠરાવ્યા છે. પ્રથમ યજ્ઞ રાજાને ગાદીએ બેસાડવા માટેનો રાજસૂય, બીજો રાજાને અથવા રાજગુરૂ જેવા કોઇ ઉચ્ચ અધિકારીને માટેનો વાજપેય યજ્ઞ અને ત્રીજો સર્વ-

મેધ અથવા 'સર્વત્ર અમલ કરવા માટેનો યજ્ઞ' હતો. વાજપેય યજ્ઞનું મૂળ જોતા તેનો પ્રકાર રાજકીય હોવાનો સંભવ જણાતો નથી, કારણ કોઈ મહાન વિજયને લગતા મહોત્સવ પ્રસંગે એ કરવામા આવતો હતો. પાછળથી એ રાજાના અભિષેક અથવા કોઈ ધાર્મિક પ્રતિષ્ઠાના સંબંધમાં કરવામા આવતો. સર્વમેધ વિશિષ્ટ પ્રકારનો યજ્ઞ હતો અને જે સમ્રાટોનો રાજ્યાભિષક થઇ ગયો હોય તેઓજ એ યજ્ઞ કરતા. આ યજ્ઞ ઉપરથી એટલુ પુરવાર થાય છે કે તે સમયે પણ આખા હિંદુસ્તાનને સાર્વભૌમ બનાવવાની મહત્વાકાક્ષા રાખવામાં આવતી હતી. એમ છતા રાજ્યારોહણ માટેનો સામાન્ય યજ્ઞ રાજસૂયજ ગણાતો, કેમકે એ યજ્ઞ કરવાથી રાજા ખરી રીતે ગાદી ઉપર સ્થાપન થએલો મનાતો.

राज्ञ एव राजसूयम् । राजा वै राजसूयेनेष्ट्वा भवति...( શતપથ બ્રાહ્મણ ૫. ૧. ૧. ૧૨ ).

આપણે અહીં રાજસૂય તેમજ વાજપેય યજ્ઞમા કરવામા આવતી ક્રિયાની સમાલોચના કરીશુ. ખરૂ જોતા આ ત્રણે યજ્ઞમા ઘણીખરી ક્રિયા સામાન્ય રીતે કરવામા આવતી અને કેટલીક અમુક ક્રિયા એક બીજાના અનુસંધાનમા કરવામા આવતી. રાજસૂય યજ્ઞ કરવા સારૂ પ્રથમ વાજપેય યજ્ઞ કરવો એમ માન્યતા હતી.

રાજસૂય યજ્ઞની ક્રિયા ત્રણ ભિન્ન ભાગે કરવામા આવે છે. પ્રથમ શરૂઆતમા કેટલાક હોમ હવન થાય છે, બીજા ભાગમા अभिषेचनीय એટલે અભિષેક અથવા વિશેષન ક્રિયા અને ત્રીજા ભાગમા અભિષેક પછીની કેટલીક ક્રિયા થાય છે. આમા સૌથી અગત્યનો અભિષેચનીય ક્રિયાવાળો ભાગ છે; અને કદાચ વહીવટમા એને અંગે થતી ક્રિયા તથા ઉચ્ચારાતા મંત્રો કોઈપણ સાધાર રાજ્યાભિષેક વખતે અવશ્ય કરવી પડે તથા ઉચ્ચારવાં પડે એમ ગણાતુ.

આ ક્રિયાનુ બારીકાઇથી અવલોકન કરનારનું પ્રથમ ધ્યાન જે

બાબત ઉપર જાય છે તે એ છે કે એમા ચુંટી કહાડવામા આવનાર રાજાને માટે ચુક વગર સર્વ ઠેકાણે 'તે' સર્વનામ વપરાય છે. અભિષેક થઇ ગયા પછીજ એ 'રાજા' કહેવાય છે; આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે જ્યારે સઘળી ક્રિયા સંપૂર્ણ થાય: ત્યારેજ રાજાને પોતાની પદવી તથા અધિકાર મળે છે; એ પહેલા તે સાધારણ નાગરિક ગણાય છે.

શરૂઆતમાં કરવાના હોમ હવનના અગીઆર રત્ન–હવિ છે. આ હવિ તેણે एकादश रत्नानि એટલે અગિયાર રત્ન–ધારણ કરનારાઓને તેમના દરેકના મકાને જઇ આપવાની છે. હેઠળ દર્શાવેલા અધિકારી વગેરેને એ રત્ન–હવિ આપવામાં આવે છે.

૧ સેનાની (લશ્કરનો ઉપરી).

૨ પુરોહિત ( રાજગુરૂ ). તૈત્તિરીયમા 'બ્રાહ્મણ' ગણાવ્યો છે.

૩ ચુંટી કહાડવામાં આવનાર રાજાના પ્રતિરૂપ ક્ષત્ર અથવા સત્તા તરીકે; તૈત્તિરીયમાં આવા રાજાને બદલે राजन्य ગણાવ્યો છે.

૪ મહિષી ( રાણી ). કેટલાક સમારંભ વેળાએ રાજાની સાથે રાણી ગાદી ઉપર બેસતી હોવાથી એ પણ રાજ અધિકારી તરીક ગણાતી. એમ છતા મૂળ આશય એવો જણાય છે કે સ્ત્રી વિના કોઈ પણ હોમ હવન થઈ શકે નહિ, કેમકે પુરૂષ આધ્યાત્મિક શરીરનો માત્ર અડધો ભાગ ગણાતો, બાકીનો અડધો ભાગ એની સ્ત્રી હતી. આ સિદ્ધાત અનુસાર વાજપેય યજ્ઞમાં રાણી રાજાની સાથે ગાદી ઉપર બેસે છે. યજુર્વેદ પ્રમાણેની રાજસૂય યજ્ઞની ક્રિયામા ભવિષ્યમાં થનાર રાણીએ પોતાના પતિની સાથે ગાદીએ બેસવા સંબંધી કંઈ સૂચના નથી. પરંતુ મહા કાવ્યો ઉપરથી રાજા રાણીનો સાથે અભિષેક કરવાનો વહિવટ હોવાનું પુરવાર થાય છે. યજુર્વેદની અન્ય શાખાઓએ પણ રાણી વિના રાજાનું આધ્યાત્મિક સ્વરૂપ અપૂર્ણ રહેવાનો સિદ્ધાંત

સ્વીકાર્યો છે અને તે એટલે સુધી કે શ્રાવાતા અને પરિવૃક્તા જેવી હલકી જાતીની રાણીઓ હોય છતાં તેમનું પણ રાજાએ પૂજન કરવું અવશ્યક ગણાયું છે. અશ્વમેધમાં પાલાગલા જેવી શુદ્ર જાતિની સ્ત્રી પણ ભાગ લે છે.

સૂત ( રાજ બારોટ તથા વહિવંચો ). કદાચ આ પહેલાના સમયમાં વહિવંચા સિવાય કોઈ બીજાને અગત્યનો ઓદ્દો બારોટને આપવામાં આવનો હશે. અર્થશાસ્ત્રમા આપેલી મૌર્ય રાજ્યના અધિકારીઓની યાદીમા વાર્ષિક ૧૦૦૦ ચાંદીના પણ નામના સિક્કાના પગારદાર પૌરાણિક વગેરે જેવા ઉતરતી પંક્તિના અધિકારીઓમા એને મુક્યો છે. બૃહદારણ્યક ઉપનિષદ ઉપરથી જણાય છે તેમ દરેક પ્રાતના મુખ્ય શહેરમા સૂત રહેતો. હર્ષવર્ધમાનના સામ્રાજ્યમા યુવન સ્વંગે ( હિયુએન ત્સંગે ) જે તવારીખ નવેશને જોએલા તેજ આ સૂત હશે. એનું કામ દરેક પ્રાતમાં બનતા ‘ સારા નરસા બનાવોની તેમજ મહાન આફતો તથા શુભ પ્રસંગો ’ ની નોધ રાખવાનું હતુ. દરેક વર્ષની આવી નોધ રાખવામા આવતી એ ખારવેલ તથા બીજાઓના શિલાલેખ ઉપરથી પુરવાર થાય છે.

ગ્રામણી ( નગરનો અથવા ગ્રામ્ય પંચાયતનો મુખી ). યજુર્વેદની મૈત્રાયણી આવૃત્તિમા એને વૈશ્યગ્રામણી કહ્યો છે.

ક્ષત્રિ ( કંચુકી ).

સંગ્રહીત્રિ ( કોષાધ્યક્ષ ). પાછળથી એને સન્નિધાત્રિ કહેતા. (જેમકે અર્થશાસ્ત્રમા )

ભાગદુઘ ( મજમુદાર ). પાછળના સમયમા ( જેમકે અર્થશાસ્ત્રમાં ) એને સમાહર્ત્રિ એટલે ( રાજાનો એક સષ્ટાંશ વગેરે ) ‘ ભાગ દોહનાર ’. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કરની રકમ અત્યાર પહેલાની ઠરેલી હતી.

૧૦ अक्षावाप–ભાષ્યકારોએ આનો અર્થ જુગાર ઉપર નિર્બંધ રાખનાર એવો સમજાવ્યો છે. જુગાર ઉપર રાજ્યનો દાબ હોવાથી રાજ્યને તેમાથી સારી આવક થતી, પરંતુ આ ખાતાને અપાએલી અગત્ય કઇક વિચિત્ર જણાય છે, અને તેથી ભાષ્યકારોએ કરેલા અર્થ માટે કઇક શકા રહે છે. ઉપરના (૮) તથા (૯) મા દર્શાવેના અધિકારીઓને મળતા આવતા, અર્થશાસ્ત્રમાના સન્નિધાત્રિ તથા સમાહર્તાની પછી ગણાવેના અમલદારોમા अक्षपतल, હિસાબી ખાતાના ઉપરીનુ ખાતું, આવે છે. આને મળતો આવતો अक्षवाप, રાજ્યનો હિસાબ રાખનાર અમલદાર, હોય એમ જણાય છે. જુગાર ઉપર નિર્બંધ રાખનાર અમલદારની કંઇ ગણના અહીં થતી નથી. એમ લાગે છે કે એકાદ પાટીઆ ( पतल અથવા आधिदेवन ) ઉપર દોરેલા ખાના અથવા અક્ષ વડે તે સમયમા હિસાબો રખાતા હતા. અર્થશાસ્ત્રમા વર્ણવેલી अक्षशाला પણ આ સબંધમા ધ્યાનમા લેવી જોઇએ. અક્ષશાળાના હવાલામા રાજ્યનુ સોનુ, ચાદી, તથા ટંકશાળ હતા. આવા વિશિષ્ટ અધિકારોના સંબંધમા अक्ष શબ્દ વપરાએલો હોવાથી તેને જુગાર સાથે કાંઇ સબધ હોય એમ લાગતુ નથી.

૧૧ गोविकर्तृ ( જંગલોનો ઉપરી, અક્ષરસ પ્રાણીઓનો નાશ કરનાર ). મેગાસ્થનીસે 'રાજ્યના મહાન અમલદારો'મા જેની ગણના કરેલી તેજ આ અમલદાર હોય એમ પ્રત્યક્ષ જણાય છે, કેમકે એના કહેવા પ્રમાણે એનુ કામ પાકને નુકસાન કરે એવા જગલી પ્રાણીઓ તથા પશુઓનો નાશ કરવાનુ તથા શિકારીઓ ઉપર દેખરેખ રાખવાનુ હતુ.

૧૨ पालागल ( દૂત ). એનો ખાસ પોષાક રાતી પાઘડી તથા ચામડાનો ભાથો હતા. અને એ શૂદ્ર જાતનો હતો. યજુર્વેદની

મૈત્રાયણી સંહિતામાં એને બદલે તક્ષ, તથા રથકાર, સુથાર તથા રથ બનાવનાર ગણ્યા છે.

વેદના કાળમાં ' ( પલાશ ) મણિ બક્ષિસ આપનારાઓ ' ની જે સંસ્થા અસ્તિત્વમા હતી તેની ખીલવણી થતાં રત્નિનોની મહત્તા વધી હશે. આ રાજકૃત મંત્રીઓમાં સૂત, ગામનો મુખી, રથકાર વગેરે હતા. પણ રત્નિનોમા રાજ્યના મોટા અમલદારોની ગણના થતી. અમલદારો પસંદ કરવામા જાતિ તથા ન્યાતિ પ્રતિનિધિત્વના સિદ્ધાંત પ્રમાણે કામ લેવાતું એમ માલમ પડે છે. યજુર્વેદની શાખાઓમાં મોટે ભાગે પુરોહિતને બ્રાહ્મણ તરીકેજ જણાવ્યો છે. એ બ્રાહ્મણનો પ્રતિરૂપ લેખાય છે. રાજન્ય અથવા રાજા તરીકે પસંદ કરવામા આવેલો રાજા રાજન્ય અથવા ક્ષત્રિય જાતિનો પ્રતિરૂપ લેખાય છે. ગ્રામણી અથવા મૈત્રાયણી સંહિતામાનો વૈસ્ય-ગ્રામણી અથવા વૈસ્ય જાતનો ગામનો મુખી, વૈશ્ય જાનના અથવા સામાન્ય પ્રજા તરીકે ઓળખાતા મૂળ વતનીઓના પ્રતિનિધ તરીકે ગણાતો. વેદમાના ' ધાતુનું કામ કરનાર ચતુર કારીગરો તથા રથ બાંધનારા ' ને મળતા આવતા તક્ષ તથા રથકારને ઠેકાણે શુકલ ક્રિયાકાડમાં પાલાગલ આવે છે. ઉપર કહેલા બાકીનાઓ રાજ્યના મોટા અમલદારો અથવા મંત્રીઓ હતા અને તેમને ' રાજા બનાવનારા ' કહેવામા આવતા.

સમાજની વૃદ્ધિ થતાં સઘળા લોકોને માટે આવે પ્રસંગે એકઠા થવાનું અશક્ય જણાયું એટલે સ્વાભાવિક રીતે પ્રતિનિધિત્વનો સિદ્ધાંત સ્વીકારવામા આવ્યો. આ ફેરફારમા સૌથી વધારે લક્ષ ખેંચે એવી બીના એ છે કે સમાજના અંગ તરીકે શુદ્ર જાતનો ખાસ સ્વીકાર થયો હતો. રાજબંધારણની દૃષ્ટિએ આ ફેરફાર ઘણો અગત્યનો છે. જે પુરૂષ રાજા થનાર છે તે છતાએગ ગુલામને નમન કરે છે. એ અન્ય કોઇપણ શખસના જેવોજ રાજ્યના અંગભૂત તરીકે ગણાય છે, અને વખત જતા એને વધારે ને વધારે અગલ મળે છે.

દરેક પ્રસંગે બોલવામા આવતા મંત્ર ઉપરથી રત્નિનને આપવામા આવતા અર્વનો અર્થ સમજાય છે. આથી રાજાનો અભિષેક થાય છે અને અર્વ લેનારને એ પોતાનો નિમકહલાલ અનુયાયી બનાવે છે રાજા ગ્રામ્ય પંચાયતના મુખીનું પૂજન હવિથી કરતો કારણ 'તે નિસંશય. એના રત્નોમાનો એક છે અને એને માટે આ ક્રિયાથી એનો અભિષેક થાય છે.'

મોટા અધિકારીઓ અથવા મંત્રીઓ પ્રત્યે માન દર્શાવવામા આવતુ તેનુ કારણ સહજ સમજાય છે. એ રત્નિન મંત્રીઓ રાજા ગાદીએ બેસતો તે અગાઉ સત્તા ભોગવતા અને તે વખતે તેઓ એનાથી સ્વતંત્ર હતા. એ મંત્રીઓ સમિતિના, એટલે એની આસપાસની સમાજના, અંગભૂત તરીકે હતા. લોકસત્તાના વખતના આ એ હોદ્દાઓ હજી એ મંત્રીઓ ધારણ કરતા, ક્રિયાકાંડના સમયના સઘળા અધિકારો તેઓને ઉપલબ્ધ હતા, દરેક રાજ્યાભિષેક પહેલા એમનુ પૂજન થતુ, એ સઘળુ પાછળના સમયના ઇતિહાસ ઉપરથી જણાય છે. વળી એ લોકો સર્વ રીતે સ્વતંત્ર હતા તેના પ્રત્યક્ષ જણાઇ આવતા ચિહ્ન એમના આખા ઇતિહાસમાથી મળી આવે છે.

અભિષેકની સઘળી ક્રિયા ઉપરથી સૂચન થાય છે કે રાજ્યાભિષેક માટે રાજમંડળના જુદા જુદા અંગભૂતોની સંમતિ લેવામા આવતી. આની સંમતિ લેવાથી કામ પુરૂ થએલુ ગણાતું નહિ. લાક્ષણિક રીતે માતૃભૂમિની અનુમતિની યાચના કરવામા આવે છે તેમજ એ અનુમતિ મેળવવામા આવે છે. રાજ્ય મંત્રીઓનુ પૂજન થાય તે પહેલા આમ કરવામા આવે છે.

આ સઘળુ મનુષ્યની દૃષ્ટિએજ કરવામા આવે છે; રાજાની જાતમા અથવા તેની પદવીમા કંઇ દિવ્યતા રહેલી છે એવા વિચારથી થતુ નથી

"પછી આ મંત્રીઓ સોમ અને રૂદ્રને અર્વ આપે છે."

ઐહલૌકિક અમલદારોની પછી દેવોનું પૂજન થાય એ આધ્યાત્મ-વાદીઓને રૂચતુ નહોતું, એટલે તેઓ મનઃકલ્પિત ખુલાસો આપતા કે યજ્ઞ માટે અધિકારી ન હોય એવાનું પૂજન કરવામા આવવાથી તે દોષના નિવારણ અર્થે દેવોને શાંત કરવા યજ્ઞ કરવામાં આવતા.

અભિષેચનીયમ અથવા અભિષેકની ક્રિયામાં પ્રથમ કેટલાક દેવોને આહુતિ આપવામા છે કે જેથી રાજા તરીકે ચુંટી કહાડવામાં આવનાર પુરૂષમાં તેના અધિકાર પરત્વે જોઈતા સદ્‌ગુણો ઉતરે. સવિતાનું પૂજન શક્તિ મેળવવા માટે, ઘરમાંના અગ્નિનું કૌટુમ્બિક સદ્‌ગુણો માટે, સોમનું જંગલોનું રક્ષણ કરવા બળ મેળવવા માટે, બૃહસ્પતિનુ વકતૃત્વ શક્તિ ખીલવવા માટે, ઈન્દ્રનું રાજ વહીવટ ચલાવવાની શક્તિ માટે, રૂદ્રનું ઢોર સંપત્તિનું રક્ષણ કરવાની શક્તિ માટે, મિત્રનું સત્ય માટે, અને છેવટે વરૂણનું પૂજન ન્યાય જળવાય તે માટે કરવામા આવે છે.

શતપથ બ્રાહ્મણમાના મંત્ર પ્રમાણે વરૂણ ધર્મપતિ હોવાથી તે રાજાને ધર્મનું રક્ષણ કરનાર બનાવે છે, અને સત્ય રીતે ધર્મપતિ થવું એજ રાજાનું પરમ કર્તવ્ય છે.

આ મંત્ર પ્રમાણે ધર્મનું રક્ષણ કરવું એ રાજાની આવશ્યક ફરજ ગણાય છે. પરંતુ ભાષ્યકારો સર્વગુણસંપન્ન રાજ્યનું મુખ્ય લક્ષણ એ બતાવે છે કે તેમાં ધર્મશાસ્ત્રનો વહીવટ રાજા અથવા તેના અધિકારીઓ કરતા હોય. પ્રાચીન સિદ્ધાંત એવો હતો કે સમાજના ન્યાયનો વહીવટ સમાજ કરતી. આ નવો સિદ્ધાંત જાતકના સમયમા ખરેખર અમલમાં હતો, અને મૌર્યવંશના સામ્રાજ્ય વખતે તેનો વિકાસ થતા પગારદાર ન્યાયાધીશો સમ્રાટ તરફથી ન્યાયનો વહીવટ કરતા.

પછી સમુદ્રમાથી તેમજ દેશનાં જુદાં જુદાં જળાશયોમાથી જે રાજાના અભિષેક માટે પાણી લાવવાનું હોય તેના નામનો મંત્રોચાર

કરીને પાણી લેવામા આવતુ. 'સ્વગજ ભોગવતું જળ, તુ રાજપદવી' બક્ષનાર છે માટે આમને એ પદવીની બક્ષિસ કર.' ઇતિહાસ પ્રસિદ્ધ સરસ્વતીનું, દેશની મોટી નદીઓનું, મહાસાગરનું તેમજ એકાદ કુંડનું પાણી એકઠું કરવામા આવતુ. કુંડનું પાણી સ્થિર હોવાથી તેની મહત્તા ઘણી હતી, કેમકે તેની પેઠે લોકો પણ સ્થિર દૃઢ મનના રહી રાજા પ્રત્યે એકનિષ્ઠાથી વર્તે એવી માન્યતા હતી.

થનાર રાજાનામા જનસમાજ ઉપર અમલ ચલાવવા માટે જરૂરના જે સદ્ગુણો જોઇએ તે તેનામાં ઉતરે એ માટે દેવોને આવાહ્‌ન કરવામા આવતુ. પરંતુ તેને રાજપદ ઉપર ખરેખર સ્થિર કરવા માટે દેશની નદીઓને, તેમના પવિત્ર જળને, પ્રાર્થના કરવામા આવતી. દેવો તેને जानराज्याय માટેના ગુણો આપે, પણ તેઓ એને રાજપદ ઉપર સ્થાપી શકતા નહિ. એમ કરવાનો હક્ક તો દેશનાં પવિત્ર જળનોજ હતો. એ હક્ક એકાદ પવિત્ર તીર્થરૂપ ગણાતાં સ્થાનના પાણીનો સ્વીકારાતો નહિ, પરંતુ એવા પવિત્ર જળથી માડીને છેક હલકી પંક્તિના કુંડનું પાણી એકઠું કરવામા આવે તો જ એવું એકઠું કરેલુ પાણી તેમ કરી શકતુ એમ મનાતું.

અભિષેચન બે ભાગે થતુ. પ્રથમ રાજ્યના જુદા જુદા મંત્રીઓ રાજા થનાર શખસ ઉપર પાણી છાંટતા, અને બીજું એ શખસ તખ્ત ઉપર બેસે તે પહેલા રાજગુરૂ તેના માથા ઉપર અભિષેક કરી મન્ત્રોચાર કરતો. મિત્ર–વરુણના યજ્ઞકુંડ આગળ વાઘનું ચામડું પાથરવામાં આવતુ અને રાજા થનાર તેના ઉપર ઉભો રહેતો. પછી બ્રાહ્મણ, રાજા થનારનો નજીકનો સગો, राजन्य તથા વૈશ્ય એટલે 'જનસમૂહમાનો કોઇ' એક પછી એક એના ઉપર પાણી છાંટતા. આ વખતે શૂદ્ર હાજર હોતો નથી, અને સભા માટેનો કંઈ નિર્દેશ તૈત્તિરીય બ્રાહ્મણમાંની આને મળતી ક્રિયામાં આવતો નથી. તેમાં જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણ તરીકે આચાર્ય, અને રાજન્ય, વૈશ્ય અને કેટલે જન્ય આ ક્રિયામાં ભાગ લે છે. ઐતરેય બ્રાહ્મણમાં જણાવ્યા

પ્રમાણે શુદ્ર શબ્દ પ્રતિપક્ષી જાતમાના કોઇ શખસ માટે વપરાતો તેજ અર્થમાં જન્ય શબ્દ અહીં વપરાયો છે. પાછળના વખતમાં શુદ્ર હમેશાં આ ક્રિયામા ભાગ લે છે.

પછી થનાર રાજા રેશમી પહેરણ, મોરો ઝભ્ભો અને ઉષ્ણીષ અથવા કિરીટ, એટલે પાઘડી અથવા તાજ પહેરે છે. રાજાને આવી રીતે વસ્ત્ર પહેરાવવા વિરુદ્ધ શતપથ બ્રાહ્મણમા પ્રમાણ છે. ત્યા જણાવ્યા પ્રમાણે વસ્ત્રથી એના શરીરનું બંધારણ ઢંકાઇ જતું હતુ માટે ઉઘાડે શરીરે રાજ્યાભિષેક થાય એ ઉચિત ગણાતું. પછી એનો ખરો રાજ્યાભિષેક થતો અને વાજસનેયી સંહિતામા વર્ણવ્યા પ્રમાણે મનુષ્ય લોકમા તેમજ દેવલોકમા એની આણ ફરતી.

## પ્રકરણ ૨૫ મું

## બ્રાહ્મણ સમયની રાજ્યાભિષેકની ક્રિયા તથા રાજબંધારણની દૃષ્ટિએ તેની મહત્તા (ચાલુ)

આવિત મંત્રોચ્ચાર પછી ઇંદ્ર મહાભિષેક થતો. થનાર રાજા તખ્ત ઉપર બેસે તે પહેલા તેણે વ્રતનઃ લેવું જોઇએ એમ સર્વાનુમતે માનવામા આવતું. તૈત્તિરીય બ્રાહ્મણ એ વ્રત, વચન અથવા પ્રતિજ્ઞાનો ઉલ્લેખ કરતા એમ જણાવે છે કે 'सत्य–सव, सत्य धर्म, सत्यानृतेवरुणः सत्य राजा' આ પ્રમાણે રાજા પ્રતિજ્ઞા કરતો. એ સંકલ્પ સર્વમાન્ય હોવાથી ઐતરેય બ્રાહ્મણ સિવાય અન્ય ગ્રંથોમાં મળતો નથી. એ સંકલ્પ આ પ્રમાણે છેઃ—

[ "ક્ષત્રિએ ઇન્દ્ર મહાભિષેકમા શપથ લઈ શ્રદ્ધાપૂર્વક આ પ્રમાણે બોલવુંઃ– ] જો હું તમારા ઉપર જુલમ કરું તો જે રાતના હું જન્મ્યો છું અને જે રાતના હું મરણ પામુ એ બે રાતની

વચમા મેં ગમે તેવાં સુકૃત કર્યાં હોય તે, મારૂ સ્વર્ગ, મારૂ જીવન અને મારી સંતતિ મારી પાસેથી છીનવી લેવામા આવે."

આ મંત્રનો પ્રકાર લક્ષમા રાખવા જેવો છે. એમા કાંઈ પણ દૈવિ સાધનને આવાહન નથી. મનુષ્ય પ્રકૃતિ અનુસાર એ જોઇએ તેવો ગંભીર અને વિધિપુર:સર છે. ઐતરેય બ્રાહ્મણમા જણાવ્યા પ્રમાણે એ મંત્ર સર્વ પ્રકારના રાજબંધારણમા, એટલે કે, સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ટય, માહારાજ્ય, આધિપત્ય, અથવા સાર્વભૌમ બંધારણમાં ક્ષત્રિય રાજાના અભિષકમા બોલાતો.

આણ વર્તાવ્યા પછી એને સાધારણ રીતે વાઘનુ ચામડું પાથરેલા લાકડાના સિંહાસન ( આસન્દી ) ઉપર બેસવાનું કહેવામા આવે છે. એ વખતે ચાર મંત્રો બોલવામા આવે છે, અને તે મારફત રાજ્યના ચાર મુખ્ય અંગોને રાજાનું રક્ષણ કરવાનુ જણાવવામાં આવે છે. રાજબંધારણને લગતી સૌથી મહત્વની બીના એ ધ્યાનમા રાખવાની છે કે લોકોના રક્ષણ હેઠળ એણે પોતાનો રાજવહીવટ ચલાવવાનો છે.

આવી રીતે સિંહાસન ઉપર બેસતા પહેલા એ સોનાની કથરોટના ઉભો રહે છે, રાજગુરૂ સો અથવા નવ કાણાવાળી સોનાની ચારણીમાથી એના ઉપર પાણીનો અભિષેક કરે છે, અને આ મંત્ર બોલે છે.

" સોમની કીર્તિનો હું તારા ઉપર અભિષેક કરૂ છું ! અગ્નિના તાપનો ! સૂર્યના તેજનો ! ઇન્દ્રિના વર્ચસ્વનો ! સર્વ પાલક શક્તિઓનો તુ સાર્વભૌમ રક્ષણકર્તા થા !

" દેવો ! મહાન આધિપત્ય માટે, મહાન જ્યેષ્ઠ પદ માટે, મહાન રાષ્ટ્રિય રાજ અમલ માટે, ઇન્દ્રની શક્તિ માટે એને, અમ ( પુરૂષ )ના તથા બમ ( સ્ત્રી ) ના તથા કક ( લોકો ) ના પુત્રને અનુપમ બનાવો. જનસમાજ આ પુરૂષ તમારો રાજા છે. એ સોમ છે, અમો બ્રાહ્મણોનો એ રાજા છે !"

વનસ્પતિમાં જીવન રેડનાર અંશ સોમ છે. યજ્ઞમા આહુતિ

આપવા વપરાતા સોમ રસ સાથે બ્રાહ્મણોનો સંબંધ હોવાથી સોમ દેવ તેમનો અધિષ્ઠાતા મનાતો. અહીં બ્રાહ્મણ સુદ્ધા સર્વ જનસમાજના રાજા તરીકે રાજાનો અભિષેક થાય છે, અને રાજગુરૂ તેને સોમ રાજા તરીકે આશીષ આપે છે. બ્રાહ્મણ યુગના સમાપ્ત સમયની પરિસ્થિતિનું વર્ણન શતપથ બ્રાહ્મણમાં આવતુ હોવાથી આ અરસામાં બ્રાહ્મણોએ કર આપવામાંથી મુક્તિ મળવા માટેનો દાવો આગળ કરેલો જણાય છે. એમ છતાં ઐતરેય બ્રાહ્મણમા બ્રાહ્મણ સર્વ રીતે રાજાને આધીન હોય એમ જણાવ્યુ છે, અને જાતકોમા પણ તેજ પ્રમાણેનો ઉલ્લેખ છે. શતપથ શાખાના વાજસેનયી બ્રાહ્મણ ઉપનિષદમા બ્રાહ્મણોને રાજાના અધિકાર હેઠળ મુકયા છે. તૈત્તિરીય શાખા આ અર્થ સ્વીકારતી નથી. ભટ્ટ ભાસ્કર વૈદિક વચનની સમજુતી આપતા જણાવે છે કે બ્રાહ્મણ કદી રાજછત્ર વિના રહી શકે નહિ, એટલે રાજાનો અભિષેક થાય ત્યા સુધી તે સોમની સત્તા હેઠળ રહે છે અને અભિષેક થતા તે રાજસત્તા સ્વીકારે છે.

બ્રાહ્મણો રાજ્યના કર વગેરે આપવામાથી મુક્ત રહે એટલા પુરતો જ શતપથ એમની પુષ્ટિમા આગ્રહ કરે છે. શતપથ ઉપરના આ ભાષ્યને આધારે વસિષ્ઠ પોતાના ધર્મશાસ્ત્રમા એવો નિયમ દર્શાવે છે કે બ્રાહ્મણો ઉપર લાગા બેસાડવા નહિ, અને કારણમાં જણાવે છે કે તેઓ પોતાનાં સદ્વર્તનનો છઠ્ઠો ભાગ રાજ્યને આપી પોતાના લાગા ભરપાઈ કરે છે. વૈદિક બ્રાહ્મણના આવા હકની બાબત ધર્મ અને અર્થ એ બન્ને શાખા વચ્ચે મૂળ મતભેદ હતો. રાજનીતિજ્ઞ એ હકનો સ્વીકાર કરતા નહિ. માનવ અર્થશાસ્ત્ર જેવા સપ્રમાણ ગણાતા ગ્રંથ માટે મહાભારતમાં ઉલ્લેખ આવે છે, પરંતુ એ ગ્રંથ હજી પ્રસિદ્ધિમા આવ્યો નથી. એમાંથી અવતરણ કરતાં સોમદેવ પોતાના નીતિવાક્યામૃતમાં જણાવે છે કે જેઓ જંગલમા ઉગ્ર તપ આદરતા અને ખેતરમાથી દાણા વીણી પોતાનું પોષણ કરતા તેઓ પણ રાજાને પોતાના પુણ્યમાંથી એક પષ્ઠાંશ ભાગ સાદર કરતા. આખરે

સર્વ એવા નિર્ણય ઉપર આવેલા લાગે છે કે આચાર્ય વર્ગને રાજના કરમાથી મુક્ત રાખવા. મહાભારતના શાન્તિપર્વ અને મનુસ્મૃતિમા પણ એવોજ અભિપ્રાય દર્શાવ્યો છે.

વસિષ્ટ જેવા ધર્મશાસ્ત્રકારોએ રાજ્યાભિષેકને લગતા ક્રિયા કાંડમાના આ ખંડ ઉપર જે વિવેચન કર્યું છે તેથી સાબિત થાય છે કે પુરાણ કાળના હિંદુઓ આ ક્રિયા અને મંત્રોચ્ચારની રાજ્યબંધારણ ઉપર શી અસર થતી તે સારી પેઠે સમજતા હતા.

ત્રણ પગલા ચાલી રાજા લાકડાના સિંહાસન ઉપર ચઢે છે અને એની રૂબરૂ સંહિતામાંનો આ શ્લોક બોલવામા આવે છે.—

इयं ते राट्। यन्तासि यमनो ध्रुवोऽसि धरुणः ।
कृष्यै त्वा क्षेमाय त्वा रय्यै त्वा पोषाय त्वा ॥

(૧) "આ રાજ્ય તને સોપવામા આવે છે, (૨) તું આધિષ્ઠાતા અને શાસક છે, તું ધ્રુવ છે અને (આ સ્થિતિ અથવા જોખમદારીનો) ધારણ કરતા છે. (૩) ખેતીવાડી માટે, ક્ષેમ માટે, આબાદ કરવા માટે, વૃદ્ધિ કરવા માટે તને (આ રાજ સોપ્યુ છે)." પહેલી કડી બોલાઇ રહ્યા પછી રાજાને બેસાડવામા આવે છે.

આ મંત્ર ઉપરથી એમ પુરવાર થાય છે કે માણસ માણસને રાજ સોપે છે, તે અક્ષિસના રૂપમા હોય છે અને નહિ કે વારસ તરીકેના હક્કની રૂયે તે આપવામા આવે છે. મંત્રના શબ્દો એવા સ્પષ્ટ છે કે તેથી રાજ શા કારણથી સોપ્યું છે તે ખુલ્લે ખુલ્લુ જણાઇ આવે છે. એ કામો ઉપાડી લેવામા રાજાને મદદ કરવા સારૂ, જેમ અન્ય પ્રસંગે કરવામા આવે છે તેમ આ પ્રસગે પણ દેવોને આવાહન કરવામા આવે છે.

આ પછી કેટલીક લઘુ ક્રિયાઓ થાય છે. રાજા સિંહાસન પરથી ઉતરે છે, વરાહના ચામડાના જોડા પહેરી ચાર ઘોડાન

ગાડીમાં ચોડુંક ફરી આવે છે. રાજ્યારોહણ પ્રસંગે જે ભારે દમામદાર સ્વારીઓ કહાડવામાં આવે છે તેનું અસલરૂપ આવું હશે, કેમકે રામાયણના સમયમાંજ આવી સ્વારીઓનો દમદમાટ ઘણો વધી ગયો હતો.

રાજા તરતજ પાછો ફરી સિંહાસન ઉપર બેસવા આવે છે. ત્યારે આચાર્ય મંત્ર બોલી તેને બેસવા આજ્ઞા કરે છે, અને ન્યાયના સંકેતરૂપ ગણાતો રાજદંડ રાજાની પીઠ ઉપર ધીમેથી અડકાડવામાં આવે છે. આમ કરી એમ જણાવવાનો આશય હોય છે કે રાજા કાયદાથી પર નથી પણ તેણે તે પ્રમાણે ચાલવાનું છે.

આ પછી રાજાની આસપાસ બેઠેલા બ્રાહ્મણો, રાત્વિન, આચાર્યો, સરદારો, ગ્રામણી વગેરે રાજાને અભિવંદન આપવાનું શરૂ કરે ને પહેલાં રાજા પૃથ્વી માતાને પોતાને સુરક્ષિત રાખવા પ્રાર્થના કરે છે. પછી રાજા પાચ બ્રાહ્મણો તથા આચાર્યોને તેઓ જે પદવી ધારણ કરતા હોય તે જણાવી પોતે જનસમાજના પ્રતિનિધિ તરીકે તેમના જોર ઉપર રાજ અમલ ચલાવશે એમ ફરી ફરી કહે છે.

પછી બ્રાહ્મણ અથવા આચાર્ય રાજાને તરવાર સાદર કરે છે. એ તરવાર સત્તાના સાંકેતિક રૂપ તરીકે રાજા રાજ્યના અધિકારી તથા ગામના મુખીઓમા ફેરવે છે, અને રાજનિષ્ઠ રહેવા માટે બ્રાહ્મણ જે શબ્દો રાજા પ્રત્યે ઉચ્ચારે છે તેજ શબ્દો રાજા આ લોકો પ્રત્યે ઉચ્ચારી રાજ અમલમા તેમના સહકારની યાચના કરે છે.

આટલું કરી રાજા અટકતો નથી. ચોપટના ખેલની માફક રાજ્યવહીવટ એકજ માણસથી ચલાવાય નહિ એ બાબત સર્વ એકઠા મળેલા સરદારો વગેરેના મન ઉપર ઠસાવવા સારૂ રાજા રાજરત્નો સાથે સાંકેતિક ચોપટની રમત શરૂ કરે છે અને ઓડમાં પવિત્ર ગાય મુકે છે. એજ પ્રમાણે રાજા અને તેના મંત્રીઓ રમવા ધારેલી રાજઅમલરૂપી રમતમા સમાજની એકાદ ગરીબ વ્યક્તિની પુંજી ઓડમાં મુકતા. આ પ્રમાણે રાજઅમલને ચોપટનું રૂપ આપી રાજા પોતાનો અમલ શરૂ કરતો.

હિંદુ રાજાના અભિષેકમાં કરવામાં આવતી સઘળી ક્રિયાઓ આપણે જોઇ ગયા છીએ. એ સઘળી ક્રિયાઓનું રહસ્ય સ્પષ્ટ રીતે સાધારણ વાચકવર્ગને પણ સમજ પડે એ માટે આપણે સામાન્ય શબ્દોમાં કહીશું કે:—

(અ) હિંદુ રાજ માણસ જાતે સ્થાપેલી સંસ્થા હતી.

(આ) હિંદુ રાજાની વરણી કરવામાં આવતી અને વરણી કરનારા રાજના સઘળા લોકો હતા.

(ઇ) હિંદુ રાજાની સ્થિતિ કરારથી બંધાએલા શખસ જેવી હતી.

(ઈ) હિંદુ રાજાનો ઓદ્દો રાજ્યનો એક ઓદ્દો ગણાતો, અને તે ઉપર આવનારને રાજ્યના ઓદ્દેદારો સાથે સહકાર કરી અમલ ચલાવવાનો હતો.

(ઉ) હિંદુ રાજ ટ્રસ્ટ રૂપે હતું, દેશની આબાદી તથા ખીલવણી થાય એ નજરે રાજ ચલાવવું એ ટ્રસ્ટનો મુખ્ય હેતુ હતો.

(ઊ) હિંદુ રાજા કોઇ રીતે સ્વચ્છંદી વર્ત્તન કરી શકતો નહોતો.

(એ) હિંદુ રાજા કાયદાથી પર નહોતો, પણ તે અનુસાર એને ચાલવાનું હતું.

(ઐ) હિંદુ રાજ મુખ્યત્વે કરીને રાષ્ટ્રિય હતું અને બીજી રીતે લૌગોલિક હતું.

રાજબંધારણની આ ભાવના આપણા તત્વજ્ઞાની પૂર્વજોની નજર બહાર નહોતી. હિંદુ સમાજ બીજી દુનિયામાં મળનારાં સુખ માટે જ આતુર રહેતો નહોતો. અહીં આપણે તેને અનેક માંસલ અવયવો વાળો અને એ અવયવોનો યોગ્ય ઉપયોગ કરતો પણ જોઇએ છીએ. આ સંબંધમાં તે આધ્યાત્મિક જ્ઞાનમાં સ્થાપચ્યા રહી જનસમૂહના તિરસ્કારનો ભોગ થઇ પડેલા સમાજ જેવો રહેતો નથી.

રાજ અમલ વંશપરંપરાના ધોરણે ઉતરતો આવે એ બ્રાહ્મણ ગ્રંથો સ્વીકારતા નથી. દરેક રાજાનો રાજા તરીકે અભિષેક થવો જોઇએ અને એને લગતી ક્રિયામાં આગળ થઈ ગએલા રાજા

માટે કાંઈ ઉલ્લેખ આવતો નથી. આનું કારણ એટલુંજ છે કે વૈદિક સમયમાં રાજા ચુંટી કહાડવામાં આવતો. બ્રાહ્મણ ગ્રંથો લખાયા તે કાળમાં હિંદુ રાજા વંશપરંપરાના હક્કથી રાજગાદી ઉપર આવતો એવો સિદ્ધાંત માન્ય થયો નહોતો. પરંતુ એનાં અંકુર ફૂટવા માંડયાં હતાં એમ તો જણાય છે. એક શાખાના અભિપ્રાય પ્રમાણે ચુંટી કહડાએલો રાજા પોતાની હયાતીપર્યંત રાજપાટ ભોગવે એ હેતુથી અભિષેક કરવાનો હોય તો તેણે વ્યાહિત મંત્રના પહેલા શબ્દ ભૂઃ નો જ ઉચ્ચાર કરવાનો હતો. જો બે પેઢી સુધી કુટુંબમા રાજપાટ રાખવું હોય તો ભૂર્ભુવઃ અને ત્રણ પેઢી માટે રાખવું હોય તો ભૂર્ભુવઃ સ્વઃ એ પ્રમાણેનો આખો મંત્ર બોલવાનો હતો. [1]ઐતરેય બ્રાહ્મણમાં જણાવ્યા પ્રમાણે કર્મકાંડની એક શાખાનો આ અભિપ્રાય હતો. આ સિદ્ધાંત માટે ખારવેલના શિલાલેખમા પણ ઉલ્લેખ મળી આવે છે. એમા એક જ પેઢી માટે અભિષેક કર્યાનું વર્ણન હોવાથી સ્વાભાવિક રીતે અનુમાન થઈ શકે છે કે એક કરતાં વધારે પેઢી માટે પણ અભિષેક થતો. ઐતરેય બ્રાહ્મણમા આવતા राज्ञाना राज पितरं (રાજા અને રાજાનો પિતા) એ શબ્દોથી રાજસત્તા વંશપરંપરા ઉતારવા તરફ સમાજની વૃત્તિ થતી હતી એ વાતને અનુમોદન મળે છે. વળી એ સાથે લોકશાસનવાળું સ્વરાજ અથવા વિરાજ એવું કંઇ વિશેષણ ન હોવાથી એ માન્યતાને પુષ્ટિ મળે છે. પરંતુ જે ક્રિયા મૂળ ઠરાવવામાં આવી હતી તે દર પેઢી માટે હતી. અને જ્યારે રાજસત્તા વંશપરંપરા ચાલવા માંડી ત્યારે પણ અભિષેક એકજ પેઢી માટે કરવામાં આવતો એમ નિયમ તરીકે મનાતું.

---

૧ ઐતરેય બ્રાહ્મણ ૮, ૭.

भूरिति य इच्छेदिममेव प्रत्यन्नमद्यादित्यथ य इच्छेद् द्विपुरुष ।
भूर्भुव इत्यथ य इच्छेत्रिपुरुषं वाऽप्रतिमं वा भूर्भवः स्वरिति ॥

(૮, ૧૨, મના राज्ञानां राजपितरं સરખાવો.)

આપણે આ બાબત સમામ કરીએ તે અગાઉ રાજાને પદભ્રષ્ટ કરવામા આવતા જે ક્રિયા થતી તેની નોંધ લેવી જોઇએ. પદભ્રષ્ટ થએલા રાજાને સૌત્રામણિ યજ્ઞ કરવો પડતો. એ યજ્ઞની વિધિ શુક્લ યજુર્વેદ ૧૯ થી ૨૧ મા આપી છે. એજ પ્રમાણે કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય બ્રાહ્મણમા પણ ગાદી ઉપરથી ઉઠાડી મુકેલા રાજાએ એ યજ્ઞ કરવાનુ કહ્યુ છે. આ ઉપરથી જણાય છે કે જેમ વૈદિક કાળમા રાજાઓને ગાદીપરથી ઉઠાડી મુકવામા આવતા તેમ આ યુગમા પણ થતુ.

## પ્રકરણ ૨૬ મું

## બ્રાહ્મણ સમય પછીના કાળમાં અભિષેક.

બ્રાહ્મણ સમય પછીના કાળમા રાજબંધારણના જે સિદ્ધાંત ઉપર અભિષેકને લગતી ક્રિયા આધાર રાખતી હતી તે સિદ્ધાંતમા બદલાએલા તથા બદલાતા જતા સંજોગોને અનુકૂળ ફેરફાર થતા. મહાભારતમાં જણાવ્યા પ્રમાણે અભિષેક પહેલા યુધિષ્ઠિરે પોતાના મંત્રીઓનું પૂજન કર્યું હતુ (સભાપર્વ ૧૩, ૪, ૨૬, ૨૯). અહીં મંત્રીઓ એટલે વૈદિક કાળના રત્નિન સભાસદો ગણવાના છે. રામાયણ રચાયું તે વખતે સમાજના પ્રચલિત વહિવટ તથા વિચાર પ્રમાણે રામના યુવરાજ તરીકેના થનાર અભિષેક વખતે ગ્રામણી અને સજાતોને બદલે જાનપદ અને પૈર, અને વૈદિક કાળના રથકારો તથા કર્મારોને ઠેકાણે વેપારી અને ધંધાદારીઓના સંઘ હાજર હતા ( રામાયણ ૨, ૧૪. શ્લોક ૫૨ ). મહાભારતમા યુધિષ્ઠિરના મહારાજા તરીકેના અભિષેકમા બ્રાહ્મણો, જમીનદારો, વૈશ્ય અને શુદ્ર જાતિના સઘળા માનવંતા અગ્રેસરોને બોલાવવામાં આવેલા આપણે જોઇએ છીએ ( સભાપર્વ અ. ૩૩, શ્લોક ૪૧, ૪૨ ). રામાયણમાં બ્રાહ્મણો, મંત્રીઓ, ક્ષત્રીઓ તથા લશ્કરી ન્યાતોના અંગભૂતવાળા સંઘના સભાસદો રાજાના માથા ઉપર

સમુદ્ર તથા નદીના પાણીનો અભિષેક કરતા. આ ક્રિયામા કન્યાઓ પણ ભાગ લેતી જણાય છે. મહાભારતમા જણાવ્યા પ્રમાણે ધૌમ્ય અને કૃષ્ણની આગેવાની હેઠળ પ્રજાના સઘળા પ્રતિનિધિઓએ યુધિષ્ઠિરનો અભિષેક કર્યો હતો ( શાંતિપર્વ અ. ૪૧ ). મહારાજા નજરાણા સ્વીકારતો અને ખીતાબ અને ખીલાતની બક્ષિસ કરતો. નીલકંઠના નીતિમયુખમાં જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર જાતના ચાર મુખ્ય અમાત્ય રાજાને અભિષેક કરતા. એ પછી દરેક વર્ણના અને એથી ઉતરતી ન્યાતોના મુખીઓ જુદા જુદા તીર્થના પાણીથી તેનો અભિષેક કરતા. દ્વિજ લોકો તરફથી ધન્યવાદ અપાતા, રાજા અમાત્યો, લોકપ્રતિનિધિઓ, રાજધાનીના નાગરિકો, વેપારીઓ, ધંધાદારીઓ તથા બજારના આગેવાનો સાથે બેસતો અને પ્રતિહાર આ સઘળાઓને રાજાને ઓળખાવતો. શહેરમા સ્વારી નીકળતા ક્રિયા પૂર્ણ થતી. વીરમિત્રોદય–રાજનીતિ–પ્રકાશમા બ્રહ્મ–પુરાણમાથી કરેલા ઉતારા પ્રમાણે ક્રિયા થઇ રહ્યા પછી રાજા હાથી ઉપર નગરની પ્રદક્ષિણા કરતો, અને મહેલમા પાછા ફરતા પૌર (નગર)ના સમસ્ત મુખીઓની પૂજા કરતો. અથરવણ પરિશિષ્ટમા નિર્દિષ્ટ કરેલી પુષ્ય અભિષેક ક્રિયામા પુર્ણાહુતિ પછી રાજા બ્રાહ્મણોને મુલાકાત આપતો, નગરના વેપારી મંડળોના અથવા મંડળના મુખીઓની સ્ત્રીઓને નમસ્કાર કરતો અને તેઓ એને આશીર્વાદ આપતા.

મુખ્ય બાબતોમા આ વિધિ બ્રાહ્મણ યુગમા ચાલતી વિધિના જેવીજ છે. વિશેષમા અહીં પ્રતિનિધિત્વનો સિદ્ધાંત વિસ્તૃત થાય છે. પંચાલના મુખીઓએ એટલે પૌરને મળતા આવતા મંડળના સભ્યોએ તથા પંચાલના જાનપદે, ધર્મપાલના ખાલિમપુરના તામ્રલેખમા જણાવ્યા પ્રમાણે, તેનાજ સમયમા કાન્યકુબ્જના રાજાનો અભિષેક કર્યો હતો.

એજ પ્રમાણે અભિષેક વેળાએ લેવાની પ્રતિજ્ઞા મહાભારત તેમજ ઐતરેય બ્રાહ્મણમા સરખી મળી આવે છે.

વૈદિક મંત્ર ઉપર રચાએલી હોય તેમ મહાભારત એ પ્રતિજ્ઞાને શ્રુતિ કહે છે, અને ઐતરેય શ્રદ્ધાથી તેનો ઉચ્ચાર કરવાનું જણાવે છે. પ્રતિજ્ઞા આ પ્રમાણે છેઃ—

**प्रतिज्ञाञ्चाभिरोहस्व मनसा कर्म्मणा गिरा।**
**पालयिष्याम्यहं भौमं ब्रह्म इत्येव चासकृत् ॥**
**यश्चात्र धर्म्मो नीत्युक्तो दण्डनीतिव्यपाश्रयः।**
**तमशङ्कः करिष्यामि स्ववशो न कदाचन ॥**

(શાંતિપર્વ અ. ૫૯, શ્લોક ૧૦૬–૧૦૭.)

"(મનમાં કંઇ પણ વિક્ષેપ રાખ્યા વિના) તમારા ખરા અંતઃકરણથી, કર્મ અને વચનથી પ્રતિજ્ઞા લેવી;

(અ) દેશને ઈશ્વરરૂપ માની દરરોજ અને હમેશાં હું દેશની પ્રગતિ થાય એ પ્રતિ લક્ષ રાખીશ;

(બ) અહીં જે જે કાયદાઓ ઉપલબ્ધ છે, નીતિ પ્રમાણે જે જે કરવા પડે અને જે જે રાજ્યપ્રકરણથી વિરૂદ્ધ ન હોય તેને કંઇ પણ આનાકાની વગર હું પાળીશ અને કદી પણ હું સ્વેચ્છાચારી થઈશ નહિ."

રાજાની પ્રતિજ્ઞા પુરી થતાં એકઠા થએલા લોકો **एवमस्तु** કહેતા.

આ પ્રતિજ્ઞાનું સૌથી વિશિષ્ટ લક્ષણ એ છે કે હજી એ એમને એમ રહી છે અને તેમાં વ્હેમનું કે ગુઢપણાનું કંઈ તત્વ દાખલ થવા પામ્યું નથી. આ સંબંધમાં અન્ય દેશોની રાજપ્રતિજ્ઞામાં કેવા અને કેટલા ફેરફારો થયા છે તે જાણવા જેવું છે.

"હે શત્રુઓને પરિતાપ આપનાર રાજન્! હે ભારત! લોકોના જે "રાજા" એ પ્રકારે શબ્દ બોલવામા આવે છે, તે શી રીતે ઉત્પન્ન થઇ પ્રચારમાં આવ્યો છે તે મને કહો. બીજા લોકોની પેઠે એને હાથ, ભુજા તથા ગ્રીવા છે; બીજાઓની પેઠે એને પણ સુખ દુઃખ આવે છે; બીજાઓની પેઠે એને પણ બુદ્ધિ અને ઇન્દ્રિઓ છે; પીઠ, મુખ અને ઉદર છે; શુક્ર, અસ્થિ અને મજ્જા છે; માંસ અને

સ્નાયુ પણ છે; શ્વાસોચ્છ્વાસ, પ્રાણ અને શરીર છે; રાજા અને અન્ય લોકોને જન્મમરણ સમાન છે; તેમ રાજાના અન્ય ગુણો પણ ઇતર લોકોના જેવાજ છે, એમ છતા વિશિષ્ટ બુદ્ધિવાળા અને શૂરા લોકો ઉપર એક પુરૂષ રાજા થઇ કેમ અધિકાર ચલાવે છે? હિંમતવાન અને શરીર હિંદુ લોકોથી વસાએલા આખા દેશ ઉપર તે કેમ સત્તા ભોગવે છે? વળી તે રક્ષણ કરે છે છતા લોકો સંતુષ્ટ અને આનંદી રહે તે માટે ઇચ્છા કરે છે, સાથે સાથે તેની એકલાની પ્રસન્નતાથી આખું વિશ્વ પ્રસન્ન થાય છે તથા તેની વ્યાકુલતાથી આખું વિશ્વ વ્યાકુલ થાય છે એ નિશ્ચય છે. હે ભરતર્ષભ! પણ એનું કારણ શું છે, હે શ્રેષ્ઠ વ્યાખ્યાન કરનાર, હું યથાર્થ સાભળવા ઇચ્છું છુ. માટે તે મને વિસ્તારપૂર્વક કહો. હે પૃથ્વીપતે! આખું જગત તે એકલાના આગળ દેવની પેઠે નમસ્કાર કરે છે તેનું કારણ કંઇ નાનુસુનું હોય નહિ." (શાંતિપર્વ અ. ૫૯ રાજધર્મ—સૂત્રાધ્યાય.)

યુધિષ્ઠિરે પુછેલા ઉપરના પ્રશ્નના જવાબમાં ભિષ્મ પિતામહે રાજપદ તથા રાજપ્રતિષ્ઠાનું સવિસ્તર વર્ણન કર્યું. તેમણે કહ્યું કે પ્રથમ રાજ નહોતું તેમ રાજા પણ નહોતો, પરંતુ સર્વ પ્રજા ધર્મવડે એકબીજાનું પાલન કરતી. આમ રહેતા રહેતાં તેઓને માલમ પડ્યું કે અરસપરસ સહનાર જોઇએ તેટલો દઢ રહેતો નહિ અને ધર્મનો પણ નાશ પામવા માંડ્યો હતો. દેવોની સલાહ લઇ પ્રજાએ રાજા ચુંટી કહાડવા ઠરાવ્યું. પરંતુ દેવોએ સૂચવેલા વિરાજસે રાજ્યપદ લેવા ના પાડી; એના ત્રણ વંશજો રક્ષયિતા તરીકે રહ્યા, ચોથાએ સામ્રાજ્ય ઉભું કરી પોતે સ્વેચ્છાચારી થયો, વેન નામનો પાંચમો વંશજ લોકો પ્રત્યે કાયદાથી વિરૂદ્ધ વર્ત્યો એટલે તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં આવતાં તેનો શિરચ્છેદ થયો. આથી ઋષિઓએ પૃથુ નામના વેનના વંશજને ચુંટી કહાડ્યો. એણે ભક્તિપૂર્વક શાસન ચલાવવા કબુલ કરવાથી એની પાસે ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવી. ધર્મ અને ન્યાયાનુસાર વહીવટ ચલાવવામાં એને ફતેહ મળી, લોકો

એનાથી સંતુષ્ટ થયા અને એને 'રાજા'નો ઇલ્કાબ પ્રાપ્ત થયો.

રાજકીય બાબતો ઉપર લખનારાઓએ હિંદુ રાજાએ અભિષેક વેળાએ લેવાની પ્રતિજ્ઞાનો ખુલાસો આપતા આવો કૃત્રિમ ઐતિહાસિક સિદ્ધાંત ઘડયો છે. આ સિદ્ધાંતનું મૂળ શતપથ બ્રાહ્મણ સુધી જાય છે કારણ તેમા જણાવ્યા પ્રમાણે પ્રથમ હિંદુ રાજા તરીકે પૃથુ વૈન્યનો અભિષેક થયો હતો. આ ઉપરથી એટલુ અનુમાન કહાડી શકાય કે રાજ્યપદની સ્થાપના સાથેજ આ પ્રતિજ્ઞા શરૂ થઈ હતી, અને તે અન્વયે રાજાએ દેશની વૃદ્ધિ અને પ્રગતિ થાય તે પ્રમાણે ઈશ્વરનો ભય રાખી, શુદ્ધ ભાવ તથા માનમરતબાથી રાજ્ય ચલાવવાનું હતું, અને ધર્મ તથા રાજનીતિ શાસ્ત્રના નિયમો ધ્યાનમાં રાખી સર્વ રાષ્ટ્રીય તેમજ આંતર રાષ્ટ્રીય વ્યવહાર ચલાવવાનો હતો.

પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રન્થોએ પોતપોતાના રાજાઓએ લેવાની પ્રતિજ્ઞા ઘડી કહાડી છે, છતા તેમાની કોઇ પણ પ્રતિજ્ઞામા દેશજ સર્વશક્તિમાન અને પુણ્યવંત છે એમ ભાર દઇને હિંદુ પ્રતિજ્ઞા પ્રમાણે જણાવાયુ નથી. દેશની અવજ્ઞા કરવી એ ઈશ્વરની અવજ્ઞા કરવા બરાબર છે, અને હિંદુ રાજા એ પ્રતિજ્ઞા પાળવામાં ચુકે તો તે અસત્યપ્રતિજ્ઞ તથા અસત્યસન્ધ કહેવાશે એટલુંજ નહિ, પણ ગાદી ઉપર ચાલુ રહેવાનો હક્ક ગુમાવશે. આ પ્રતિજ્ઞા ખાલી આડંબર માટે કે વિધિને લઇને લેવામા આવતી એમ નહોતું, કારણ રૂદ્રદામન જેવો રાજા પોતાના શિલાલેખમા ગર્વથી જણાવે છે કે પોતે સત્યપ્રતિજ્ઞ રહ્યો હતો અને કાયદાનુસાર ન હોય એવા કોઇ કર કે લાગા તેણે ઉઘરાવ્યા નહોતા. પ્રતિજ્ઞાનો ભંગ થતાં પ્રતિજ્ઞાનો અર્થ વિસ્તારપૂર્વક કરવામા આવતો. જો રાજા રાજ્યનું અખંડિતપણુ જાળવવામાં નિષ્ફળ જતો તો તેના ઉપર પ્રતિજ્ઞાભંગનો દોષ આવતો. બૃહદ્રથ મૌર્ય નિર્વીર્ય જણાતા અને એના અમલમા ગ્રીક લોકોએ હિંદુસ્તાન જીતવા બીજીવાર પ્રયત્ન કરેલો હોવાથી એને ગાદી ઉપરથી ખસેડવામાં આવ્યો હતો, અને બાણ જેવાએ એને પ્રતિજ્ઞાદુર્બલ ગણી કહાડયો હતો. કરેલા કાયદાકાનુન

પ્રમાણે વર્ત્યા રાજાએ પ્રતિજ્ઞા લીધા પછી જો તે ગેરકાયદેસર રીતે ચાલે અને ગુન્હો કરે તો એના ઉપર મુકેલા વિશ્વાસનો એણે ભંગ કરેલો ગણાતું, અને તે માટે જે લોકોએ એને ગાદી ઉપર બેસાડ્યો હોય તે લોકો એને ગાદી ઉપરથી ઉઠાડી મુકતા. જાતક, લોકકથા, સાહિત્ય અને ઇતિહાસમાંથી આનાં દષ્ટાંત મળે છે. મહાભારતમા સિતમગાર વેનના પદભ્રષ્ટ તથા શિરચ્છેદના કારણમા તે વિધર્મી હોવાનું અને મગધના નાગદસકને પિતૃહત્યા માટેની શિક્ષા તરીકે તેને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યાનું જણાવ્યુ છે. આર્યકે કંઈપણ ગુન્હો ન કર્યો હતો છતાં તેને કેદમાં નાખવા માટે મૃચ્છકટિક નાટકમાના પાલક રાજાને અધિકારચ્યુત કરવામા આવ્યો હતો.

આ પ્રતિજ્ઞા મુસલમાની રિયાસત સુધી અભિષેકની મુખ્ય ક્રિયા ગણાતી. એ સમયે બ્રાહ્મણ યુગની કેટલીક વિગતમા ફેરફાર થયો હતો અને સ્વારી વગેરે બાબતમા સાદાઈ જતી રહી આડંબર આવ્યો હતો, પરંતુ ઐતરેય બ્રાહ્મણમા રાજ્યાભિષેકનો જે મંત્ર હતો તેજ કાયમ રહ્યો હતો, અને રાજપદને લગતા વિચારો મધ્યયુગમાં બદલાયા હતા છતા હિંદુ ધર્મશાસ્ત્રમા પારંગત પંડિતોએ તે મંત્ર માન્ય રાખ્યો હતો. અનેક લીલી સુકીમાંથી પસાર થયા છતાં, વિરુદ્ધ મતમતાંતરોનો સંસર્ગ થયા છતા, હિંદુ પ્રજા પોતાના વૈદિક પૂર્વજોએ ઘડેલો મંત્ર ભૂલી નહોતી.

રાજપદ વંશપરંપરા ઉતરી આવતું છતાં હિંદુ રાજાની વરણીનો સિદ્ધાંત ભૂલાયો નહોતો. આમ થવાનાં બે કારણો હતાં. મેગાસ્થનીસે જણાવ્યા મુજબ રાજવંશ નિર્મૂળ જતાં રાજપદ માટે ખરેખર વરણી કરવામાં આવતી; અને અભિષેકને લગતી સઘળી ક્રિયા કરવામાં આવતી હોવાથી એ સિદ્ધાંત સમાજની ધ્યાન બહાર ગયો નહોતો. મુસલમાની સમયમાં પણ શિવાજી છત્રપતિ તરીકે ગાદીનશીન થયો ત્યારે તેને લગતી ક્રિયાએ વરણીનું રૂપ લીધું હતું. બંગાળામાં પાલ રાજાઓના વખત સુધી આ સિદ્ધાંત જીવંત રહેવા પામ્યો હતો.

ગોપાળ પોતાના લેખમા વરણીને લઇને રાજપદ ઉપર આવ્યાનુ તથા લોકોએ ગજ તેના હાથમાં મુકી અરાજકતાનો અંત આ યાનુ જણાવે છે. ઇસિવીસનના બીજા સૈકામા રુદ્રદામન પોતાના લેખમા લખે છે કે ' મધળી વર્ણના લોકોએ રાજપદ માટે એની વરણી કરી હતી."

સાર્વભૌમ રાજા ખારવેલના લેખ ઉપરથી સ્પષ્ટ થ.ય છે કે ચુંટી કહાડવામા આવતો રાજા પુરા ચોવીસ વર્ષની ઉમ્મરનો થાય નહિ ત્યા સુધી તેનો અભિષેક થતો નહિ. જૈન સાહિત્યમા વિક્રમ રાજાનો અભિષેક તેના ૨૫મા વર્ષમાં થયાનું જણાવ્યું છે. ઉપનિષદના સમયમા સાધારણ રીતે એ ઉમ્મરે વિદ્યાર્થી પોતાનો અભ્યાસ પુરો કરતો.

અભિષેકને લગતા સર્વ નિયમો ચુસ્ત રીતે પાળવામા આવતા તે વિશેના ઐતિહાસિક દાખલાઓ મોજુદ છે. અશોકના વંશજોએ વધર્મિક સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો છતા તેઓ અભિષેકને લગતા શાસ્ત્રસંમત તથા પવિત્ર નિયમોની આડે આવ્યા નહોતા. ખુદ અશોક ગાદીએ આવ્યો ત્યારે એની ઉમ્મર ચોવીસ વર્ષની નહિ થએલી હોવાથી ચાર વર્ષ સુધી એનો અભિષેક થયો નહોતો. આવા વચગાળાના વખતની કંઈ ગણના ન થતી હોવાનો સિદ્ધાત આપણે ધ્યાનમાં રાખીએ તો વસિષ્ઠના ધર્મસૂત્રમાં[1] જણાવેલો જુના રાજાના મરણ તથા નવા રાજાના અભિષેક વચ્ચે પસાર થએલા સમયનાં કરજે લીધેલાં અથવા આપેલા નાણાનું વ્યાજ ન ગણવાનો નિયમ સહજ સમજાશે. આટલા ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે અભિષેક થયા પછીજ રાજા કાયદેસર રાજા ગણાતો. અશોકના અભિષેક અગાઉનાં વર્ષ એના રાજ્યવર્ષમાં ગણાતાં નહિ. આ વિચારો એટલા પ્રબળ હતા કે માલવિકાગ્નિમિત્રમાં કવિ કાળીદાસ અગ્નિમિત્રને પુષ્યમિત્રએ

[1] राज' तु मृतभावेन द्रव्यवृद्धिं विनाशयेत् ।
पुनाराजाभिषेकेण द्रव्यमूलं च वर्धते ॥ (२.४९)

આને મળતો આવે એવો કંઇક સિદ્ધાંત પ્રતિપાદન કરવા માટેનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો એટલા ઉપરથી પણ આ માન્યતાને ટેકો મળે છે. બ્રાહ્મણ પુષ્યમિત્રના ક્રાંતિકારક અમલ દરમિયાન લખાએલા માનવ ધર્મશાસ્ત્રમાં જણાવ્યું છે કે રાજા માત્ર મનુષ્ય હોવાથી તેના તરફ તિરસ્કાર દર્શાવવો નહિ, એ તો મનુષ્યરૂપે દેવ છે. આ બાબતની પુષ્ટિમાં એ ગ્રંથના કર્તાને એની અગાઉના સાહિત્યમાંથી કંઈ પ્રમાણો ન મળવાથી આપણે આગળ દશમા પ્રકરણને છેડે અરાજક પદ્ધતિની કરેલી ચર્ચાનો એ આશ્રય લે છે અને જણાવે છે કે એ પદ્ધતિથી નારાજ થતા લોકો જગન્નિયંતાની આલોચના કરતા અને તે રાજા માટે ભલામણ કરતો. એ મનુ વૈવસ્વતની વરણીને લગતો સિદ્ધાંત છોડી દે છે અને દેખીતી રીતે વેનની વાત ઉપર આધાર રાખે છે. એના જણાવ્યા પ્રમાણે લોકોને અરાજકતામાંથી બચાવવા માટે ઈશ્વરે રાજા બનાવ્યો. પણ વેને ગેરકાયદેસર રીતે અમલ ચલાવ્યાથી એ પદભ્રષ્ટ થયો હતો તેને લગતી લોકકથાની એ અવગણના કર છે. માનવ ધર્મશાસ્ત્રમાં પ્રતિજ્ઞા મંત્રને મચડી એવો અર્થ કરવાના પ્રયત્ન થયા છે કે ચુંટાએલો રાજા પરમેશ્વરની સહાય માટે યાચના કરતો, કે જેથી એનો નવો અમલ યશસ્વી નીવડે. અર્થશાસ્ત્રમાંના અને તેને મળતા આવતા બીજાં વિવેચનને લઈ કદાચ આ સિદ્ધાંત અસ્તિત્વમાં આવ્યો હોય. તેમાં રાજના નોકરના મોઢામાં આ શબ્દો મુક્યા છે —

"રાજાનું સ્થાન ઇન્દ્ર તથા યમના સ્થાન જેવું છે; એ પ્રત્યક્ષ દંડ અને પ્રસાદ આપનાર છે. જેઓ એના તરફ તિરસ્કાર દર્શાવે છે તેમના ઉપર દૈવી શિક્ષા ઉતરે છે. માટે એની તરફ તિરસ્કાર દર્શાવવો નહિ."

પરંતુ અહીં વચનમાં ઈશ્વરી અંશ હોવા વિશે કંઈ જણાવ્યું નથી. જે શિક્ષા માટે ઉલ્લેખ છે તે પાપને પરિણામે થતી શિક્ષા છે અને રાજદ્રોહ એ પાપ ગણવામાં આવે છે.

ચલાવે છે તેજ દંડ ધારણ કરે છે પરંતુ જુલમી, લોભી, નઠારા અને સ્વેચ્છાચારી રાજાથી તેમ થઈ શકતું નથી." (ધ. સૂ. વગેરે.)

રાજા દેવરૂપ હતો અને તેની સત્તા દૈવી હતી એ માન્યતા હિંદુઓમાં દૃઢીભૂત ન થઈ તેનું કારણ એટલું જ હતું કે એવા ઘાતક વિચારો અને દાવા ઉપર અટકાવ મુકવા લોકો મનોજ્ઞ હતા અને રાજ્યધારણને લગતી સ્પર્ધાથી છિન્નભિન્ન થયા હતા. એવી રાજપદને લગતો હિંદુ સિદ્ધાન્ત રાજા દેવ હોવાના ખોટા ઢોંગની પંક્તિએ ઉતરી ગયો નહોતો. વળી રાજા અને ધર્માચાર્યની સત્તા એક જ પુરુષના હાથમાં મુકાતી અટકાવવામાં આવ્યાથી જગન્નિયંતાના નામ સાથે રમત રમવાનું શક્ય નહોતું. રાજ્યધારણ રૂપેની સત્તા ધર્માચાર્ય તથા કર્મકાંડ કરાવનારાઓના લાગવગથી દૂર રહેવાથી રાજદંડ જાદુગરની લાકડી જેવો થવા પામ્યો નહિ. એ દંડ એવાઓના હાથમાં રહ્યો હતો કે જેમના પ્રાબલ્યને લઈને રાજા મહાન થયો હતો અથવા તે સત્તાથી વિભૂષિત થયો હતો. શરૂઆતમાં એ દંડ લોકોની સમિતિ પાસે રહેતો અને પછી પૌર અને જાનપદ પાસે રહેતો.

---

## પ્રકરણ ૨૭ મું

---

### જાનપદ અથવા રાજસભા
### અને
### પૌર અથવા પાટનગર સભા

---

(ઈ. સ. પૂ. ૬૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી)

મહારાજ્યો સ્થપાતાં હતાં તેજ અરસામાં રાજ્યઘટનાને માટે ઘણી અગત્યની ગણાય એવી લૌકિક સંસ્થાની ખીલવણી થતી આપણે નિહાળીએ છીએ. વૈદિક સમય પછીના કાળમાં એટલે મહા-

એ અર્થમાં જે જે પ્રજાઓ દેશમાં વસતી હતી તે તે સાથે રાષ્ટ્રને વિશિષ્ટ સંબંધ રહેતો નહિ. સ્વાભાવિક રીતે આ યુગમાં સમિતિ માટે કંઇ ઉલ્લેખ મળતો નથી, કેમકે રાષ્ટ્રના એકમ ઉપર એ સમિતિનો પાયો રચાયો હતો અને એ એકમ રાજ્યઘટનામાં પ્રમાણભૂત થતું અટક્યું હતું.[1]

આ પ્રકરણમાં આપણે જે બીજી સંસ્થા વિષે સાંભળીએ છીએ તે ફેરવાએલી પરિસ્થિતિમાં સમિતિનું કંઈક રૂપાંતર કદાચ હોય. ઈ. સ. પૂ. ૬૦૦ અને ઈ. સ. ૬૦૦ ની વચ્ચેના કાળમાં રાજ્યના બે વિભાગ પાડવામાં આવતા. પાટનગર અને દેશ.[2] પાટનગર માટે વીરમિત્રોદયમાં પુર અને અર્થશાસ્ત્રમાં નગર અને કોઇ વેળા દુર્ગ એ શબ્દો આવે છે અને દેશને માટે જનપદ, રાષ્ટ્રના સમાનાર્થમાં વપરાયા છે. જનપદ ઉપરથી થએલો સાધિત શબ્દ જાનપદ પાલિ-સૂત્રમાં તેમજ રામાયણ, મહાભારત વગેરે ગ્રંથોમાં તથા શિલાલેખોમાં મળી આવે છે. હાલમાં એનો જનપદમાં વસનાર એવો અર્થ કરવામાં આવે છે, અને પારિભાષિક સંજ્ઞા તરીકે એનો વાપર છૂટી ગયો છે. આનું કારણ એ છે કે ઘણુંખરૂં એ સંજ્ઞા બહુવચનમાં જાનપદા વપરાએલી મળે છે અને એનો અર્થ જનપદના લોકો એમ કરવામાં આવે છે. વળી અર્વાચીન પંડિતોએ જનપદને પ્રાંત તરીકે ગણવાની ભૂલ કરી છે. આ અર્થ માટે પ્રાચીન ગ્રંથોમાંથી પણ કંઇ આધાર મળતો નથી. ખરેખર એનો અર્થ રાજ્યઘટનાના સંબંધમાં પાટનગર

1. જાતકોમાં સમિતિ માટે કંઇ ઉલ્લેખ નથી. જો સમિતિની સંસ્થા હસ્તીમાં હોત તો તેના નિર્દેશ માટે પુષ્કળ પ્રસંગો હતા. ધર્મસૂત્રોમાં રાજાના અધિકાર જણાવતાં તેનો સમિતિ સાથે શો સંબંધ હતો તે બાબત કંઇ સૂચન નથી. તેમજ મહાભારતમાં એ વિષે કંઇ જણાતું નથી.

2. જાતક અને પાલિ સૂત્રમાં જનપદ અને નિગમ શબ્દો આવે છે નિગમ રાજઘટનાની દૃષ્ટિએ નગરને મળતું આવે છે. અર્થશાસ્ત્રમાં જનપદ અને દુર્ગ તથા રામાયણમાં નગર (તેમજ દુર્ગ) તથા જનપદ એ શબ્દો આવે છે.

ન ગણતાં રાજ્યનો બાકીનો આખો મુલક એવો થાય છે. જાનપદનો એવો પારિભાષિક અર્થ આસરે ઇ. સ. પૂ. ૧૬૫ ના ખારવેલના શિલાલેખથી સિદ્ધ થાય છે. મધ્યકાળના ભાષ્યકારોને જાનપદ નામની સંયુક્ત સંસ્થા વિશેની માહિતી ન હોવાથી તેઓએ એકવચન રૂપને સુધારી બહુવચન રૂપ जानपदाः કર્યું. આનું દૃષ્ટાંત રામાયણના અયોધ્યાકાંડ ( ૨. ૧૮. ૫૪ ) માંથી મળે છે.

उपतिष्ठति रामस्य समग्रमभिषेचनम् ।
पौरजानपदास्चापि नैगमश्च कृताञ्जलिः ॥

રાજા દશરથને ખબર આપવામાં આવે છે કે પૌર, જાનપદ તથા નૈગમ રામના અભિષેક માટે આદરપૂર્વક ઊભી થાય છે અહીં ક્રિયાપદ उपतिष्ठति એકવચનમાં હોવાથી માત્ર નૈગમ એકવચનમાં મુકી जानपदाने વ્યાકરણના નિયમાનુસાર બહુવચનમાં મૂકવા દીધું છે. ખરું રૂપ जानपदस्च કેટલીક હસ્તલિખિત પ્રતોમાં મળે છે. પરંતુ તેને ખોટું ગણી કહાડી નાખવામાં આવ્યું છે.

બહુવચનમાં जानपदाः નો અર્થ ' જાનપદ સંસ્થાના સભ્યો ' તેમજ ' જનપદના લોકો ' એવો થાય. એ રૂપમાં પણ સંસ્થાના અર્થને કંઇ બાધ આવતો નથી એક વ્યક્તિના અર્થમાં નહિ પણ સમષ્ટ અર્થમાં એકવચનમાં એ શબ્દ વપરાએલો અથવા સંયુક્ત સંસ્થાના અર્થમાં બહુવચનમાં जानपदा વપરાએલો મળી આવે તો એવી સંયુક્ત સંસ્થા હસ્તીમાં હોવાનું સાબિત થઇ શકે. એવાં બન્ને રૂપ મળે છે, તેમજ સંયુક્ત મંડળી તરીકે જાનપદના પોતપોતાના નિયમો કરેલા હતા અને તે નિયમોનો ધર્મશાસ્ત્રમાં સ્વીકાર થયો હતો.

ખારવેલના હાથીગુંફાના લેખથી નિઃસંશય એવો પુરાવો મળે છે કે રાજા જાનપદને ( એકવચનમાં ) વિશિષ્ટ અધિકારો આપતો. રામાયણમાંથી ઉપર લીધેલો દાખલો પણ એટલોજ મહત્વનો છે.

યુવરાજના અભિષેક માટે જાનપદ ભેગી થતુ હતુ. રામાયણમા જણાવ્યા પ્રમાણે આ અભિષેકની બાબતમા પૌર તેમજ અન્ય લોકો સાથે મંત્રણા કરી જાનપદે સર્વાનુમતે ઠરાવ કર્યો હતો કે 'અમે આ અભિષેક માટે ઇચ્છા રાખીએ છીએ.'[૧]

માનવ ધર્મશાસ્ત્રમા જાતિ, જાનપદ અને શ્રેણિના ધર્મો સ્વીકાર્યા છે.[૨] જાનપદ પેઠે જાતિ અને શ્રેણિ પણ સંયુક્ત સંસ્થાઓ હતી તે વિશે કંઇ પ્રમાણ મળતું નથી. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા જાનપદ, ગણ, શ્રેણિ તથા જાતિને એકમ તરીકે ગણાવી દરેકને પોતપોતાના નિયમો પ્રમાણે ચાલવું પડતું એમ જણાવ્યું છે. એજ મંત્રોમા કુલ સંસ્થા માટે પણ નિર્દેશ છે. એ કુલ બાબત વિશેષ માહિતી મેળવવા અર્થશાસ્ત્રમાના સમય (સંયુક્ત મંડળના ઠરાવે અથવા ધારાધોરણો) વિશેનું પ્રકરણ તપાસતા કૌટિલ્ય (પા. ૧૭૩) દેશ સંઘ, જાતિ સંઘ અને કુલ સંઘના સમય વિશે ઉલ્લેખ કરે છે.[૩] આપણે આગળ પ્રકરણ ૯ માં જોઇ ગયા છીએ તેમ હિંદુ

---

૧. રામાયણ, અયોધ્યા કાંડ ૨. ૨૦. ૨૨.

समेत्य ते मन्त्रयित्वा समतागतबुद्धयः
ऊचुश्च मनसा ज्ञात्वा वृद्धं दशरथं नृपम् ॥
स रामं युवराजानमभिषिञ्चस्व पार्थिव ।
इच्छामो ही महाबाहुं रघुवीरं महाबलम् ॥

જવાબમાં દશરથે કહ્યુ તે પણ જોવા જેવુ છે:—

कथ नु मयि धर्मेण पृथिवी मनुपालति ।
भवन्तो द्रष्टु मिच्छन्ति युवराज महाबलम् ।

૨. મનુ ૮. ૪૧

जातिजानपदान्धर्माञ्छ्रेणीधर्मांश्चधर्मवित् ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ।

३ देशजातिकुलसंघाना समयस्यानपाकर्म ।

રાજનીતિ શાસ્ત્રના કુલ સંઘ પારિભાષિક અર્થમાં વપરાય છે. એ રાજ્યધારણના કુલ અથવા કુટુંબ અમલ ચલાવે છે, એટલે, મહાજન સત્તા અથવા અપજન સત્તા ચાલે છે. વળી અન્ય ઠેકાણે દેશ સંઘ તથા જાતિ સંઘ ગણાવ્યા છે. મનુ 'સમય' નો ભંગ કરનારા વિષે ચર્ચા કરે છે, અને ગ્રામ સંઘ તેમજ દેશ સંઘ અથવા ગ્રામ મનદ, જાતિ સમૂહ વગેરે ગણાવે છે દેશ અથવા જાનપદ મંડળી માટે તેમજ સાથે સાથે વેપારી સંઘના તેમજ 'દેશ' ના કાયદા માટે બૃહસ્પતિમાં ઉલ્લેખ છે. બીજા એક મંત્રના રાજ્યધર્મથી વિરુદ્ધ ભાવના ન હોય એવા ગ્રામ તથા દેશના ઠરાવો વિષે ચર્ચા કરી છે. મનુ 'જાતિ સંઘ' ને બદલે માત્ર 'જાતિ' અને 'દેશ સંઘ' ને બદલે 'જાનપદ' અને 'જાનપદ' ને બદલે 'દેશ' મુકે છે. અહી સ્પષ્ટ રીતે 'દેશ' શબ્દ 'દેશ સંઘ' અથવા 'જાનપદ' માટે વપરાએલો લાગે છે. એજ પ્રમાણે જ્યાં દેશ-અધ્યક્ષ નોંધેલા દસ્તાવેજને ગ્રામ જાનપદ દસ્તાવેજ કહે છે ત્યાં દેશનો અધ્યક્ષ એટલે દેશ સમાજ અથવા જાનપદનો અધ્યક્ષ સમજવો. આ સઘળી હકીકતો ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે મનુ અને યાજ્ઞવલ્ક્યએ વર્ણવેલા જાનપદ અને મનુ અને કૌટિલ્યએ વર્ણવેલા દેશ સંઘ એકજ છે.

જાનપદ અને દેશ સંઘ આપણે હમણાં જોઇશું તે પ્રમાણે પાટનગર સિવાયના રાજ્યના આખા પ્રદેશ માટેનું સંયુક્ત મંડળ હતું.

જાનપદનો બીજો પર્યાય શબ્દ ગણ્ડ પાછળથી લખાએલા ગ્રંથોમાં મળે છે. દશકુમારચરિત (પ્રકરણ ૩) માં જાનપદના અધ્યક્ષને जनपद महत्तर અને આગળ राष्ट्रमुख्य કહ્યો છે

મુકદમાના પક્ષકારોને ન્યાયાધીશ જે રક્ષણ આપી ન શકે અથવા જે મુકદમા તે સ્વીકારી ન શકે તેના સંબંધમાં કાશીના શ્રીયુત ગોવિંદદાસજીએ આપેલી યાજ્ઞવલ્ક્ય ઉપરની મિત્રમિશ્રના ભાષ્યની હસ્તલિખિત પ્રત ઉપરથી માલમ પડે છે કે જે ફરિયાદી

પૌર એટલે પાટનગરના શહેર સમાજ તરફ અથવા ગમ્રુ તરફ દ્વેષભાવથી વર્તતો હોય તો તેને કંઈપણ રક્ષણ આપવાનું નહોતું. આ બાબત બૃહસ્પતિનું પ્રમાણ આપવામાં આવ્યું છે. વીરમિત્રોદયના વ્યવહાર મયુખના એવાજ મંત્રમા પૌરને બદલે પુર એટલે પાટનગર શબ્દ વપરાયો છે. મિત્રમિશ્ર પુર અને રાષ્ટ્રનો અર્થ પૌર જાનપદ કરે છે. અહીં રાષ્ટ્ર સંજ્ઞા દશકુમારચરિતની પેઠે જાનપદ સમાજ માટે વપરાઇ છે.

જાનપદના વિશિષ્ટ અધિકારોની ચર્ચા કરવા અગાઉ શહેરના સંયુક્ત મંડળ એટલે પૌરની રચના તપાસવાનુ યોગ્ય જણાશે. રાજ બંધારણમાં પૌર અને જાનપદ બન્ને સરખી પંક્તિની મસ્થા ગણાય છે. ઘણુંખરૂં બન્નેનો ઉલ્લેખ સાથે સાથે થાય છે અને કોઈક વેળા બન્ને માટે ગમે તે એક સંજ્ઞા વપરાય છે.

હિંદી તેમજ યુરોપીઅન ગ્રંથકારો બતાવે છે તેમ રાજના સઘળા શહેરોના સંબંધમા પૌર સંસ્થા સ્થાઈ નહોતી. પણ શરૂઆતના હિંદુ ગ્રથકારો પારિભાષિક પુર તથા નગર પાટનગરનો અર્થ કરતા. ખારવેલે પૌરને ખાસ અધિકાર આપ્યા હતા. તેના આસરે ઈ. સ. પૂ. ૧૬૫ ના શિલાલેખમા જાનપદની પેઠે સંયુક્ત મંડળ તરીકે પૌરનો પ્રયોગ એકવચનમા કરવામા આવ્યો છે. એજ પ્રમાણે દિવ્યાવદાનમાં કુનાલ પૌરમાં દાખલ થાય છે ત્યા પણ આવો જ પ્રયોગ થયો છે. અન્ય સ્થળે જણાવ્યા પ્રમાણે તિષ્યરક્ષિતાએ તેની સહીનો ખોટો કાગળ પૌર (બહુવચન) ને મોકલ્યો હતો. વીરમિત્રોદયનો કર્તા સ્પષ્ટ રીતે કહે છે કે ન્યાયશાસ્ત્રોમા સંયુક્ત મંડળોની સાથે જ્યા જ્યાં પૌર માટે ઉલ્લેખ આવે છે ત્યા ત્યા પુરવાસિઓનો સમૂહ એ અર્થમા એ શબ્દ વપરાયો છે.

આ પ્રમાણે પુર શબ્દ પાટનગર માટે વપરાએલો લાગે છે વળી હિંદુ ધર્મશાસ્ત્રોમાં બંધારણના સંબંધમાં સમૂહ શબ્દનો ઉપયોગ વારંવાર

વપરાએલો લાગે છે. દાખલા તરીકે કાત્યાયન પૂગ એટલે સંઘની વ્યાખ્યા 'વેપારીઓ તથા બીજાઓનો સમૂહ' એ પ્રમાણે કરે છે. સંયુક્ત મંડળો તરીકે કામ કરતા પૂગ, ગણ તથા સંઘને બૃહસ્પતિ समूहस्थवर्गाः તરીકે ઓળખાવે છે. ભૃગુના આધારે મિત્રમિશ્ર જે શ્લોક આપે છે તેમા ગ્રામ, પૌર, ગણ તથા શ્રેણિને वर्गिणः એટલે બૃહસ્પતિના समूहस्थवर्गाः કહ્યા છે. અહીં ગ્રામ એટલે ગામ નહિ પણ મિથિલાના ચંડેશ્વરના જણાવ્યા પ્રમાણે ગામમનાજ છેઃ ग्रामो ग्रामवासि समूहः. એ समूहस्थाहः નો અર્થ મિલિતા એટલે સંયુક્ત કરે છે. વળી સમૂહોના જુદા ધારા ધોરણ હોવાનુ કાત્યાયન કહે છે. આ સઘળા ઉપરથી રાજ્યબંધારણમા समूह શબ્દ વ્યવસ્થિત રીતે રચાએલા સંયુક્ત મંડળના પારિભાષિક અર્થમા વપરાએલો લાગે છે.

ટીપકાર અમર અને કાન્ય કૃતિના બીજા અર્થ આપતા પૌર, એટલે, ક્રૂતયઃ પૌરાસા શ્રેણયોऽપિચ પુરની શ્રેણિઓ એવો અર્થ પણ આપે છે.

રામાયણમાં જ્યારે રામ અયોધ્યા પાછા ફરવાની ના પાડે છે ત્યારે ભરત पौरजानपदने વિનંતિ કરે છે.

आसीनस्त्वेव भरतः पौरजानपदं जनम् ।
उवाच सर्वतः प्रेक्ष्य किमार्यं अनुशासथ ॥

અયોધ્યા કાંડ ૩. ૧૯.

જાનપદે રામનું કહેલું માન્ય રાખ્યું ત્યારે ભરતે કહ્યું शृणवन्तु मे परिषदः मन्त्रिणः शृणुयुस्तथा (એજન ૨૪). આ ઉપરથી પણ જાનપદ સંયુક્ત મંડળ હોવાનું વ્યક્ત થાય છે,

પાટનગર અથવા પુર કે ગ્રામના આરોગ્ય રક્ષણને લગતો વહીવટ પૌરના હાથમાં હોવા ઉપરાંત રાજ્યબંધારણને લગતી કેટલીક વિશિષ્ટ સત્તા તે ભોગવતું. એના અધ્યક્ષ તરીકે સાધારણ રીતે કોઇ વેપારી

અથવા શ્રાફ રહેતો, અને તેને શ્રેઠિન કહેતા. રામાયણને આધારે પૌર તેમજ જાનપદના બે વિભાગ રહેતા જણાય છે. એક અ દરનુ મંડળ અને બીજું બહારનુ મંડળ અંદરનુ અમલ બજાવણી કરનાર મંડળ હશે અને તે હમેશા અસ્તિત્વમા હોવું જોઇએ. આપણે વારવાર પૌર અથવા નગર વૃદ્ધો માટે ઉલ્લેખ વાચીએ છીએ તે ઉપરથી બીજી લૌકિક સંસ્થાઓને ધોરણે પૌર વૃદ્ધોના હાથમા કારોબારી વહીવટ હોવાનું આપણે અનુમાન કરી શકીએ. પૌરના શુદ્ર જાતિના સભ્યની આગતાસ્વાગતાની બાબતમા ધર્મસૂત્રોમાં એવા અપવાદ છે કે બ્રાહ્મણ સાધારણ રીતે શુદ્રને માન આપતો નથી છતાં જો તે એક વેળા પૌરનો સભ્ય થઇ ગયો હોય તો તેને બ્રાહ્મણે યોગ્ય માન આપવાનું હતું. આ ઉપરથી પૌરમા સઘળા હિત સંબંધને પ્રતિનિધિત્વ મળતુ હતું અને લોકમત ઉપર તે રચાયું હતુ એમ સ્પષ્ટ થાય છે.

પૌરનો લેખક (કારકુન) રહેતો અને તેણે કરી આપેલા લખાણને ઉચ્ચ કોટીના પુરાવા તરીકે ગણવામા આવતું. રાજ્કીય અથવા સરકારી લેખોની સરખામણીમાં લૌકિક લેખમાં પૌરના લેખકનો લેખ મુખ્ય ગણાતો. આથી પૌરની નિમણૂક રાજાના હાથમા નહોતી એમ જણાય છે.

ધર્મશાસ્ત્રોમા દર્શાવેલા રાજ્કીય ન હોય એવા પૌરના અધિકારો હેઠળ પ્રમાણે છેઃ--

(અ) માલમિલકતનો વહીવટ, મૃત શખ્સની મિલકતનો વહીવટ, રાજ્યના અમલદારોની સાથે રહી, કરવા માટે રાજા તરફથી તેમને અધિકાર આપવામા આવતો.

(આ) નાગરિકોની આર્થિક શક્તિને ઉત્તેજીત કરે એવ

(૪) શહેરની સુલેહશાંતિ જાળવવા માટેનાં કામો.[૧]

(૫) ન્યાય આપવાનું કામ, શહેરના વહીવટ સાથે સંબંધ ધરાવતી બાબતો પુરતું. શુદ્ધ ફોજદારી સત્તા, જેવી કે સાહસ (બળાત્કાર) ને લગતા મુકદ્દમા ચલાવવાની સત્તા, પૌર ન્યાયાધીશોના અધિકાર બહાર હતી.[૨] મિત્રમિશ્રએ આપેલાં ભૃગુના તથા અન્ય પ્રમાણો ઉપરથી જણાય છે કે રાજાએ પૌર ન્યાયાધીશોની સત્તા માન્ય રાખી હતી.

(૬) ધાર્મિક તથા સાર્વજનિક સ્થળોની દેખરેખ. રાજ્યના પાટનગરમાનાં સ્થળોની મરામત કરવાનું કામ પૌર કરતુ. આ સ્થળો સભા, પ્રપા (પાણી સર્વ ઠેકાણે પહોંચતુ કરવાનું સ્થળ), તટાક (સાર્વજનિક સ્નાનના સ્થળો), આરામ (વિશ્રામ સ્થાન) અને દેવગૃહ હતા.

મેગાસ્થનીસે પાટલિપુત્રના આરોગ્ય રક્ષણ વગેરેના વહીવટનો જે હેવાલ આપ્યો છે તે હિંદુ યુગમા હિંદુસ્તાનમાની પૌર સંસ્થાના વહીવટને કેટલો મળતો આવે છે તે આપણે જોઇએ. સ્ટ્રેબો પાટલિપુત્રનું વર્ણન આપી તેના વહીવટને લગતી વિગતો આપે છે. એ વર્ણનમાં જે અગત્યનું વચન છે તે 'શહેર ન્યાયધીશો' ને લગતુ છે. ગ્રીક લોકોની દૃષ્ટિએ એનો વિચાર કરીએ તો એ ન્યાયધીશો

---

૧. नित्यं नैमित्तिकं कर्म शान्तिकं पौष्टिकं तथा ।
पौरागा कर्म कुर्युस्ते संदिग्धे निर्णयं तथा ॥
वीरमित्रोदयमां બૃહસ્પતિમાંથી અવતરણ.
चाटचौरभये बाधाः सर्वसाधारणाःस्मृताः ।
तत्रोपशमनं कार्यं सर्वैर्नैकेन केनचित् એજન.

૨. साहसन्यायवर्जानि कुर्युः कार्याणि ते नृणाम्

૩. धर्मकार्यमपि संभूय कर्तव्यमित्युक्त नेनैव—
सभाप्रपादेवगृहतटाकारामसंस्कृतिः એજન.

ગજા તરફથી નિમાએલા નહિ, પણ લોકનિયુક્ત અમલદારો હશે. અર્થશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે નાગરક, નહેરનો સુબો, ગજા તરફથી નિમાતો અને તે જુદોજ અમલદાર હતો.

આ ન્યાયાધીશોમાથી પાચ પાચના ૭ મંડળો બનાવવામા આવતા અને તે મંડળો હેઠળની બાબતો ઉપર દેખરેખ રાખતા. તેઓ
(અ) શહેરની ઔદ્યોગિક બાબતો તપાસતા
(આ) શહેરમાના પરદેશીઓનુ અવસાન થતા તેમની મિલકતનો વહીવટ કરતા (અથવા તેમના સગાવહાલાઓને સોપી આપતા).
(ઇ) શહેરમા થતા જન્મ મરણની નોધ રાખતા.
(ઈ) શહેરના વેપાર તથા ધંધા તથા બનાવટો ઉપર ધ્યાન આપતા અને વસ્તુઓના વેચાણ ઉપર શહેરનો લાગો વસુલ કરતા, " આ મંડળો જુદા જુદા આ અધિકારો ચલાવતા. એકત્ર મંડળ તરીકે આ ન્યાયાધીશોને પોતાના ખાસ ખાતાઓ ઉપર દેખરેખ રાખવા ઉપરાત સાર્વજનિક મકાનોને સુવ્યવસ્થિત રાખવા, ભાવનાલનું નિયમન કરવા, હાટ, બંદરો તથા દેવસ્થાનોની સંભાળ લેવા વગેરે જેવી સાર્વજનિક હિતની બાબતો જોવાની હતી "

સ્ટ્રેબોએ જણાવેલા શહેર ન્યાયાધીશો તેજ પૌર મુખ્ય અથવા પૌર વૃદ્ધો છે. પાચ પાચ સભ્યોના ૭ મંડળો તથા ત્રીસ સભ્યોના આખા મંડળની વ્યવસ્થા ન્યાયની પરિષદોમા, બૌદ્ધ સંઘમા તથા પતંજલિના પચક, દશક તથા વિંશક સંઘમા ત્રણ, પાચ, દશ, વીસ અને તેથી વધુ સભ્યો મળતા સભાનુ કામ ચલાવવાની વ્યવસ્થા સાથે મળતી આવે છે. સંયુક્ત મંડળોમાં પાચ પાચ સભ્યોની સમિતિ હોવાનું ગૃહ્યપતિ જણાવે છે. બૌદ્ધ સંઘમા કેટલીક બાબતોનો નિકાલ થોડા સભ્યો મળી કરી નાખતા, પરંતુ વિશેષ અગત્યની બાબતો ઉપર વિચાર ચલાવી ઠરાવ કરવા વીસ અથવા વધારે સભ્યોની જરૂર રહેતી. પાટલિપુત્રના પૌરની હકીકત ઉપરથી આપણે જાણીએ છીએ કે સામાન્ય

દિનની બાબતે. વિશે ઘણા વધારે સભ્યોએ મળી ઠરાવ કરવાનો હતો. 'શહેર ન્યાયાધીશો'નું આ એકત્ર મંડળ રામાયણમાંના પૈરની આંતર સમિતિને મળતું આવતું હતું, બાહ્ય સમિતિ અથવા સામાન્ય મંડળમાં સભ્યોની સંખ્યા ઘણી મોટી હોવી જોઇએ; કારણ આંતર સમિતિમાં તીસ સભ્યો હતા.

આપણે ઉપર જોયું તે પ્રમાણે ગ્રામને વર્ગિન કહેતા. વર્ગ એટલે મંડળ અથવા કામ કરવા માટે જરૂરની સંખ્યા. એ અર્થમાં પાણિનિ પણ એ શબ્દ વાપરે છે. સંયુક્ત મંડળો માટે પણ એ સંજ્ઞા વપરાઇ છે. મિત્રમિશ્ર વીરમિત્રોદયમાં ભૃગુમાંથી જે ન્યાય-સૂત્રનું અવતરણ કરે છે તેમાં પૈર તથા ગ્રામ તેમજ ગણ એ સર્વને વર્ગિન તરીકે ગણ્યા છે.

અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પૈર માટે સામ્રાજ્યની ટંકશાળમાં સોનાના સિક્કા પાડવામાં આવતા. રાજબંધારણ અનુસાર અયોગ્ય સિક્કાઓ પડતા અટકાવવા માટે આ વ્યવસ્થા થઈ હોય અથવા વધારે સંભવિત જણાય છે તેમ આર્થિક કારણોને લઈને એમ કરવામાં આવતું હોય. પુર અથવા પાટનગરમાં નૈગમ નામનો વેપારીઓનો સંઘ હતો. એ નામ શહેરના વેપારીઓના બનેલા સંઘ માટે વપરાતું હોવાથી સામાન્ય વેપારીઓના સંઘ માટે એ સંજ્ઞા વાપરવાનું ભૂલ ભરેલું છે. સામાન્ય સંજ્ઞા તરીકે શ્રેણિ તેમજ પૂગ વપરાય છે. આ બે સંજ્ઞા વચ્ચેનો ભેદ સ્પષ્ટ જણાતો નથી. પાટનગરના નૈગમમાંથી પૈર મંડળનો વિકાસ થયો હોય એમ જણાય છે. જાતક તથા પાલિ સૂત્રના પૈરને માટે નૈગમ (નેગમ) નો પ્રયોગ થયો છે. નૈગમ શબ્દ પાટનગરના અર્થમાંજ વપરાએલો છે. ન્યાયશાસ્ત્ર ઉપરના હિંદુ ભાષ્યકારોએ નૈગમ અને પૈરને સરખા માન્યા છે. જેવી રીતે સંસ્કૃત ગ્રંથોમાં પૈર જાનપદની સાથે આવે છે તેમ પાલિ ગ્રંથોમાં નૈગમ જાનપદની સાથે વપરાય છે. પાટ-નગરના વેપારી સંઘ તથા શહેર સમાજ વચ્ચેનો સંબંધ એટલો

ધારો હતો કે એ બન્ને સંસ્થા સરખી હોય એમ મનાતુ, અને આ કારણને લીધેજ પૌરમા વેપારીઓનું પ્રતિનિધિત્વ વધારે લાગે છે. રામાયણમા નૈગમ અને પૌર હમેશા સાથે સાથે આવે છે અને બન્ને વચ્ચે સબધ હોવા છતા તેઓ ભિન્ન હેય એમ તેનુ વર્ણન આવે છે. જેમ પોર જાનપદો પોતપોતાના મડળો સભા અને ચોકમા ભરતા તેમ નૈગમના પણ સભા સ્થાન હતા. કોઇ ધનાઢ્ય માણસે ગોવર્ધન શહેરની શ્રેણિઓ અથવા મડળોમા રોકેલા નાણાનુ વ્યાજ ધર્માદા ખાતાઓને નિત્ય મળ્યા કરે એવી નોધ નૈગમ સભામા કરાવ્યાની હકીકત ઉપલબ્ધ છે. આ પ્રમાણે નૈગમને શહેરની શ્રેણિઓ સાથે સબંધ હતો છતા તે એના કરતા વધારે મહત્વનુ મડળ હતુ.

પૌરમા વેપારી હિત વધારે સચવાતુ હોવાથી ટંકશાળમા સિક્કા પડાવવાનો હક્ક આર્થિક કારણે તેમને મળ્યો હશે. નૈગમ સિક્કા એટલે સંઘે પાડેલા સિક્કા એમ માનવામા આવે છે, પરતુ મારા ધારવા પ્રમાણે એ સિક્કા પૌર અથવા પાટનગરના વેપારીઓના મંડળ માટે રાજ્ય તરફથી પાટનગરમા પાડવામા આવેલા હશે. ઉજ્જેનિય જેવા શહેરના નામવાળા સિક્કાઓ આવી રીતે પૌર તરફથી પડયા હશે એમ સહજ સમજી શકાય.

નિગમ ઉપરથી સાધિત શબ્દ નૈગમ થાય છે એનો અક્ષરસઃ અર્થ પાણિનિના નિયમાનુસાર 'લોકોને એકઠા મળવાનુ સ્થાન' થાય છે. અહીં પાટનગરના વેપારીઓ તથા ધધાદારી લોકો મળતા હશે, અને નિગમ સાથે સંબંધ ધરાવતા એમના મંડળનુ નામ નૈગમ પડયુ હશે.

## પ્રકરણ ૨૮ મું

## જાનપદ અને પૌરના રાજપ્રકરણને લગતા અધિકારો

મુખ્યત્વે કરીને રાજ્યબંધારણ અને રાજપ્રકરણને લગતી બાબતો સાથે જાનપદને સંબંધ હોય એમ જણાય છે. એ સંસ્થાના કામ વિષેના ઉલ્લેખો એવી બાબતો સંબંધી હોય છે અને એકાદ બે અપવાદ તરીકે તેઓ રાજ્યની ટંકશાળમાં સોનાના સિક્કા પડાવતા દેખાય છે. આ માત્ર આર્થિક પ્રકારનું કામ હોય એમ લાગે છે. લોકોના આપલે માટે દેશમાં કેટલા સિક્કાની આવશ્યકતા રહે તેનો નિર્ણય તેમણે કરવાનો હતો, અને કદાચ તેઓ સિક્કાના વજન તથા તેમાં શુદ્ધ ધાતુ વપરાય તે ઉપર કંઇક દેખરેખ રાખતા, કેમકે રાજ્ય તરફથી હલકા પ્રકારના સિક્કા પાડવામા આવ્યા વિષેની સાર્વજનિક ફરિયાદ એક બે દાખલામાં નોંધાએલી માલમ પડી છે.

રાજ્યબંધારણને લગતી સઘળી બાબતોમાં જાનપદની સાથે હમેશાં પૌર રહેતું આપણે જોઇએ છીએ. આથી પૌરને બેવડા અધિકાર હોવાનું જણાય છે, એટલે પાટનગરનું સ્થાનિક સ્વરાજ્ય ચલાવવાના અધિકાર તેને હતા, અને રાજ્યબંધારણને લગતી સમિતિ તરીકે પણ કેટલાક અધિકારો તેને મળ્યા હતા. આ પાછલા અધિકારો તેઓ કેટલીક વેળા પોતે એકલા ખાસ કરીને પ્રાંતના મુખ્ય શહેરોમાં ચલાવતા. મહત્વની બાબતો વિષે બન્ને જાનપદ અને પૌરની એકત્ર સભામાં ચર્ચા થઇ તેનો નિકાલ થતો. એ વખતે એ મંડળો એક જ હોય તે પ્રમાણે એકવચનમાં તેમને માટે ઉલ્લેખ થતો. આવું ઐક્ય થવાનું કારણ એટલું જ હતું કે જાનપદનાં સભાસ્થાન તથા કચેરી પાટનગરમાં જ રહેતાં.

તેઓ જે કામકાજ ચલાવતા તેના દાખલા આપણે જોઇએ. પૌર અને જાનપદ બ્રાહ્મણો તેમજ પ્રજાનાં અન્ય નેતાઓની સાથે મંત્રણા

જ્યાં ખરેખર જુદા જુદા નેગમ, ગણ વગેરેના શ્રેષ્ઠ, મુખ્ય આગેવાનોજ હાજર હતા. ધર્મપાલના તામ્રલેખમાં નોંધ્યા પ્રમાણે કાન્યકુબ્જમાં આખા પંચાલ દેશના વૃદ્ધોએજ એવી ક્રિયામાં ભાગ લીધો હતો. અભિષેક ક્રિયા થઈ રહ્યા પછી વણિકોના મુખીઓની સ્ત્રીઓને રાજા નમન કરતો.

રાજાના સંબંધમાં કરવામાં આવતી અન્ય ક્રિયાઓમાં પણ પૌરના વૃદ્ધો ભાગ લેતા.

એજ પ્રમાણે રાજાના અવસાન બાદ કોણ ગાદીએ આવે તે બાબતમાં પણ પૌર જાનપદને દખલ કરવાનો અધિકાર હતો અને તેઓ અપ્રશસ્ત કુમારને ગાદીએ બેસતા અટકાવતા.

મૃચ્છકટિક નાટકમાં બતાવવામાં આવતા પરિવર્તન ઉપરથી પૌર જાનપદના રાજ્યધારણને લગતા અન્ય અધિકારની માહિતી મળે છે. ન્યાયનું ઉલ્લંઘન કરી અમલ ચલાવનાર રાજાના હાથમાં વેપારી સંઘનો મુખી સપડાઈ જવાથી રાજાને પદભ્રષ્ટ કરવામાં આવે છે, અને પદભ્રષ્ટ રાજાના ભાઈ ઉપર પૌરનો વિશ્વાસ બેસવાથી તેને ગાદી મળે છે. પરિવર્તનની ખબર લઈ દૂત જનપદ ભણી જાય, જન-સંયુક્ત મંડળ પાસે આવે છે અને પછી તરતજ તેને પૌર એ નામે સંબોધી સંસ્થાનકને શિક્ષા કરવા આમંત્રણ કરે છે. સીલોનના મહાવંશ નામના ઐતિહાસિક ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે ગેરકાયદેસર વર્તન માટે રાજાને પદભ્રષ્ટ કરવા તેમજ દેશનિકાલ કરવા હિંદુસ્તાનમાં પૌરને અધિકાર હતો, અને તેઓ સર્વનું હિત લક્ષમાં રાખી રાજ-કુટુંબની બહારના કોઈ પુરૂષને રાજા તરીકે પસંદ કરવાનો પોતાની સભામાં ઠરાવ કરી તેને ગાદી આપી શકતા. સ્પષ્ટ રીતે અહીં પણ પૌર સંજ્ઞા પૌર અને જાનપદ બન્નેને માટે વપરાએલી લાગે છે. દશકુમારચરિતમાં ( પ્રકરણ ૩ ) પૌર અને જાનપદો રાજાના ભાઇઓનો અનુગ્રહ કરતા હોવાથી સંભાષણ કરનારને એવી ધાસ્તી લાગી હતી કે જો રાજાનું મરણ થાય તો જરૂર એ ભાઇઓ ગાદી ઉપર આવે.

પૌર અને જાનપદની સભાઓમા ચાલતા વાદવિવાદના નમુના અર્થશાસ્ત્રમા આપ્યા છે. રાજપ્રકરણની બાબતોમા રાજા વિષે પૌર અને જાનપદ શો અભિપ્રાય ધરાવે છે તેનુ પ્રમાણ કઢાવવા માટે નિયુક્ત થએલા રાજાના દૂતો (૧) તીર્થ, સભા, શાલા સમવાય અથવા તીર્થ તથા સાર્વજનિક મકાનો ઉપર દેખરેખ રાખનારની વિભાગી પેટા સભા. (૨) પૂગ સમવાય, અથવા વેપાર ધંધા તથા બનાવટ ઉપર દેખરેખ રાખનાર પેટા–સભા અને (૩) જન સમવાય અથવા આમ સભા એટલે મૃચ્છકટિક નાટકમા જેને જનપદ સમવાય કહી છે તેની આગળ આવે છે અને સર્વ પાસેથી પૌર અને જાનપદ રાજાને માટે કેવી લાગણી ધરાવે છે તે જાણી લે છે. દાખલા તરીકે દૂતો આ પ્રમાણે વાત ઉપાડે છેઃ—

"અમારા સાભળવા પ્રમાણે રાજા સર્વગુણસમ્પન્ન છે, પરંતુ એવા કંઈ પણ ગુણો અમે તેનામા જોતા નથી, કારણ તે પૌર અને જાનપદોને લશ્કર તથા કર ( માટે માગણી કરી ) સતાવે છે."[૧]

વાદવિવાદમા જે સભ્યો રાજાનો બચાવ કરી તેનાં વખાણ કરે તે રાજપદના મૂળ તથા આધાર તરીકે હિંદુ માન્યતા પ્રમાણે ગણાતા રાજા અને પ્રજા વચ્ચેની અસલ કબૂલાતને લગતા સિદ્ધાંત તરફ તેમનુ ધ્યાન ખેંચવામાં આવતુ.

"ઠીક, ( એમ નહોતુ કે ) પ્રજાને અરાજકતાથી ઘણો ત્રાસ નડ્યો ત્યારે તેઓ વિવસ્વત રાજાના પુત્ર મનુ પાસે ગયા અને કરનો કેટલો ભાગ રાજાને મળવો જોઇએ તે વિશે ઠરાવ કરાવ્યો. તે પ્રમાણે ધાન્યનો છઠ્ઠો ભાગ અને વાણિજ્યનો દશમો ભાગ રોકડ પ્રજાને યોગ્ય રીતે ક્ષેમ કુશળ રાખવા માટે રાજાઓને મળવા જોઇએ.[૨]"

---

૧. અર્થશાસ્ત્ર પુસ્તક ૧ પ્રકરણ ૧૩, ૯. ૨ એજ પા. ૨૩.

મહાભારતમાં જણાવ્યા પ્રમાણે જે માણસે કાયદેસર રીતે પૌર જાનપદનો વિશ્વાસ મેળવ્યો હોય તેને રાજાએ મંત્રીના અધિકાર એટલે મંત્ર અથવા રાજની નીતિ નક્કી કરવાનો અને દંડ એટલે અમલ ચલાવવાનો અધિકાર સોંપવાનો હતો.[1] મંત્રીઓની શિષ્ટ સભાના રાજાની હાજરીમાં રાજનીતિ સંબંધી ઠરાવોની ચર્ચા થયા પછી એ ઠરાવો રાષ્ટ્રીય અથવા રાષ્ટ્ર એટલે જાનપદના અધ્યક્ષની મારફત રાષ્ટ્રના–જાનપદના–અભિપ્રાય માટે સાદર કરવાના હતા.[2] આમ કરવાનું ખાસ જરૂરનું હતું, કારણ કે, હમણાં આપણે જોયું તે પ્રમાણે અસાધારણ કરો મંજુર કરવાનું તેમના હાથમાં હતું.

મંત્રીઓ કેટલો વખત ઓદ્ધા ઉપર રહે તેનો આધાર પૌર જાનપદની પ્રીતિ અને વિશ્વાસ ઉપર રહેતો. પશ્ચિમ ઇલાકામાં સ્કંદગુપ્તના પ્રાન્તિક સુબા મંત્રી ચક્રપાલિતે જાહેર લેખમાં નોંધ કરી છે કે પોતાના અમલને લઇને થોડાજ સમયમાં એણે લોકો તથા નાગરોનો વિશ્વાસ મેળવી લીધો હતો, અને પૌરવર્ગાઃ નું એટલે પૌરના મંડળનું સાન્ત્વન કરી તેમને ખુશ કર્યાં હતા. છેવટે તે પ્રાર્થે છે કે "નગરની અભિવૃદ્ધિ થાઓ અને તે પૌરને રાજનિષ્ઠ રહે."

સામ્રાજ્યોના પ્રાંતિક પાટનગરો હતા. આવા દરેક નગરમાં સ્વતંત્ર પૌર મંડળ રહેતું એમ લાગે છે. એવે પ્રસંગે ફક્ત પૌર મારેજ ઉલ્લેખ હોય છે. આવા શહેરોમાં જુદું જાનપદ મંડળ નહોતું રહેતુ. એ ઉપરથી એમ લાગે છે કે જાનપદ મંડળ સામ્રાજ્યના પાટનગરમાં પોતાની સભા ભરતું અને આખા દેશના પ્રતિનિધિઓ એમાં બેસતા. મંત્રી મંડળની રીતભાતથી પૌરને ગુસ્સે થવાનું કારણ મળતું. અશોકના સમયમાં ઉત્તરાપથ એટલે ઉત્તરની રાજધાની તક્ષશિલાનુંજ પૌર મંડળ એની વિરુદ્ધ પડયાની હકીકત ઉપલબ્ધ છે. રાજા અશોકે પોતના પુત્ર કુનાલને તેમને શાંત પાડવા મોકલ્યો હતો. રાજકુંવરનું

૧. મહાભારત (કુંભ) શાંતિપર્વ ૮૩. ૪૫-૬. ૨. મહાભારત (કુંભ) ૮૫ ૧૧-૧૨.

તેણે 'પૈર જાનપદ જન' પાસેથી નાણાની માગણી કરી નહોતી. આની તરજ અમારી એ કહે છે કે (હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે) વાજબી રીતે જેટલા કર એ ઉઘરાવી શકે તેટલાજ એ ઉઘરાવતો.

સુદર્શન તળાવ મોટું હોવાથી ખેતીવાડી માટે તે ઘણું ઉપયોગી હતું. રાજધાની ડુંગર ઉપર હોવાથી જનપદ લોકોને સૌથી વિશેષ લાભ મળતો. પૈર જાનપદને સાથે મળી રાજાની માગણી મંજુર કરવાની હતી એમ આપણે સ્વીકારીએ તોજ રાજાએ પારને તન્દી આપ્યાની હકીકત સમજી શકાય.

પૈર જાનપદ પાસેથી અસાધારણ અથવા વધારાના કર માટે વિનંતિ કરવા રાજા કેવું ભાષણ કરતો તેનો નમુનો મહાભારતના શાંતિ પર્વમા છે.[૧] રાજ્યબંધારણના સંબંધમાં એ ભાષણનું વિશિષ્ટ લક્ષણ ખારવેલના શિલાલેખથી પૌર અને જાનપદની સંયુક્ત ઘટના સ્પષ્ટ જણાઇ નહિ ત્યા સુધી સમજાયું નહોતું. ભાષણની પહેલાના શ્લોકો ઘણા અગત્યના છે; કારણ તે ઉપરથી પાર જાનપદ પાસેથી નાણા મેળવવા માટે રાજા કેવી યુક્તિ પ્રયુક્તિઓ લડાવતા તે જણાય છે. અહીં જાનપદની સભાના પોતાની તરફેણમા બહુમતિ મેળવવા રાજા શું કરતો તે જણાવ્યું છે, તેથી જાનપદના પ્રયત્ન નિષ્ફળ કરવા માટે રાજા તરફથી ચલાવવામા આવતુ કપટ પ્રત્યક્ષ થાય છે. સાથે સાથે આથી પૌર જાનપદને કાયદા અન્વયે કેટલી સત્તા અને અધિકાર હતા તે પણ પુરવાર થાય છે.

આ ભાષણની મતલબ હેઠળ પ્રમાણે છે —

"આપત્તિ કાળ નિર્ગમન કરવાને માટે રાજાઓ ધન મેળવે છે અને રાખી મુકે છે. સઘળા પૌર જાનપદો (એટલે, સર્વ સભાસદો) સંશ્રિત તેમજ ઉપાશ્રિત એકઠા મળેલા હોય કે આરામ લેતા હોય તેવા દરેક સભાસદ પ્રત્યે રાજાએ યથાશક્તિ અનુકંપા બતાવવી. અલ્પ ધનવાળાઓ તરફ પણ તે પ્રમાણે વર્તવું. એમના બાહ્ય મંડળમા

૧. રાજધર્મ અધ્યાય ૮૮ મંત્ર ૨૨-૩૪.

આવી રીતે ભાષણ કરવા તથા માગણી કરવાનો સમય આવે તે અગાઉ રાજાને પૌર અને જાનપદના દરેક સભ્યને ખાસ માન સન્માનથી બોલાવવા પડતા. પૌર જાનપદના બાહ્ય મંડળ વિષેની હકીકત આપણે અત્યાર પહેલા મેળવી છે. રામાયણમા પણ આપણે જોયું કે તેમ એજ સંજ્ઞા વપરાઇ છે. પરંતુ મધ્ય મંડળનો અર્થ સ્પષ્ટ સમજાતો નથી. કદાચ આંતર મંડળને માટે એ સંજ્ઞા વપરાઈ હોય. તેમણે ચલાવેલી કલંકિત વર્તણુક માટે તેમને લાંચ રૂશવત આપી કામમા લેવાતા હતા. વળી પૌર જાનપદ પ્રત્યે જે ભાષા વાપરવામા આવતી તે ઘણી સભ્ય હતી.

પૌર જાનપદ અનુગ્રહ અથવા વિશિષ્ટ અધિકારો મેળવતા હતા. ખારવેલ પોતાના શિલાલેખમા જણાવે છે કે અમુક વર્ષમા એણે પૌરને તેમજ જાનપદને અસંખ્ય અનુગ્રહો આપ્યા હતા. કૌટિલ્યના જણાવ્યા પ્રમાણે દુશ્મનના દેશના પૌર જાનપદના નેતાઓને દુકાળ પડે અથવા અટવીઓ (બે દેશો વચ્ચે વસતી જંગલી જાતો) તરફથી ચોરી અને લુંટફાટ ચલાવવામા આવે ત્યારે રાજા પાસેથી અનુગ્રહ માગવાને ગુપ્ત જાસુસો મારફત સમજાવવા પ્રયત્ન થતો. આની સાથે યાજ્ઞવલ્ક્ય (૨. ૩૬) માનો શ્લોક વાંચવાથી જણાશે કે રાજાએ જાનપદને (એકવચન) ચોરો તરફથી થતા નુકસાન માટે બદલો આપવાનો હતો. કૌટિલ્ય વિશેષમા જણાવે છે કે જો પૌર જાનપદની માગણીનો સ્વીકાર ન થાય તો તેમણે સાથે સાથે દુશ્મનના દેશમા જઈ વસવાની ધમકી પણ આપવી.

માગવામા આવતા અનુગ્રહો આર્થિક બાબતોને લગતા હતા એમ કૌટિલ્યના વચન ઉપરથી સમજાય છે. રાજ્યના કોશમા વૃદ્ધિ કરે એવા અનુગ્રહો અને પરિહારો (નાણા બાબત છુટછાટ) આપવાના હતા, અને જેથી કોશને નુકસાન થાય તે વર્જ્ય હતા, કારણ 'અલ્પ કોશથી રાજા પૌર જાનપદો ઉપર જુલમ કરવા પ્રેરાય છે.' (અર્થશાસ્ત્ર પુ. ૨. પ્રકરણ ૧: ૧૯.)

દુકાળ સમયે પરિહાર આપવાનું યોગ્ય ગણાય છે અને વારિસ્થલ (જળાશયો) નો પ્રચાર કરવા માટે અનુગ્રહ આપવાનું ઉચિત ગણાય છે. અશોક પોતાના સ્થંભ ઉપરના શિલાલેખોમાં જણાવે છે કે એણે સ્વતંત્ર બનાવેલા રાજુકોએ, એટલે, અમલ ચલાવતા અમાત્યોએ જાનપદ મંડળને અનુગ્રહ આપવાના હતા. સુદર્શન તળાવનો કરેલો ઉદ્ધાર એ પૌર જાનપદને કરેલો અનુગ્રહ હતો એમ રુદ્રદામન જણાવે છે.

એજ પ્રમાણે બૌદ્ધ ગ્રંથોમાંથી પણ પ્રમાણો મળે છે કે રાજા જ્યારે કોઇ મહાયજ્ઞ કરવા ઇચ્છા કરતો ત્યારે નવો કર ઉઘરાવવા માટે જાનપદ અને નૈગમ અથવા પૌરને તેડું વિનતી કરવાની રાજબંધારણ અનુસાર પ્રથા પડેલી હતી. એ વખતે રાજા તરફથી ઘણી સભ્ય ભાષામાં આ પ્રમાણે ભાષણ થતું.—

" હું મહાયજ્ઞ કરવાની ઇચ્છા રાખું છું. જે મારા હિત તથા સુખને માટે છે તે કરવા તમે અનુમતિ આપશો "

જો જાનપદ અનુમતિ આપે તો રાજા યજ્ઞ કરતો અને તેઓ પાસેથી તે માટે કર ઉઘરાવાતો.

આ પ્રમાણે રાજાને અસાધારણ કર મંજુર કરાવવા પૌર જાનપદ પાસે જવું પડતું અને પૌર જાનપદ રાજા પાસેથી અનુગ્રહ અથવા આર્થિક વિશિષ્ટ હક્ક મેળવતું. મોટા સૈન્ય તૈયાર કરવામાં રાજા પૌર જાનપદનો ઉપયોગ કરતો કે નહિ તે ચોક્કસ જણાતું નથી; પરંતુ અર્થશાસ્ત્રમાંથી આગળ આપેલા બે દાખલાઓ ઉપરથી એમ થતું હોય એમ માનવાને કારણ મળે છે.

પૌર જાનપદને ફક્ત સામયિક અથવા બાહ્ય પ્રકારનું કામ કરવાનું નહોતું, કારણ અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પૌર જાનપદોનું કામ તપાસવા માટે રાજાના રોજના કાર્યક્રમમાં અમુક વખત નિયત થએલો હતો. આથી એમની તરફથી દરરોજ કામના ટીપણો રાજાને સાદર થતાં એમ જણાય છે. આ કામો આર્થિક પ્રકારનાં અને

મૃચ્છકટિક નાટકમાં ન્યાયાધીશોએ નિર્દોષ ગણી છોડી મુકેલા સંસ્થાનકનો શિરચ્છેદ કરવા લોકો તરફથી પૌરને જણાવવામાં આવ્યું હતું. કારણ તેમની માન્યતા પ્રમાણે તે ખરો ગુન્હેગાર હતો. અહીં જનપદ સમવાય પછી પૌર માટે ઉલ્લેખ હોવાથી એ નગરના પૌર જનપદને માટે વપરાઇ હોય એમ લાગે છે.

રાજપ્રતિનિધિ કુમાર તેમની સભામાં હાજર રહેતો એમ જણાય છે. મહાભારતમાંના આગળ આપેલા ઉતારા ઉપરથી એવું સૂચન થાય છે કે રાજા પોતે પૌર જાનપદની સભામાં હાજર રહેતો. અશોક માન સહિત તેમનું સ્વાગત કરતો. મહાભારતમાં ઉલ્લેખ કરેલા રાજદ્વારી તત્વજ્ઞાની વામદેવ પૌર અને જાનપદની મહત્તા સંક્ષિપ્તમાં એમ કહી આરોપી લે છે કે તેઓ રાજતંત્ર ઘડતા અથવા તેનો ઉચ્છેદ કરતા. જો તેઓનું મન મનાતું તો "તેઓ દેશનું કામકાજ ચલાવતા; જો તેઓનું મન નહિ માનતું તો તેઓ વિરૂદ્ધ પડી રાજતંત્રને અશક્ય બનાવતા આથી રાજાને પોતાના વર્તનથી તેમને મેળવી લેવા પડતા અને તે તેમને ત્રાસ આપતો નહિ."[૧]

પાટનગરમાંના અનાથ તથા દરિદ્ર લોકોને પૌર મદદ આપતું તેમ જાનપદ પોતાના અધિકાર હેઠળના મુલકમાં કરતું. વામદેવના અભિપ્રાય ઉપરથી જણાય છે કે ક્યારે જાનપદ અને પૌર અનાથોનું દુઃખ નિવારવાની ફરજમાંથી પાછા હઠતાં ત્યારે રાજતંત્ર મુશ્કેલીમાં આવી પડતું. આ ઉપરાંત રાજતંત્રને અશક્ય બનાવવાને તેઓ પાસે બીજા ઘણા માર્ગ હતા, એમ તેઓના આગળ નિર્દિષ્ટ કરેલા અધિકારો ઉપરથી ધારી શકાય. વામદેવ વળી જણાવે છે તેમ પૌર અને જાનપદો પાસે ધનધાન્ય જોઇએ તેટલા હોય અને તેઓ અનાથોને મદદ કરે ત્યાં સુધી રાજગાદી દૃઢ રહેતી.

૧. મહાભારત શાંતિપર્વ ૯૪. ૧૬.

એકવર્તસુક ચલાવતા રાજા માટે અમલ ચલાવવાનુ મુશ્કેલ બનાવવાની પૌર જાનપદની બીજી રીત એવી હતી કે ચોરી, લૂટ તથા એવા બીજા દુરાચારોને લીધે રાજને જે નુકસાન થતુ તે સઘળું ભરપાઈ કરવા માટે તેઓ રાજાને આગ્રહ કરતા. આ માટે હિંદ ધર્મશાસ્ત્રનુ પ્રમાણ હતું. આનું તાત્પર્ય સમજવા માટે હિંદુ રાજ્યપદ્ધત અનુસાર ઠરેલા કરના સિદ્ધાતને ધ્યાનમા રાખવાનો છે. રાજાને તેના મહેનતાણા તરીકે કર આપવામા આવતા અને એ મહેનતાણું પ્રજાનુ રક્ષણ કરવા માટે હતુ. એ ઉપરથી અનુમાન એમ થતું કે દેશમાના અત્યાચારો તેમજ બહારથી આવતા હુમલાઓથી પ્રજાનું રક્ષણ રાજાથી થઇ ન શકે તો રાજા પ્રજાનો નોકર હોવાથી તેના મહેનતાણામાથી કપાત કરવા પ્રજા હકદાર હતી. યાજ્ઞવલ્ક્યના જણાવ્યા પ્રમાણે નાણું ભરપાઈ કરવાની આવી માગણીઓ જાનપદ રાજા આગળ સાદર કરતાં, કેમકે એના ફરમાન મુજબ રાજને બદલો આપવાની એની ફરજ હતી. અર્થશાસ્ત્રમા જણાવ્યું છે કે પરદેશના જંગલી લોકો રાજ્યમાં લૂટફાટ કરવા ઉતરી પડતા તો તે માટે બદલો મેળવવા પૌર અને જાનપદોને દૂતો ઉશ્કેરણી કરતા. એ ઉપરથી પણ રાજા પાસે બદલો માગવાની પ્રથાનું સૂચન થાય છે.

દ્વૈપાયન પ્રતિપાદન કરે છે કે "ચોર લોકો જે મિલકત લઇ ગયા હોય તે પાછી મેળવવામા રાજા નિષ્ફળ જાય તો એવા નિર્બળ રાજ ધારણ કરનારે પોતાના કોશ (स्वकोश) માથી નુકસાન ભરી આપવું. રૂદ્રદામનના શિલાલેખમા સ્વકોશ શબ્દ રાજાના ખાનગી નાણાં માટે વપરાયો છે, અને એ રાજની તીજોરીથી ભિન્ન છે દ્વૈપાયનના મત મુજબ જાનપદ જે બદલો મેળવતું તે યાજ્ઞવલ્ક્યના એને મળતા આવતા સૂત્ર અનુસાર ખુદ રાજા ઉપર દંડ રૂપે પડતો.

મહાભારતનાં પ્રમાણ ઉપરથી માલમ પડે છે કે જાનપદના તેમજ પૌરના સભાસદો સાધારણ રીતે ધનાઢ્ય હતા અને જેઓ ધનાઢ્ય નહોતા તે ગરીબ તો નહોતા.

કોઇ ગ્રામણી અથવા ગ્રામ પંચાયતના મુખીએ કરેલા જુલમ માટે જાનપદના અધ્યક્ષ આગળ રાજાને દશકુમારચરિતમા ગેરકાયદેસર માગણી કરતો બનાવ્યો છે. તે ઉપરથી જણાય છે કે જાનપદના સભ્યનો સંબંધ ગામ સાથે હતો. અર્થશાસ્ત્ર પ્રમાણે જાનપદ ગામ અને નાના શહેરોના લોકોમાથી ચુંટી કહાડેલુ મંડળ હતું. આ સઘળા ઉપરથી એવું અનુમાન દોરવામા હરકત નથી કે દેશની ગ્રામ પંચાયતો તથા શહેરી મંડળો જાનપદના સભ્યો ચુંટી મોકલવાનો હક ધરાવતા હતા.

સાધારણ રીતે ગ્રામણી તવંગર રહેતો. મૈત્રાયણી સંહિતા પ્રમાણે તે વૈશ્ય જાતિનો અને પાનિ સૂત્ર પ્રમાણે ક્ષત્રિય હતો. જાનપદ માટેના સભ્યો ગ્રામણી વર્ગમાથી ચુંટાતા હોવાનો સભર લાગે છે.

લગભગ બુદ્ધના સમયનુ હોવાનું માનવામા આવતા પાલિ સૂત્ર ( દીર્ઘ નિકાયના કૂટદંત સુત્ત ) મા નૈગમ અથવા પૌર અને જાનપદના બધારણને લગતી વિગતો આપવામા આવી છે. જે ક્ષત્રિયો રાજાના મુલકમા વિદ્યમાન કાળે નૈગમ અથવા જાનપદ હતા તેમને, તેમજ જે નૈગમો તથા જાનપદો ( પૌર અને જાનપદના ) અધિકારીઓ તથા સભાસદો હતા તેમને, તથા જે નૈગમ અને જાનપદ બ્રાહ્મણોના કબજામા મોટી સંખ્યાના ઘરો હતા તેમને, તથા છેલ્લે જે ગૃહપતિ નૈગમો અને જાનપદો નેચયિકા વર્ગના હતા તેમને રાજા આમંત્રણ આપતો. ગૃહપતિ વર્ગમા વૈશ્ય તથા શૂદ્ર જાતિના પોતપોતાની જમીનો ખેડનારા અથવા પોતપોતાનો ધધો કરનારાઓની ગણના થતી. જેમ મહાભારતમા પૌર અને જાનપદના ઓછી દોલતવાળા સભ્યોને સ્વલ્પધની કહ્યા છે તેમ ગૃહપતિ સભ્યોમાના વધારે ધનાઢ્ય વર્ગ માટે નેચયિકા શબ્દ વપરાયો હોય એમ લાગે છે. આ ઉપરથી માલમ પડે છે કે પૌર અને જાનપદમા લોક સમાજના સઘળા વર્ગોને પ્રતિનિધિત્વ હતુ. કદાચ ગરીબ પરંતુ વધારે બુદ્ધિશાળી બ્રાહ્મણો માટે આ સંસ્થાઓમા સ્થાન નહોતું,

કારણ કે અમુક કિંમતની મિલકત ધારણ કરવા ઉપર એના - બ્ય થવાની લાયકાત ઠરાવવામા આવી હતી. જે બ્રાહ્મણ વર્ગને અન્ય સ્થળે મેં નિર્ધન-કુલિન, એટલે, ઉપનિષદો તથા ધર્મ સૂત્રોમા નિર્દિષ્ટ કરેલી ભાવના અનુસાર પોતાનું જીવન ગાળતા જણાવ્યા છે, તેમને માટે મિલકત ધારણ કરવાથી સભ્ય થવા માટે લાયક થવાનો નિયમ જે સંસ્થા માટે કરેલો હોય તે સંસ્થાઓમા સ્થાન ન હોય. આ દૃષ્ટિબિંદુ ધ્યાનમા રાખીએ તો યુવરાજની નિમણૂકને લગતા સવાલ ઉપર વિચાર ચલાવવા પૌર જાનપદની પરિષદમાં બ્રાહ્મણો ભિન્ન વર્ગ તરીકે જોડાયાનું રામાયણમાં જણાવ્યું છે તે સહજ સમજી શકાય. જાનપદ આખા દેશનું પ્રતિનિધિ મંડળ હોવાનું સ્પષ્ટ છે. એના પર્યાય શબ્દો તરીકે રાષ્ટ્ર અને દેશ વપરાયા છે. પૌરના સભાસદોની સંખ્યા મોટી હતી પણ જાનપદમા તેથી પણ વધારે સભ્યો હતા.

પૌરનાં બંધારણની સંપૂર્ણ હકીકત મેગાસ્થનીસ આપે છે. શહેરના ફોજદારી ન્યાયાધીશો અથવા પાટલિપુત્રના પૌરના વહીવટ ચલાવનારા મંડળોની જે હકીકત ઉપલબ્ધ છે તેની તપાસ લેતા દેશમાંના સંયુક્ત મંડળોની કામ કરવાની પદ્ધતિને લગતી વિગતો ધ્યાનમા રાખીએ તો એમ જણાય છે કે રાજનગરના જુદા જુદા હિતસંબંધને માટે પૌરનાં કેટલાક પેટા મંડળો રચવામા આવ્યા હતા. જેવી રીતે પાણિનિ તેમજ કદાચ કાત્યાયન રાજકીય બાબતોની ચર્ચા કરતા મંડળ માટે સંઘ શબ્દ વાપરે છે તેમ પતંજલિ વાપરતો નથી. પતંજલિ સંઘ શબ્દ કોઈ પણ સંયુક્ત મંડળના સામાન્ય અર્થમા વાપરે છે અને તેવીજ એ પાચ, દશ અને વીસ માણસોના સંઘ હોવાનું જણાવે છે. પતંજલિના અર્થ પ્રમાણે કૌટિલ્ય પણ સંઘ શબ્દનો પ્રયોગ સામાન્ય અર્થમા કરે છે, છતા એ બન્ને પાણિનિએ યોજેલા પારિભાષિક અર્થથી અજ્ઞાન ન હોતા. મહાવગ્ગ (૯. ૪. ૧) ઉપરથી આ બાબત વધારે સ્પષ્ટ થાય છે કારણ તેમાં ૫, ૧૦, ૨૦ કે તેથી વધારે સભ્યો જુદાં જુદા કામોનો

નિકાલ કરવા જરૂરના હોવાનું જણાવ્યું છે. એથી પતંજલિનો પંચિક સંઘ એટલે કામ કરવા માટે ઓછામાં ઓછા પાંચ માણસો જેમાં જોઇએ એવો સંઘ થાય છે. મેગાસ્થનીસનાં પાંચ સભ્યોના મંડળ તે આ પંચિક સંઘ હશે. પાંચ પાંચ સભ્યોનાં મંડળો તેજ પંચિક સંઘ હોય તો એ સઘળાં સ્વતંત્ર મંડળો હોવાં જોઇએ અને તેમની એકત્ર બેઠક તે મૂળ અથવા મુખ્ય મંડળની બેઠક ગણાય. આ વિચારને એટલાથી પુષ્ટિ મળે છે કે પૌરના એક કરતા વધારે મુખ્ય અથવા શ્રેષ્ઠ હતા, અને મેગાસ્થનીસ એક કરતા વધારે શહેરના ફોજદારી ન્યાયાધીશ માટે ઉલ્લેખ કરે છે. મુદ્રારાક્ષસમાં જ્યારે અધ્યક્ષ ચાણક્ય (કૌટિલ્ય) ચંદનદાસને પોતાની ઓરડે બોલાવે છે ત્યારે તેનું માનથી સ્વાગત થાય છે અને નવા રાજા પ્રત્યે લોકો રાજનિષ્ઠ છે કે નહિ તે બાબત તેને પુછવામાં આવે છે, એ ઉપરથી ચંદનદાસ આખા દેશ તરફથી જવાબ આપે છે; પણ એ મણિકાર-શ્રેષ્ઠી એટલે ઝવેરીઓનાં મંડળનોજ અધ્યક્ષ હતો. દશકુમારચરિતમાં આવતા બે પૌર મુખીઓમાંથી એક પરદેશ સાથે વેપાર ખેડનાર વેપારીઓનો અધ્યક્ષ હતો. અર્થશાસ્ત્રમાં પૌર જાનપદોના રાજકીય પ્રકરણને લગતા વિચારો જાણવા દૂતોને મોકલવાનું જણાવ્યું છે ત્યાં તેઓ તીર્થો, સભા, શાલાઓ, પૂગ અને લોકોનાં મંડળો અથવા સમવાયો આગળ જતા હોય એમ જણાય છે. છેલ્લા સિવાયના આ સમવાયો તેજ (ઉપર બતાવ્યા પ્રમાણે) મેગાસ્થનીસના જાહેર મકાનો, દેવસ્થાનો, કારીગરી અથવા બનાવટની વસ્તુઓ તથા વેપાર ધંધા ઉપર દેખરેખ રાખનારાં મંડળો હોય એમ ખુલ્લું જણાય છે. આ મંડળોમાં શૂદ્ર સભ્યો હતા એમ પુરવાર કરવા માટે આપણે ગૌતમનું પ્રમાણ તપાસ્યું છે. એ સભ્યોને જાતિ સંઘો ચુંટી મોકલતા હશે અથવા તેઓ કારીગરોના કોઈ સંઘના પ્રતિનિધિ હશે. પૂગ સમિતિમાં મુખ્યત્વે કરીને વેપાર ધંધાના પ્રતિનિધિઓ હશે અને તેઓ મધ્યમ વર્ગના પણ સારી સ્થિતિના માણસો હશે. આ ઉપરથી

પાટનગરના જુદા જુદા હિતને પ્રતિનિધિત્વ આપવાના ધોરણ ઉપર પૌરનુ બંધારણ ઘડાયુ હશે

ઈ. સ પૂ. ૫૦૦ ના અરસામા જે જુદા જુદા મંડળોનો નૈગમમા સમાવેશ થતો તે મંડળોને લગતી વિગત ગમાયણમાથી મળે છે. જેમ ( નગમની સાથે ) પૌર જાનપદ યુવરાજ તરીકે રામને ગાદીએ બેસાડવામા આગળ પડતો ભાગ લેતા જણાય છે, તેમ પૌર નૈગમ, અથવા જાનપદ અથવા કદાચ એ સઘળા મંડળો દશરથ રાજા પછી ગાદીએ કોણ બેસે તે પ્રશ્ન ઉપસ્થિત થતા વિચાર ચલાવતા જણાય છે. યુદ્ધકાંડમા જ્યારે રામ અયોધ્યામા પાછા ફરે છે ત્યારે શ્રેણિ મુખીઓ તથા 'ગણો' એટલે લોકસભા ( કદાચ જાનપદ )ના સભ્યો તેનું સ્વાગત કરવા જાય છે. પછીના મંત્રમા તેઓ મંત્રીઓની સાથે ભરતની આસપાસ હોવાનુ જણાય છે અને શ્રેણિ મુખીઓ તથા નૈગમો તરીકે તેમને માટે ઉલ્લેખ છે. લોકસમાજના વૈશ્ય અને શૂદ્ર જાતિના પ્રતિનિધિ તરીકે નૈગમોએ રામનો અભિષેક કર્યો હતો. દશરથ રાજાનુ મરણ થતા ભરતને એને મોસાળથી તેડાવવામાં આવ્યો ત્યારે તેને ગાદી આપવા સારૂ થએલી સૂચના શ્રેણિઓએ મંજુર કરી હતી અને તે વિષે ભરતને ખબર અપાઈ હતી ( અયોધ્યા કાંડ ૭૯.૪ ). રામ-ભાષ્યમા શ્રેણયઃ નો અર્થ પૌરાઃ કર્યો છે અને ગોવિંદરાજ તેનો અર્થ નૈગમાઃ કરે છે. ઉપર જણાવ્યા પ્રમાણે અયોધ્યા કાંડમા જે અર્થમા 'ગણ' શબ્દ વાપર્યો છે તેજ મૂળ અર્થમા એટલે મંડળીઓ અથવા બન્ને પૌર અને જાનપદ માટે શ્રેણયઃ શ્રેણિઓ યોજ્યો છે. વળી રામને વનવાસમાથી પાછા બોલાવવા માટે ભરત જાય છે ત્યારે રાજમંત્રીઓની સાથે ઉપર જણાવ્યા પ્રમાણેના સઘળા મંડળો વગેરે જાય છે. ગણના ચુંટાએલા વહીવટદારો માટે આગળ જતા નાગરિકોના સંબંધમા નૈગમો અને રાજમંત્રીઓ સાથે બેસી મસલહત ચલાવનારા

તરીકે ઉલ્લેખ છે. એ પછીના જ મંત્રમાં વેપાર અને કળાના જે જુદાં જુદાં મંડળો અથવા વર્ગોમાંથી નિગમ બનતું તે મંડળો ગણાવ્યાં છેઃ જેમકે, ઝવેરીઓ, હાથીદાંતનું કામ કરનારા, સોનીઓ, લાકડાનાં કોતરકામ કરનારા, કરીઆણાના વેપારીઓ અને છેવટે ગામ તથા શહેરોના મુખીઓના નામ આપ્યા છે. જેમ નૈગમમાં જુદા જુદા વેપાર તથા કળાઓના પ્રતિનિધિ બેસતા તેમ જાનપદ (સાથે બેસી મસલહત કરનારાઓ) મા ગામ તથા શહેરોના મુખીઓ બેસતા. આ બન્ને મંડળો રાજધાનીમાં જ રચાતા અને ત્યાંજ તેમનાં મુખ્ય સ્થાન રહેતા.

સાહિત્યમાના આ પ્રમાણો ઉપરથી દોરેલા અનુમાનોને વૈશાલીનાં ખંડીએરના સ્થાન બસારદ આગળ થોડા વખત ઉપર જ મળી આવેલી મોહરોથી પુષ્ટિ મળે છે. સાહિત્યમાના પ્રમાણોને અભાવે આ મોહરોને લગતી હકીકત સ્પષ્ટ જણાવામા આવને નહિ. એક મોહર ઉપર શ્રેષ્ટિ નિગમસ્ય એવો લેખ છે. બીજા ઉપર શ્રેષ્ટિ-સાર્થવાહ-कुलिक-निगम છે અને ત્રીજા ઉપર कुलिक-हरिः અથવા प्रथम-कुलिक-हरिदः એમ છે. જે લેખને છેડે निगम આવે છે તે લેખવાળી મોહર નિગમ અથવા પૌરની મૂળ સંસ્થાઓની મોહર છે. આપણે અગાડી જોઇ ગયા છીએ તેમ कुलिक પૌરનો ન્યાયાધીશ હતો; એ ઉપરથી प्रथम कुलिक એ પૌર ન્યાયાધીશનો પહેલો અથવા સરન્યાયાધીશ હોય. શ્રેષ્ટિ સામાન્ય મંડળનો અધ્યક્ષ હશે. श्रेष्टि सार्थवाह कुलिक निगम એ લેખ ઉપરથી જ્ઞાન થાય છે કે નિગમના જુદા જુદા વિભાગો અથવા સમવાય તેમના ત્રણ મુખીઓ મારફત ઓળખાતા. જુદી જુદી મોહરો જુદાં જુદા મંડળો માટે હશે.

ગ્રામ અથવા શહેરી હક્ક એ સામાન્ય સંજ્ઞાથી સૂચવાતા પૌરના કાયદા તેમજ છેલ્લા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેવા જાનપદના કાયદા હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્વીકારવામાં આવ્યા હતા. ખરૂં જોતાં એ

કાયદા આ મંડળોએ પસાર કરેલા ઠરાવો હતા, અને તે કાયદા જેવા ગણાતા. ન્યાયાધીનો કામ એ કાયદાનો ભંગ કરનારા સભ્યો નામે કામ ચલાવાતું એ ઠરાવોથી મુખ્યત્વે કરીને સંયુક્ત મંડળોના કામકાજ તથા તેઓનો પરસ્પર વ્યવહાર નિયમન થતો. એ ઠરાવોને સમય ( સમ+અય ) એટલે, સભામાં પસાર કરેલો કાયદો અથવા ઠરાવ કહેતા. આ સમયને મનુ તથા યાજ્ઞવલ્ક્ય ધર્મ કહે છે. અત્યાર સુધીમાં શોધી કઢાવવામાં આવેલા ધર્મગ્રંથોમાં આપસ્તંબનો ગ્રંથ સૌથી જુનો છે, અને તેમાં જણાવ્યા પ્રમાણે સઘળા કાયદા સમયો ઉપરથી વધતા.

આ મંડળોના બીજા પ્રકારના ઠરાવોને સ્થિતિ ( નિશ્ચિત અથવા નિત્ય ) અથવા દેશસ્થિતિ ( દેશ અથવા દેશ સભાની સ્થિતિ ) કહેતા અને તેનો અમલ દરેક સભ્ય ઉપર થતો. કદાચ સંવિદ એટલે સંમતિ અથવા 'સંમતિથી પસાર કરેલા કાયદા,' એ પ્રકારના એમના કાયદા સ્થિતિને નામે પણ ઓળખાતા હશે જાનપદે પસાર કરેલા કાયદા સંવિદ નામે ઓળખાતા અને તે સંવિદપત્ર ઉપર લખી લેવામાં આવતા. સભાસદો ખાસ સોગંદ લીધા પછી એ કાયદા પસાર કરતા, અને તે આખા રાજ્ય ઉપર બંધનકર્તા લેખાતા. કેટલીક વેળા સંવિદો રાજાના હિતની વિરૂદ્ધ જતા એવા સ્પષ્ટ પ્રમાણો ઉપલબ્ધ છે, કેમકે કેટલાક ધર્મશાસ્ત્રોમાં એવો અપવાદ રાખવામાં આવ્યો છે કે રાજાની વિરૂદ્ધ જતા નહિ હોય એવાં સંવિદનોજ અમલ ન્યાયાધીશોએ કરવો. સમયો પણ સંવિદપત્ર ઉપર લખવામાં આવતા.

આ સમય ( સમય-ક્રિયા ) અને સંવિદ જેને આપણે હમણા કાયદા તરીકે જાણીએ છીએ તેજ પ્રકારના હતા. હિંદુ ધર્મશાસ્ત્રના નિયમો એમ ભિન્ન હતા. એ ફક્ત નાણા તથા રાજકારણ પ્રકરણના વહિવટને લગતા હતા

એ ધ્યાનમાં રાખવાનું છે કે સંવિદ પ્રકારના કાયદાનો ઉલ્લેખ માત્ર રાજસભા અથવા જાનપદ અને ગ્રામસભાના સંબંધમાં થાય.

છે. સંઘ તથા છૂટાએલા ગણ ( પ્રજાતંત્રવાળાં રાજ્યો ) તેમજ એવી બીજી સંસ્થાઓને સંધિ ઘડવાની સત્તા નહોતી. એ ઉપરથી જણાય છે કે પૌર જાનપદના કાયદાઓ સૌથી અગત્યના હતા. કદાચ એ કાયદાઓ મારફત લોકોને અમુક કર આપવો અથવા અમુક કામ ન કરવું એ બાબત જણાવવામાં આવતી.

આ સર્વ હકીકત ઉપરથી જણાશે કે પૌર અને જાનપદ નામની મહીતર ચલાવવા એવડી વ્યવસ્થા હતી અને તેને રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાની, રાજાનું મરણ થતા તેની પછી કોણ ગાદીએ આવે તે નક્કી કરવાની સત્તા હતી. રાજકુટુંબના જે કોઈ માણસ ઉપર એની અનુકંપા થતી તે આગળ જતા રાજા થશે એમ સર્વત્ર મનાતું, રાજમંત્રીઓની સભામાં જે રાજનીતિ નક્કી થતી તે વિષેની ખબર રાજા તરફથી એને મળતી, રાજા તરફથી એકાદ નવો કર નાખવા દેવા એને વિનંતિ થતી, જે મંત્રી ઉપર એનો વિશ્વાસ હોય તે રાજસભાનો અધ્યક્ષ થવા સંપૂર્ણ રીતે લાયક મનાતો, કોઈ નવો ધર્મ દાખલ કરવા ઇચ્છા રાખનાર રાજા માનપૂર્વક એનો વિચાર પુછતો. એ સંસ્થા દેશ માટે હુન્નર ઉદ્યોગને લગતા, વેપાર ધંધાને લગતા તથા નાણાં પ્રકરણને લગતા વિશિષ્ટ હક્કોની રાજા પાસે માગણી કરી મેળવી આપતી, એના ગુસ્સાને પરિણામે પ્રાંતિક સુબાઓ અધિકાર પરથી ઉખડી જતા, રાજ્ય તરફથી નીકળતા જાહેરનામાઓમાં એનાં ખુબ વખાણ થતાં, રાજાની વિરૂદ્ધના કાયદા ઘડવા એ શક્તિમાન હતી, ટુંકમાં રાજાના અમલને શક્ય અથવા અશક્ય બનાવવાનું એનામાં જોર હતું. રાજબંધારણને લગતા આવા ખાસ ગુણ ધરાવનારી સંસ્થાને હિંદુ રાજસભાનું નામ આપીએ તો તે અયોગ્ય જણાશે નહિ.

# પ્રકરણ ૨૯ મું

## તત્વજ્ઞાનીઓના અભિપ્રાય તથા જાહેર લોકમત

પૌર જાનપદ તરફથી રાજ્યસંચાલન ઉપર જે પ્રતિબંધ મુકાતા તે ઉપરાંત તત્વજ્ઞાનીઓ તથા પંડિતો પણ તે ઉપર પોતાનો પ્રભાવ પાડતા

સમાજથી અલગ 'વન'માં વસતા સાધુ અને સંત પુરુષો હિંદુ સમાજ જીવન ઉપર રાજકીય લાગવગ ચલાવતા. તેમના તપોવન આર્ય સમાજમાં આદર્શભૂત સંસ્થા ગણાતી ત્યાં સામાજિક તથા રાજ પ્રકરણની બાબતો વિષેની પાકી માહિતી અહીં જળવાઇ રહેતી એટલુંજ નહિ પણ શુદ્ધ અને અપક્ષપાત રીતે વિચારણા ચલાવવાના એ સ્થાન હતા વાનપ્રસ્થાશ્રમીઓ માટે રાજધાની અને બીજાં નાના શહેરોના ઘણા પાડોશમાં તપોવનો રાખવામાં આવતા અને હિંદુ તપસ્વીઓ વાનપ્રસ્થ થએલા હોવા છતાં લોકસમાજ તથા રાજપ્રકરણ સાથેનો તેમનો સબંધ છેક વિલુપ્ત થતો નહિ તેઓ પોતાના ડહાપણ તથા અપક્ષપાતપણાને જોરે વહીવટમાં ઉપસ્થિત થતી મુશ્કેલીઓનો શુદ્ધ વિચાર કરતા અને કોઇ પણ તરફના પ્રતિબંધ અથવા ધાસ્તી વિના રાજાને તે બાબત સલાહ આપતા

આ ઉપરાંત વૃદ્ધ પુરુષો પોતાના જ્ઞાન વડે આડે માર્ગે જનારાઓને એવી પ્રમાણયુક્ત સલાહ આપતા કે કોઈ પણ ઐહિક સત્તા તેમ કરી શકતી નહિ. તેઓ નીતિ શાસ્ત્રની દૃષ્ટિએ પોતાના વિચાર વ્યક્ત કરતા અને તે સર્વમાન્ય થતા. તેઓને પુછવામાં ન આવે તોપણ તેઓને પોતાના વિચાર જણાવવાનો હક્ક હતો એમ તેઓ સમજતા. સાધુ સંત પુરુષો ચાલુ રાજપ્રકરણમાં કેટલો લાગવગ ધરાવતા તેના અનેક દાખલા સાહિત્ય ગ્રંથોમાં ઉપલબ્ધ છે ઘણા જુના

સમયના પાલિ પ્રમાણે. ઉપરથી જાણવામાં આવ્યા પ્રમાણે એક વર્ગના ભિક્ષુઓ નારદ નામથી ઓળખાતા. એ વર્ગમાંના નારદ ઋષિએ કૃષ્ણને તેના પ્રજાસત્તાક રાજ્યમાં નડતી મુશ્કેલી બાબત સલાહ આપી હતી. ત્યાર પછી ઐતિહાસિક સમય ઉપર આવતા લિચ્છવિ લોકો ઉપર ચડાઈ લઈ જવા પહેલાં અજાતશત્રુ બુદ્ધ પાસે સલાહ લેવા આવ્યો હતો. એક વેળાએ કોસલનો વિડૂરભ બુદ્ધની સલાહથી શાક્ય લોકો સામે લડાઈ જાહેર કરતા અટકયો હતો. મહાન સિકંદરે જોયું કે હિંદમા સંન્યાસીઓ પ્રબળ રાજનીતિજ્ઞ હતા, અને સ્વાધીન વિચારકો પ્રત્યેની સ્વાભાવિક ઉગ્રતાને લઇ એણે ઘણાકોનો શિરચ્છેદ કરાવ્યો હતો. તેઓમાનાઃ એકને પુછવામા આવ્યુ કે અમુક રાજ્યના અધ્યક્ષને સિકંદરની સામા થવા સારૂ તેણે શા સારૂ સલાહ આપી ત્યારે જવાબમાં તેણે જણાવ્યું કે 'મારી ઇચ્છા છે કે તે અધ્યક્ષે જીવવું તો માન પ્રતિષ્ઠાથી અને મરવું તે પણ માન પ્રતિષ્ઠાથી'. ગ્રીક ગ્રંથકારોના જણાવ્યા પ્રમાણે એક સંન્યાસીએ સિકંદરને રાજદ્વારી બાબતમા ઉપદેશ આપતાં તેના મહારાજ્યને ગુરૂત્વાકર્ષણ બિંદુ વિનાના સુકા ચામડાના કકડા સાથે સરખાવ્યું હતું અને જણાવ્યું હતું કે જો તેના એક છેડા ઉપર સિકંદર ઉભો રહે તો બીજા છેડા ઉપર એની સામા બળવો ઉઠનો. તક્ષિલાના વૃદ્ધ દંડીને ઓનેસિક્રેટીસે ઝીઅસના પુત્ર સિકંદર રૂબરૂ હાજર થવા ફરમાવ્યું અને ધમકી આપી કે તે દુનીઆનો ધણી હોવાથી તેના હુકમનો અનાદર થતાં તે એનું માથું ઉડાવશે ત્યારે તે શાંત ચિત્તે હસ્યો અને જવાબમા કહ્યું કે જેમ સિકંદર ઝીઅસનો પુત્ર હતો તેમ તે પણ હતો, અને જે હિંદ દેશે માતા તરીકે એનું પોષણ કર્યું હતુ તેનાથી એને સંતોષ હતો; અને વિશેષમાં કટાક્ષપૂર્વક ઉમેર્યું કે ગંગા ઉપરના લોકો (નંદનું સૈન્ય) એની ખાતરી કરી આપશે કે એ દુનીઆનો ધણી નહોતો. અર્થશાસ્ત્રમાં રાજાને એમ કહેવામાં આવે છે કે સદોષ શાસનથી વાનપ્રસ્થ અને પરિવ્રાજકો કોપાયમાન થાય છે. મહાભારતના

શાંતિપર્વ (અધ્યાય ૮૬ શ્લોક ૨૬-૨૮) મા રાજાને એવુ ફરમાન છે કે તેણે રાષ્ટ્રને લગતી બાબતોની તાપમોને ખબર આપવી અને જેઓ બહુશ્રુત હોય તથા જેનું કુળ પૂજ્ય ગણાતુ હોય અને જેઓ પોતે સર્વાર્થ ત્યાગી હોય તેમની સલાહ પ્રમાણે ચાલવું.

હિંદુઓની રાજપ્રવૃત્તિના ઇતિહાસ ઉપરથી જણાશે કે સંત પુરુષોએ એ બાબતમા અગ્ર ભાગ લીધો હતો અને એ ચળવળના પુનરુત્થાન સમયે તો ખાસ કરીને તેઓજ માર્ગદર્શક હતા. શિવાજી મહારાજના ઉપદેશક ગુરુ રામદાસસ્વામી હતા અને તેમણે હિંદુ રાજ સ્થાપવામા કેવો ભાગ ભજવ્યો હતો તે ભાગ્યેજ કોઇને અજાણ્યુ હશે.

આ વાનપ્રસ્થાશ્રમીઓની તેમજ જ્ઞાન માર્ગમાં એનાથી આગળ વધેલા પુરુષોની સાથે સાથે આપણે વૃત્તસ્થ બ્રાહ્મણની પણ ગણના કરવી જોઇએ. ઉપદેશક, સ્વાધ્યાયી, તત્વજ્ઞાની અને ત્યાગી બ્રાહ્મણ સમાજમા કેટલો અને કેવો ઉપયોગી હતો તે જાણ્યા વિના હિંદુ ઇતિહાસ સમજી શકાય એમ નથી. પેઢીધર પેઢી માનસિક સંસ્કૃતિનો વિકાસ થતાં તે મહાન તેજસ્વી બુદ્ધિશાળી થયો હતો, અને નિર્ધનતાનુ સર્વત્યાગી વ્રત એની આડે આવ્યું ન હોત તો એણે આખા હિંદુ સમાજને પોતાના પક્ષમા ખેંચી લીધો હોત. જેમાથી ધન મળે એવો કાંઇપણ વ્યવસાય ન કરવાનું એનું વ્રત હતું, અને પોતાનાં પોષણ માટે જે થોડું એ મેળવતો તે જે સમાજની સેવાનો એણે સ્વીકાર કર્યો હતો તેમાથી ભીખ માગી લેતો. આ પ્રમાણે હિંદુ સમાજનો એ ખરો અગ્રણી ગણાતો છતાં એની વિશિષ્ટતાને લઇને એ આખી દુનીઆથી જુદો પડતો. નિર્ધનતાના વ્રતને લઇને ચિત્તની સ્વતંત્રતા અને સદ્ગુણની ઉત્તમતાના ભાન ઉપર રચાએલું :અક્ષર માનસિક જીવન એ ગાળતો. જે સમાજમાં એ ઉછર્યો હતો તે સમાજ દ્રઢભક્તિથી એની મદદમાં ખડો રહેતો અને એની વિશાળ બુદ્ધિ તથા સદ્ગુણને પોષતો.

નિર્ધનતામા સબડતો બ્રાહ્મણ પોતાની મરજી તથા અગ્નિહોત્રમા

સંતોષ માનતો, સમાજ અને રાજ્યની વચમાં રહી પોતાનું જીવન ગુજારતો અને પૌર તથા જાનપદથી અલગ હોવા છતાં બીજી કોઈ વ્યક્તિ કરતાં તે વિદ્યમાન રાજપ્રકરણમાં વિશેષ માહિતગાર રહેતો. જાતકોમાં ધર્મ અને અર્થનું એકસરખું જ્ઞાન ધરાવનાર બ્રાહ્મણ માટે અનેક ઉલ્લેખ આવે છે. વસિષ્ઠ અને વામદેવ રામાયણ અને મહાભારતમાં કેવા પુરુષો રાજદરબારમાં આવી રાજાને સલાહ આપતા અને તેના રાજ્યવહીવટની ખામીઓ દર્શાવતા તે સ્પષ્ટ રીતે વર્ણવે છે. યુવરાજને રાજપદ આપવા બાબત લોકોએ કરેલો ઠરાવ જાહેર કરવા માટે રાજા દશરથને વિનંતિ કરવા પૌર અને જાનપદના જે પ્રતિનિધિઓ ગયા હતા તેમાં અગ્રસ્થાને આવા પુરુષો હતા, અને રાજા તેમને તેમજ પૌર જાનપદોને રાજકર્તા તરીકે સંબોધે છે. બૃહસ્પતિ અને કૌટિલ્ય જેવાઓ રાજનીતિનાં સિદ્ધાંતો યથાક્રમ રચવામાંજ મશગૂલ રહેતા નહિ, પરંતુ પોતાના દેશના રાજપ્રકરણમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા. કૌટિલ્ય શ્રોત્રિય બ્રાહ્મણ હતો, છતાં વૈદિક સ્વાધ્યાય કરતાં સિકંદરના હિંદુસ્તાનમાં આગમન અને (નવ) નંદ જેવા ઉચ્છૃંખલના ભેદકુટીભર્યા રાજ્યવહિવટ જેવી બાબતો તરફ એ વિશેષ લક્ષ આપતો. વિદ્યમાન રાજ્યવહીવટને ફરી રચવાની એને જરૂર જણાઈ હતી. એ આગ્રહપૂર્વક વારંવાર જણાવતો કે રાજ્ય એવી સંસ્થા હતી કે તેના ઉપર સામાજિક, વ્યક્તિગત તેમજ આધ્યાત્મિક સુખનો આધાર રહેતો. તે વખતોવખત લોકોનાં મન ઉપર ઠસાવતો કે જાતિની સંસ્કૃતિનાં મુળીઆં રાજનીતિમાં ઉતરેલાં હોય છે અને વેદોનું રક્ષણ કરનાર તરવાર એ સંસ્કૃતિનું ગર્ભાધાન છે. કૃતમાં બ્રાહ્મણે આર્યદેશને મનોરથ સૃષ્ટિમાં ઉચ્ચ સ્થાને ચઢાવ્યું હતું અને તે પ્રત્યે અત્યંત અનુરક્ત રહેતો.

વ્યવસ્થિત મંડળોના તેમજ સાધુસંત પુરુષોના અને તત્ત્વજ્ઞ-બ્રાહ્મણોના અભિપ્રાય ઉપરાંત રાજતંત્રને સામાન્ય લોકસમૂહના વિચાર પણ ધ્યાનમાં લેવા પડતા. તે સમયે પણ દેશમાં ખરેખર

જાહેર લોકમત બંધાતો હતો એની સાબિતી મહાભારતના શાંતિપર્વના અધ્યાય ૮૯ ના ૧૫-૧૬ શ્લોકથી મળે છેઃ—

"વળી રાજાએ ગઇ કાલે કરેલા કાર્યની આજે લોકો પ્રશંસા કરે છે કે નહિ? પ્રજાઓ એના આચરણને જો જાણે છે તો તેને વખાણે છે કે નહિ? અથવા દેશમાં અને સર્વ રાજ્યમાં એના યશને લોકો પસંદ કરે છે કે નહિ, ઇત્યાદિ સર્વ વૃત્તાંત જાણવા માટે રાજાએ પોતાના પ્રિય અને ગુપ્ત દૂતોને પૃથ્વી ઉપર ફરતા રાખવા."

રાજાની નીતિ તથા આચરણ ઉપર દેશમાં ટીકા થતી તે જાણવા તે ઇંતેજાર રહેતો. આ મનોભાવ રામાયણમાં રામે સીતાને જે માની લીધેલા કારણને લઇ પોતાથી દૂર કરી હતી તે સંબંધમાં દૃઢ રીતે પરંતુ કંઇક અવિચારીપણે વર્ણવવામાં આવ્યો છે. સીતા નિર્દોષ હોવાની રામને ખાતરી હતી છતાં લોકેચ્છાને માન આપી પોતે અલગ થયા હતા.

બૃહસ્પતિ સૂત્રમાં લોકો વિરૂદ્ધ હોય તો અતિ ક્ષુદ્ર કર્મ પણ રાજાએ ન કરવું એવી આજ્ઞા છે. વળી ફરજ તરીકે વાજબી ગણાય એવા કર્મની સામા લોકમત હોય તો તે પણ એણે કરવું નહિ.

## પ્રકરણ ૩૦ મું

## મંત્રી પરિષદ

હિંદુ યુગમાં રાજા સર્વ સત્તાધીશ હતો કે કેમ તે જાણવા રાજપ્રકરણમાં હિંદુ મંત્રી સભાનું શું સ્થાન હતું તે આપણે તપાસવું પડશે. આ સભાનો પૂર્વ ઇતિહાસ તપાસતાં જણાશે કે વૈદિક કાળની રાષ્ટ્ર સભાનું પરિવર્તન થતાં થતાં આ મંત્રી સભા અસ્તિત્વમાં આવી હતી. આપણે આગળ જોઇ ગયા છીએ તેમ અથર્વવેદમાં

રાજાને રાજપદ સોંપનાર અને તેની આસપાસ રહેતા લોકોમા રાજકૃત હતા. એ પછી આ રાજકૃત અથવા રાજા બનાવનારા રત્નિન એટલે સેનાધિપતિ, કોષાધ્યક્ષ વગેરે રાજ્યના ઉંચા અમલદારો તરીકે દેખા દે છે. પોતાનો અભિષેક થવા પહેલા રાજા આ રત્નિનોનું રાજ્યના પ્રતિષ્ઠિત અમલદાર તરીકે તેમજ સમાજના પ્રતિનિધિ તરીકે પૂજન કરતો અન્ય લોક પ્રતિનિધિઓની માફક થનાર રાજાને એમની સંમતિની જરૂર રહેતી કારણ તેઓ રાજ્ય કરતાં પ્રજાના અંગભૂત તરીકે વધારે આદર પામતા.

અર્થશાસ્ત્રમા મંત્રીઓની આ સભાને પરિષદ કહી છે. અને જાતકોમાં તેમજ મહાવસ્તુ તથા અશોકના લેખોમા એને પરિસા કહી છે. વૈદિક કાળની રાષ્ટ્ર સભાનું બીજું નામ પરિષદ હતુ. બૃહદારણ્યક ઉપનિષદમા સમિતિને પરિષદ કહી છે, મંત્રી સભા સમિતિ–પરિષદથી આ પ્રમાણે જુદી પડતી છતા ન્યાય પરિષદની પેઠે એજ નામે ઓળખાતી.

જ્યારે હિંદુ રાજા સૌથી બળવાન ગણાતો ત્યારે પણ આ સભા વૈદિક કાળના જેટલી જ પ્રતિષ્ઠિત હતી. લોકોએ રચેલાં રાજ્યબંધારણોમા આ સભા રાજકૃત અથવા રાજા બનાવનાર તરીકેનું તેમજ રાજ ચલાવનારનું સ્થાન ભોગવતી હતી. પાલિ સૂત્રોમાં તથા મહાકાવ્યોમા પણ આ સભાનું એજ લક્ષણ વર્ણવ્યુ છે. પાલિ સૂત્રમાં રાજમંત્રીને રાજા બનાવનાર કહ્યો છે, અને રામાયણમા ભરત આગળ પોતાનો ઠરાવ રજુ કરનાર મંત્રીઓને રાજા બનાવનાર કહ્યા છે. પ્રતિમોક્ષ સૂત્રમા આ મંત્રીઓને રાજા કહ્યા છે, અને અશોક તેમને રાજ્ય ચલાવનારા કહે છે.

હિંદુ રાજ્યબંધારણનો મુખ્ય નિયમ તથા સિદ્ધાંત એ છે કે રાજમંત્રીઓની સભાની સંમતિ તેમજ સહકાર વિના રાજા કંઇ પણ કરી શકતો નથી. આ બાબત ન્યાયસૂત્રો, ન્યાયગ્રંથો તેમજ રાજદ્વારી બાબતોને લગતાં પુસ્તકો એકમત છે. મનસ્વીપણે રાજ ચલાવવા

પ્રયત્ન કરનાર રાજાને મનુ મૂર્ખ કહે છે. એના જણાવ્યા પ્રમાણે રાજા પાને રાજમંત્રીઓ હોવા જ જોઇએ અને તેમને સાથે રાખીને એણે રાજ્યની સાધારણ તથા અસાધારણ બાબતોનો નિકાલ કરવો જોઇએ યાજ્ઞવલ્ક્ય તેમજ સ્મૃતિકારો એજ અભિપ્રાય દર્શાવે છે. કાત્યાયન ફરમાવે છે કે મુકરદમાનો નિકાલ પણ રાજાએ એકલાએ કરવો નહિ પણ રાજમંત્રી સભાને સાથે રાખી કરવો. કૌટિલ્ય જેવો રાજપદનો હિમાયતી પણ કહે છે કે રાજકીય બાબતો ઉપર રાજમંત્રીઓની સભાએ વિચાર ચલાવવો અને બહુમતિથી જે નિર્ણય થાય તે પ્રમાણે રાજાએ અમલ કરવો. મંત્રી પરિષદ ઉપરાંત રાજાને સલાહ આપવા બીજું કંઇ મંડળ હોય છતાં આ નિયમ પ્રમાણે કામ લેવાતું. અર્થશાસ્ત્ર કહે છે કે

"જ્યારે કંઇ અસાધારણ બાબત હોય ત્યારે મંત્રિણીઓ તેમ જ મંત્રી પરિષદની ભેગી સભા આગળ તે રજુ કરવી, અને તેઓ એકઠા મળી બહુમતે જે કરવાનું ઠરાવે તે પ્રમાણે રાજાએ કરવું."

એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ એકત્રિત સભાએ કરેલા નિર્ણયનો પ્રતિષેધ કરવાની સત્તા પણ રાજાને હોતી નથી. આ પરિષદની કેટલી મહત્તા હતી તે જણાવતાં કૌટિલ્ય લખે છે કે ઇન્દ્રને એ એ જ આંખ હતી છતાં તેને સહસ્ત્રાક્ષ કહેતા કારણ એની મંત્રી-પરિષદમાં બહુશ્રુત એવા હજાર મંત્રીઓ હતા.

શુક્રનીતિસારમાં એ જ મતલબનો ઉલ્લેખ છે કે રાજા સર્વ શાસ્ત્રોમાં તેમજ રાજનીતિમાં નિષ્ણાત હોય છતાં રાજપ્રકરણમાં પોતે કોઇ પણ બાબતનો એકલાએ નિર્ણય કરવો નહિ પરંતુ મંત્રી સભાના અધિકારીઓ, પ્રકૃતિઓ વગેરેના અભિપ્રાય પ્રમાણે તેણે ચાલવું. જો રાજા પોતાની સભાથી સ્વતંત્ર થાય તો તે પોતાનો નાશ સત્વર આણે છે, અને વખત જતાં રાજ્ય અને પ્રજા બન્ને ગુમાવે છે.

મનુના મત પ્રમાણે રાજાએ પ્રથમ દરેક મંત્રીનો અભિપ્રાય જુદો જુદો જાણવો અને પછી મેધાતિથિ કહે છે તેમ આખી સભા

-સાથે મસલત કરવી. આથી રાજાને અને રાજ્યને બન્નેને ફાયદો થાય છે. કૌટિલ્ય પણ આમજ કહે છે. સૌથી કુશળ અને દક્ષ એવા બ્રાહ્મણ મંત્રી ઉપર રાજાએ સર્વથા ભરોસો રાખવો અને સઘળા ઠરાવોનો અમલ કરવાનું તેને સોંપવું.

બૃહસ્પતિ સૂત્રમા જણાવ્યું છે કે ગમે તેવું યોગ્ય કામ પણ રાજાએ વિદ્વાન મંત્રીની સલાહ વિના કરવું નહિ.

આ સંબંધમા ધર્મશાસ્ત્રો પ્રમાણે ઘણો અગત્યનો નિયમ એવો હતો કે મંત્રીઓ વિરૂદ્ધ પડે તો રાજાથી બ્રાહ્મણોને કંઈ પણ દાન -બક્ષિસ અપાતા નહિ, આપસ્તમ્બ એજ અભિપ્રાય દર્શાવતો હોવાથી આ નિયમ ઘણા જુના કાળથી ઉતરી આવેલો જણાય છે (આશરે ઇ. સ. પૂ. ૪૦૦).

હિંદુ મંત્રી પરિષદની ઉત્પત્તિના ઇતિહાસ ઉપરથી તેમજ રાજ-બંધારણના આ નિયમો ઉપરથી આપણે સહજ સમજી શકીએ કે -અશોકના હુકમ અન્વય બૌદ્ધ સાધુઓને વધુ દાન આપવાની પ્રધાન ધર્માધિકારિ રાધાગુપ્ત ના પાડી શક્યો હતો.

અશોક પોતાના શિલાલેખોના વિભાગ ૬ મા જણાવે છે કે કોઇ દાન અથવા આજ્ઞાપત્રના સંબંધમા એણે કહાડેલા હુકમ ઉપરથી પરિષદ (મંત્રી-મંડળ)માં કંઇ વાદવિવાદ ઉભો થાય અને મંત્રીઓ તે બાજુએ મુકે તો તે વિશે એને ખબર આપવી, તેમજ પરિષદના એવી સૂચના ઉપર ભિન્ન મત પડે અથવા તે છેકજ ઉડાડી મુકવામાં આવે તો તે વિશે એને સત્વર જાણ કરવી. આ ઉપરથી જણાશે કે કોઈ કોઈ વખત મંત્રીઓ સાર્વભૌમની વિરૂદ્ધ પડતા.

એજ પ્રમાણે સુદર્શન સરોવરની મરામત કરવાની રૂદ્રદામને કરેલી સૂચનાના સંબંધમાં એના મંત્રીઓ વિરૂદ્ધ પડ્યા હતા. તેઓએ મરામતનો ખરચ આપવાની ના પાડતા રાજાએ પોતાની પાસેથી તે આપ્યો હતો. સુયોગે રૂદ્રદામનનો લેખ આ બાબત જોઇએ તેટલો શુદ્ધ અને સ્પષ્ટ છે. આ ઉપરથી સાબિત થાય છે કે રાજ્યબંધારણના નિયમો ધર્મપરાયણ અભિલાષા જેવા નહોતા; પરંતુ ન્યાય શાસ્ત્રના સાધારણ

નિયમો પ્રમાણે તેનો પણ સચોટ અમલ થતો. બૌદ્ધ ગ્રંથોમાં રાજા અશોકના અમલ વિશેની શોકાસ્પદ ટીકા ઉપરથી માલમ પડે છે કે એના જેવા આખા હિંદુસ્તાનના સાર્વભૌમનો રાજ્યાધિકાર એના મંત્રીઓએ એની પાસેથી લઈ લીધો હતો. કુકુનારામ મઠને આપવા ધારેલા પૈસાના સંબંધમાં જે મુશ્કેલી ઉભી થઇ હતી તે વિશેની ગાથાનો ઉલ્લેખ દિવ્યાવદાનમાં કરેલો હોવાથી એ હકીકત આ પુસ્તક લખાયા પહેલાની ઘણી જુની હોવી જોઇએ. આવી ખોટી હકીકત જોડી કહાડવાને બૌદ્ધ સાધુઓને કંઇ ખાસ કારણ જણાતુ નથી. ઉલટું એમ કરવાથી એમના મહાપુરૂષની વિના કારણ અવગણના થાય માટે આ ગાથા સત્ય જ હોવી જોઇએ.

મંત્રી મંડળમાંના સભ્યોની સંખ્યા વખતો વખત વધતી ઓછી રહેતી. કૌટિલ્યએ ઉલ્લેખ કરેલા બ્રહસ્પતિના રાજનીતિને લગતા ગ્રંથમાં એ સંખ્યા સોળની જણાવી છે. માનવ લોકોના અર્થશાસ્ત્રમાં મંત્રી મંડળ બાર સભ્યોનું જોઈએ એમ ઠરાવ્યું છે. ઉશનસ વીસની સંખ્યા જણાવે છે, જ્યારે કૌટિલ્ય કંઇ પણ ચોક્કસ સંખ્યા રાખવા વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય આપે છે. ઘણા જુના કાળમાં આ મંડળ મોટું હોવું જોઇએ,' કેમકે મહાભારતમાં આ મંડળમા બત્રીસ સભાસદો હોવાનું જણાવ્યુ છે, પરંતુ પાછળથી એ સંખ્યા જેમ બને તેમ ઓછી રાખવા તરફ વલણ થએલું લાગે છે.

મંત્રી પરિષદના અધિકાર ગણાવવા પહેલાં આપણે એ મંત્રીઓ અધિકારની રૂએ કયે નામે ઓળખાતા તે જોઇએ. મનુ એ મંડળ સાત કે આઠ સભ્યોનું હોવું જોઇએ એમ જણાવે છે. પણ શુક્રનીતિ લખાઇ તે સમયે આ મંડળ આઠ સભ્યોનું રાખવાનું લગભગ નક્કી થઈ ગયું હતુ. તે ઉપરથી કદાચ શિવાજીના અષ્ટ પ્રધાનની યોજના થઇ હશે. શુક્રનીતિમાં આપેલાં કેટલાંક પ્રમાણોને આધારે આ આઠ પ્રધાનો હેઠળ પ્રમાણે હતાઃ—

(૧) સુમન્ત્ર અથવા નાણાં ખાતાનો પ્રધાન.
(૨) પંડિતામાત્ય અથવા કાયદા ઘડનાર ખાતાનો પ્રધાન.

(૩) મંત્રી અથવા દેશને લગતી બાબતો માટેનો પ્રધાન.
(૪) પ્રધાન અથવા મંત્રી મંડળનો અધ્યક્ષ.
(૫) સચિવ અથવા લડાઇ ખાતાનો પ્રધાન.
(૬) અમાત્ય અથવા મહેસુલ અને ખેતીવાડી ખાતાનો પ્રધાન.
(૭) પ્રાડ્વિવાક અથવા ન્યાય ખાતાનો પ્રધાન અને સર ન્યાયાધીશ.
(૮) પ્રતિનિધિ.

અન્ય પ્રમાણને આધારે (૯) પુરોહિત અથવા ધર્મ ખાતાના પ્રધાનને અને (૧૦) દૂત અથવા રાજનીતિ કુશળ ખાતાના પ્રધાનને મંડળમાં સ્થાન હોવું જોઇએ.

પ્રતિનિધિના વિશિષ્ટ અધિકાર જણાતા નથી. પ્રત્યક્ષ રીતે તે મંડળનો અગત્યનો સભાસદ હોવો જોઇએ, કારણ એની ગણના અધ્યક્ષ અને મંત્રીની પહેલાં થાય છે. ઠરાવેલું કામ અનુકૂળ કે પ્રતિકૂળ હોય છતાં તે કરવુંજ જોઇએ એમ રાજાને જણાવવાનુ કામ એનું હતું. આથી એ કંઇ રાજાનો પ્રતિનિધિ થતો નથી એ મંત્રી મંડળમા પાર જાનપદના પ્રતિનિધિ તરીકે બેસતો હોય, અથવા રાજા સાથે કામ કરતી વેળાએ મંત્રી મંડળના પ્રતિનિધિ તરીકે હોય. ગમે તેમ રાજકારભારમાં તે ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે.

મંત્રીઓની આ ગણતરીમાં મંત્રી મંડળના સભાસદ તરીકે યુવરાજ જણાતો નથી, પણ તે પ્રધાનનાં અધિકાર ભોગવતો હતો. સાધારણ રીતે એ રાજકુટુંબનોજ પુરૂષ હતો, એટલે એ રાજાનો કાકો, ભાઇ, ભત્રીજો, પુત્ર, દત્તક પુત્ર, અથવા પૌત્ર હોય. અન્ય મંત્રીઓની પેઠે એ રાજાનો 'સહાય' ગણાતો. યુવરાજની પોતાની મહોર રહેતી અને સહી કરવાની ચોક્કસ રીત હતી. દિવ્યાવદાન પ્રમાણે અશોકના રાજ્યમા. એનો પૌત્ર સમ્પ્રતિ યુવરાજના પદ ઉપર હતો, અને પુત્ર કુણાલ તક્ષશિલાનો સુબો હતો.

રાજકુમાર કોઈ ઓદ્દો સ્વિકારે એટલે તે સર્વ રીતે અમલદાર ગણાતો. ભટ્ટ ભાસ્કર એને કુમાર અધ્યક્ષ કહે છે, અને અશોકના

જણાવ્યા પ્રમાણે એ ધર્મ સંહિતા તેમજ રાજનીતિમાં નિષ્ણાત હોવો જોઇએ. પ્રાયશ્ચિતની શિક્ષા કરવાની હોય તેવા સઘળા મુકદમાની તપાસ એણે કરવાની હતી, તેમજ રાજાની વતી, બ્રાહ્મણ ગુન્હેગારોનો ઇનસાફ કરવાનો હતો. અર્થશાસ્ત્ર પ્રમાણે એ વેદ તથા તેના અંગ, જ્યોતિષ શાસ્ત્ર તેમજ રાજનીતિ શીખેલો હોવો જોઇએ, અને સામાન્ય લોકોના મનનું સમાધાન કરવા રાષ્ટ્ર ઉપર આવતી આફતો વેળા કરવાના અથર્વવેદ પ્રમાણેના ક્રિયાકાંડથી માહિતગાર હોવો જોઇએ. શુક્રનીતિ ઠરાવે છે કે પુરોહિત નીતિશાસ્ત્ર તથા સૈનિક વ્યુહ રચનામાં કુશળ હોવો જોઇએ.

માનવશાસ્ત્રમાં રાજનીતિ કુશળ ખાતાના પ્રધાનને દૂત કહ્યો છે. એને પરદેશી રાજ્યો સાથે સલાહ અને લડાઈ કરવા સંબંધમાં સર્વ અધિકાર હતા અને એજ રાજ્યોની એકસંપી તોડતો. રામાયણ તેમજ શુક્રનીતિમાં એ ઓદ્દા માટે એજ સંજ્ઞા વાપરી છે, પણ પાછળથી ગુપ્ત યુગના લેખોમાં બૃહસ્પતિનાં સૂત્રમાં તથા એ પછીના ગ્રંથોમાં એને સંધિવિગ્રહિક કહ્યો છે. અર્થશાસ્ત્રમાં આ મંત્રીપદ માટે કંઈ ઉલ્લેખ નથી એટલે કદાચ મંત્રી પોતેજ એ અધિકાર ચલાવતો હશે.

માનવશાસ્ત્રમા રાજા પોતેજ નાણાં ખાતાનો પ્રધાન હોય છે. એનું નામ પ્રત્યક્ષ આવતું નથી, પણ અર્થશાસ્ત્રમાં એને સમાહરત્રિ કહ્યો છે. સનિધાત્રિ નામના બીજા મંત્રી માટે અર્થશાસ્ત્રમાં ઉલ્લેખ છે, પણ એ બન્ને અધિકાર પાછળથી જોડાઇ ગએલા જણાય છે. શુક્રનીતિમાં નાણાં ખાતાના પ્રધાનનું નામ સુમંત્ર છે અને ગોવિંદરાજ એને અર્થસંચયકૃત કહે છે.

સેનાપતિ એટલે લડાઈ ખાતાના પ્રધાનનો ઓદ્દો ચંદ્રગુપ્તના અમલમાં ઘણો અગત્યનો ગણાતો, અને મુખ્ય પ્રધાનથી એનું સ્થાન ત્રીજું એટલે યુવરાજની પહેલાં આવતું. શુક્રનીતિ એને સચિવ કહે છે. રામાયણમાં સૂચન કર્યા પ્રમાણે સેનાપતિ રણસંગ્રામમાં અગ્રભાગ

લેતો તેમ મંત્રીમંડળમાં લડાઈ ખાતાના પ્રધાન તરીકે બેસતો. પણ કૌટિલ્યના સમયમાં આ બન્ને ઓદ્ધા જુદા પડી ગએલા જણાય છે. શુક્રનીતિમાં એ સૈનિક હોવો જોઇએ એમ લાગતું નથી, કેમકે આઠે પ્રધાનોમાં વખતોવખત ખાતાનો ફેરફાર થતો અને સઘળા સરખી પદવીના રહેતા.

આ પાંચ પ્રધાનો તથા યુવરાજ મળી રાજ્યવહીવટ ચલાવતા. મંત્રી તરીકે યુવરાજ વૈદિક કાળ પછી દાખલ થએલો જણાય છે, કારણ બીજા પ્રધાનોના ઓદ્ધા રત્નિનમાંથી ઉદ્ભવ્યા હતા. ચંદ્રગુપ્તના રાજ્યમાં યુવરાજનું સ્થાન ચોથું હતું. એ સમયે તેમ જ ત્યારપછી એ મંત્રી મંડળમાં પ્રધાન તરીકે આવતો જણાતો નથી; પ્રત્યક્ષ રીતે એ કોઇ પણ ખાતાનો ઉપરી નહોતો. મહાભારતમાં તેમજ શુક્રનીતિમાં આ મંત્રી મંડળને ગણ કહ્યું છે.

આ મંત્રિમંડળમાંથી અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે, ત્રણ કે ચાર પ્રધાનોનું નાનું મંડળ બનાવવામાં આવતું અને તેની સાથે રાજા વારંવાર મંત્રણા કરતો. અર્થશાસ્ત્ર, રામાયણ તથા મહાભારતમાં આ પ્રધાનોને મન્ત્રિણઃ કહ્યા છે.

આ મંત્રધાર અથવા રાજ્યનું સૂત્ર ચલાવનાર મંડળમાં મહાભારતમાં જણાવ્યા પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે પાંચ સભ્યો હોવા જોઇએ. કૌટિલ્ય ત્રણ અથવા ચારની સંખ્યા આપે છે. મૂળ અભિપ્રાય એવો જણાય છે કે રાજા પસંદ કરે એવો એકજ મંત્રધાર હોવો જોઇએ. અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે કણિક ભારદ્વાજનો આ મત હતો. અને માનવ ધર્મશાસ્ત્રમાં પણ એમજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વિશાલાક્ષ આ પદ્ધતિને વખોડી કહાડે છે અને રામાયણ પણ તેમ કરતાં જણાવે છે કે આવા મંત્રી મંડળમાં એક માણસ પણ ન જોઇએ તેમ ઘણા પણ ન જોઇએ. મહાભારત ઉપરથી તેમજ નીતિવાક્યામૃતમાં આપેલાં અવતરણો ઉપરથી આ મંડળ ત્રણ કે વધારે સભ્યોનું હોવું જોઇએ એમ ઠરેલું જણાય છે.

ઉપરના (૮) યા વર્ગમા કેના માણસોની ગણુના થતી તે ચોક્કસ જણાતુ નથી. અશોકે દાન આપવાના કરેલા હુકમનો અમલ કરવાની એના પ્રધાનોએ ના પાડવાથી જ રાજસભા એણે બોલાવેલી તેમા પૌર અને અમાત્યો જ હતા. બીજાં પ્રમાણો ઉપરથી માલમ પડે છે કે આ સભામા પૌર અને જાનપદના આગેવાન સભ્યોને સ્થાન મળતુ. આ સૂચન મહાભારત (શાંતિપર્વ અધ્યાય ૮૩) અને શુક્રનીતિ (૨ ૩) ઉપરથી થાય છે. શુક્રનીતિમા જણાવ્યા પ્રમાણે રાજા (અ) સભ્ય, (બ) અધિકારિ અને (ક) પ્રકૃતિ એટલે રાજસભાના સભાસદો, એટલાના અભિપ્રાય મુજબ અમલ કરવા બંધાએલો હતો. ગોવિંદરાજે આપેલા પ્રમાણ મુજબ સભ્ય કૌટિલ્યની મંત્રીપરિષદ અથવા રાજસભાનો અધ્યક્ષ હતો. અધિકારિ એ અધિકરણ અથવા ખાતાઓના ઉપરી મંત્રીઓ હતા. પ્રકૃતિ એટલે પ્રજા અથવા તેના પ્રતિનિધિઓ એટલે પૌર અને જાનપદના મુખીઓ હતા. રામાયણમા લોકોના પ્રતિનિધિઓ અને મંત્રીઓ એકઠા મળી જરૂરી અસાધારણ બાબતનો વિચાર કરવા સભા મેળવતા જણાય છે.

મહાભારતમા સભાના વર્ણનમા હેઠળના વર્ગો ગણાવ્યા છે —

(૧) સહાયો એટલે અમાત્ય અથવા ખાતાના વહીવટ જેના હાથમા હોય એવા મંત્રીઓ.

(૨) પરિચ્છદ અમાત્ય, આ ઘણા વિદ્વાન, ઉચ્ચ કુલના, દેશના વતની, દૂરદષ્ટિવાળા, ધીર અને રાજનિષ્ઠ હોવા જોઇએ. નામ ઉપરથી વ્યક્ત થાય છે તેમ આ અમાત્યો કદાચ રાજાના દરબારગઢને લગતા ક્રિયાકાંડ કરાવનારા મંત્રીઓ અને અધિકારીઓ હશે. એમાનો એક દૌવારિક અથવા રાજમહેલનો મુખ્ય અધિકારી રહેતો અને બાકીનાઓને જુદા જુદા અધિકરણો અથવા ખાતા સોંપેલા હતા. શાંતિપર્વના ૮૩ અને ૮૫ મા અધ્યાયમા દર્શાવેલા મંત્રીઓમાથી રાજા આઠ મંત્રીઓ ચુંટી કહાડતો, અને જે નીતિ તેઓ નક્કી કરતા તે રાષ્ટ્રને તેમજ રાષ્ટ્રના એટલે જાનપદના અધ્યક્ષને સાદર કરવામા આવતી.

(૩) રાષ્ટ્ર, શુક્રનીતિમાંની પ્રકૃતિને સર્વ રીતે મળતું આવે છે. મહાભારતમાંનું રાષ્ટ્ર અને શુક્રનીતિની પ્રકૃતિ અશોકે બોલાવેલી રાજ-સભામાંના પૌર અને રામાયણના પ્રકૃતિ-સભાસદોને મળતા આવે છે. આ ઉપરથી જણાય છે કે પરિષદમાં રાજકીય તત્વનું સારી પેઠે મિશ્રણ થએલું હતું અને તેના નામમાં પાછળથી ફેરફાર થયો હતો, છતા તેનું આ લક્ષણ જળવાઈ રહ્યું હતું.

મંત્રી પરિષદને મંત્રી મંડળ કરતાં રાજસભા જેવી ગણવી વધારે યોગ્ય થઈ પડશે. દક્ષી મંત્રી પરિષદને કૌટિલ્ય મંત્રી પરિષદ એ નામે ઓળખાવે છે એ આ સંબંધમાં લક્ષમાં રાખવા જેવું છે. આ પરિષદ ૧૦૦૦ સભ્યોની રહેતી એમ કૌટિલ્ય અને રામાયણ જણાવે છે. કદાચ આ વૈદિક પરિષદના અવશેષરૂપે હશે.

અગત્યનાં અને બિનઅગત્યનાં ખાતાના ઉપરીઓ અઢાર તીર્થોને નામે ઓળખાતા. એને માટે રામાયણ તેમજ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં મહાઅમાત્ય તરીકે ઉલ્લેખ આવે છે. એમની પાસે રાજમંડલને લગતાં બે ખાતાંઓ પણ હતાં. આ વ્યવસ્થા ઘણા જુના કાળમાં અસ્તિત્વમાં હતી અને ધીમે ધીમે નષ્ટ પામતી હતી અને તેથી કદાચ મહાભારતમાં એ માટે કંઇ નિર્દેશ નથી.

સોમદેવ સૂરિએ આપેલા અવતરણમાં તીર્થોને ન્યાય તથા જાહેર બાંધકામ ખાતાના અમલદારો કહ્યા છે. એટલું તો નક્કીજ છે કે ખાતાંના ઉપરીને તીર્થ કહેતા, કારણ અર્થશાસ્ત્રમાં ગણાવેલા સઘળા તીર્થોના હવાલામાં જુદાં જુદાં ખાતાંઓ હતાં. તીર્થ એટલે પાર અથવા માર્ગ હોવાથી મંત્રીઓ મારફત જે તે ખાતાંઓને હુકમ મળતા ને ઉપરથી તેઓ તીર્થ કહેવાયા હોય. તીર્થના વર્ગીકરણ ઉપરથી કેટલા વિશિષ્ટ અધિકારીઓ હતા એમ જણાય છે. તેઓ આ પ્રમાણે હતાઃ—

(૧) મંત્રી. (૨) પુરોહિત. (૩) સેનાપતિ, લશ્કર ખાતાનો મંત્રી. (૪) યુવરાજ. (૫) દૌવારિક. (૬) અંતરવંશિક, અંતઃપુરનો મુખ્ય અધિકારી. (૭) પ્રશાસ્ત્રિ, ગોવિંદરાજના જણાવ્યા પ્રમાણે આ મંત્રી કેદખાનાને લગતાં ખાતાંનો અધિકારી હતો. (૮) સમાહર્ત્રિ, મહેસુલ

નમાતા આવે છે. ગોવિંદરાજે જે પ્રમાણભૂત ગ્રંથનો આધાર લીધો છે તેમાં ધર્માધ્યક્ષ નામનો નવો અધિકારી બનાવ્યો છે એ કદાચ શુક્રનીતિનો પંડિત અમાત્ય હશે. ગોવિંદરાજ અને અર્થશાસ્ત્રના અનુક્રમમાં આંક ૮ પછી સહજ ફેર પડે છે.

પાણિસૂત્ર, રામાયણ અને શુક્રનીતિમાં જણાવ્યા પ્રમાણે આ પ્રધાનોના ત્રણ વર્ગ પાડવામાં આવતા. અયોધ્યા કાંડના સર્ગ ૧૦૦, ૨૫-૨૬ મા આ વર્ગને મુખ્ય, મધ્યમ અને જઘન્ય કહ્યા છે અને શુક્રનીતિમાં પણ એજ વિભાગ છે.

અર્થશાસ્ત્રમાં આ અઢાર તીર્થોના ત્રણ વર્ગ પાડ્યા છે. રાજાથી શરૂ કરી ઇતિહાસ લેખક તથા દલાલ મહેકમ સુધી નોકરોના પગાર જે યાદીમાં દર્શાવ્યા છે તેમાં આ વર્ગ આવે છે. આપસ્તમ્બના ધર્મસૂત્રમાં જણાવ્યા પ્રમાણે અમાત્ય અને ગુરુના પગાર કરતા વધારે પગાર રાજાએ લેવો નહિ. અર્થશાસ્ત્રની યાદી ઉપરથી આ બાબત વધારે સ્પષ્ટ થાય છે કૌટિલ્ય કહે છે કે રાજાએ સમાનવિધ્ય અમલદારોના પગાર કરતાં ત્રણ ગણો પગાર લેવો. મુખ્ય પ્રધાન અને સેનાપતિને રાજાના સમાનવિધ્ય ગણી શકાય. યાદીના પહેલા વર્ગમાં અગ્રસ્થાને ઋત્વિક અને આચાર્યને મુક્યા છે. એ બે અને પુરોહિત મળી આપસ્તમ્બના ગુરૂ છે. આ ત્રણેનો જેટલો પગાર થાય તેનાથી અથવા કૌટિલ્યના જણાવ્યા પ્રમાણે મંત્રી, સેનાપતિ તથા યુવરાજના એકંદર પગાર થાય તેનાથી વધારે રાજાએ લેવું નહિ. ગુરૂ અને અમાત્ય દરેકને વાર્ષિક ૪૮,૦૦૦ ચાંદીના પણ (એ નામનો સિક્કો) મળતા. રાજમાતાને અને રાણીને પણ એટલુંજ મળતું.

બીજા વર્ગના પ્રધાનોને દર વર્ષે ૨૪,૦૦૦ મળતા. આ વર્ગમાં આપણે ઉપર ગણાવેલા આંક ૫ થી ૯ સુધીના પ્રધાનો આવતા. ત્રીજા વર્ગમાં મુકાએલા દરેક પ્રધાનને ૧૨,૦૦૦ મળતા. આ વર્ગમાં ઉપર બતાવેલા આંક ૧૧ થી ૧૮ સુધીના પ્રધાનો આવતા. આ વર્ગમાં કુમારો અને તેમની માતાઓ પણ ગણાતી.

મળતો આવે છે. ગોવિંદરાજે જે પ્રમાણભૂત ગ્રંથના આધાર લીધા છે તેમાં ધર્માધ્યક્ષ નામનો નવો અધિકારી બનાવ્યો છે એ કદાચ શુક્રનીતિનો પંડિત અમાત્ય હશે ગોવિંદરાજ અને અર્થશાસ્ત્રના અનુક્રમમાં આંક ૮ પછી સહજ ફેર પડે છે

પાનિસૂત્ર, રામાયણ અને શુક્રનીતિમાં જણાવ્યા પ્રમાણે આ પ્રધાનોના ત્રણ વર્ગ પાડવામાં આવતા. અયોધ્યા કાંડના સર્ગ ૧૦૦, ૨૫–૨૦ માં આ વર્ગને મુખ્ય, મધ્યમ અને જઘન્ય કહ્યા છે અને શુક્રનીતિમાં પણ એજ વિભાગ છે

અર્થશાસ્ત્રમાં આ અઢાર તીર્થોના ત્રણ વર્ગ પાડેલ છે. રાજનથી માંડી ઇતિહાસ લેખક તથા દરબાર મહેકમ સુધી સર્વના પગાર જે યાદીમાં ગણ્યા છે તેમાં આ વર્ગ આવે છે. આપસ્તમ્બના ધર્મસૂત્રમાં જણાવ્યા પ્રમાણે અમાત્ય અને ગુરુના પગાર કરતાં વધારે પગાર રાજાએ લેવો નહિ. અર્થશાસ્ત્રની યાદી ઉપરથી આ બાબત વધારે સ્પષ્ટ થાય છે કૌટિલ્ય કહે છે કે રાજાએ સમાનવિધ્ય અમલદારોના પગાર કરતાં ત્રણ ગણો પગાર લેવો. મુખ્ય પ્રધાન અને સેનાપતિને રાજાના સમાનવિધ્ય ગણી શકાય. યાદીના પહેલા વર્ગમાં અગ્રસ્થાને ઋત્વિક અને આચાર્યને મુક્યા છે એ બે અને પુરોહિત મળી આપસ્તમ્બના ગુરુ છે. આ ત્રણેનો જેટલો પગાર થાય તેનાથી અથવા કૌટિલ્યના જણાવ્યા પ્રમાણે મંત્રી સેનાપતિ તથા યુવરાજના એકંદર પગાર થાય તેનાથી વધારે રાજાએ લેવું નહિ

ગુરુ અને અમાત્ય દરેકને વાર્ષિક ૪૮,૦૦૦ યાદીના પણ (એ નામનો સિક્કો) મળતા. રાજમાતાને અને રાણીને પણ એટલુંજ મળતું

બીજા વર્ગના પ્રધાનોને દર વર્ષે ૨૪,૦૦૦ મળતા. આ વર્ગમાં આપણે ઉપર ગણાવેલા આંક ૫ થી ૯ સુધીના પ્રધાનો આવતા. ત્રીજા વર્ગમાં મુકાએલા દરેક પ્રધાનને ૧૨,૦૦૦ મળતા આ વર્ગમાં ઉપર બતાવેલા આંક ૧૧ થી ૧૮ સુધીના પ્રધાનો આવતા આ વર્ગમાં કુમારો અને તેમની માતાઓ પણ ગણાતી

# પ્રકરણ ૩૧ મું

## મંત્રી પરિષદ ( ચાલુ )

મંત્રી મંડળના અધિકાર શુક્રનીતિસાર રાજતંત્રમા આ પ્રમાણે ટુંકમાં જણાવ્યા છે "જો રાજ્ય, પ્રજા, બળ, કોશ અને છેવટે સુનૃપત્વની વૃદ્ધિ ન થાય અથવા મંત્રી મંડળની રાજનીતિથી દુશ્મનનો નાશ ન થાય તો પછી મંત્રીઓનુ પ્રયોજન શું ?"

સુનૃપત્વના સંબંધમાં આગળના ચરણમા આ પ્રમાણે કથન છેઃ "નૃપતિ ઉપર અંકુશ ન હોવાથી મંત્રીઓ ઉપર અંકુશ હોવો જોઇએ." કારણ પછીનાજ ચરણમા આ પ્રમાણે છેઃ "જો મંત્રીઓ નૃપને અંકુશમાં ન રાખી શકે તો એવા મંત્રીઓને હાથે રાજ્યની શી આબાદી થવાની છે ?" આ સ્થિતિમા આ મંત્રીઓ માત્ર ઓઠા રૂપે અથવા અલંકાર જેવા રહે છે. સુનૃપત્વ એટલે નૃપતિ ઉપર અંકુશ હોય તે.

મંત્રી રાજરાષ્ટ્રભૃત રહી રાજ્યવ્યવસ્થા યોગ્ય રીતે ચલાવે, તે. એટલે, તે રાજા અને રાજ્યની જોખમદારી ઉપાડનાર હોય છે. આથી મંત્રી મંડળની આજ્ઞાને અનુસરવા રાજાને ફરજ પડતી. નહિ તો રાજ્યબંધારણના નિયમની દૃષ્ટિએ એ રાજા તરીકે ગણાતો બંધ પડતો મહાભારતમા જણાવ્યા પ્રમાણે રાજા હમેશ મંત્રીઓના અંકુશ હેઠળ રહેતો.

આપણે હમણાજ જોયું છે કે અર્થશાસ્ત્ર પ્રમાણે અસાધારણ બાબતોનો નિકાલ આખા મંત્રી મંડળની બેઠકમા થતો. આ ઉપરથી એવુ સૂચન થાય છે કે સાધારણ બાબતોનો મંત્રીઓના ખાતા મારફત નિર્ણય થતો. આ માટે લેખી ટિપ્પણોની જરૂર પડતી. આવા ટિપ્પણો થતા તેના પુરાવા ઉપલબ્ધ છે. અશોકના લેખોમા એ મોઢેથી હુકમ આપતો એમ જણાવ્યું છે, તે ઉપરથી એવું તાત્પર્ય

નિષેધ કરવાનો તેને અધિકાર નહોતો. સાધારણ બાબત માટે રાજા રાજસભા બોલાવતો નહિ, પણ એવી બાબત મંત્રીઓને સાદર કરવામા આવતી અને જ્યારે તે ઉપર ચર્ચા થઈ આખરે રાજસભા તરીકે મંત્રી મંડળના ઠરાવ તરીકે તે ઉપર સહી સીક્કા થતા ત્યારે પણ, શુક્રનીતિમા જણાવ્યા મુજબ, રાજા अक्षम એટલે તે ઉપર ટીકા કરવા અશક્ત થતો આ લેખ ઉપર રાજાનુ ફરમાન થતા તેને રાજ્યના ઠરાવ તરીકે સ્વીકારવામાં આવતો, અને રાજાના ફરમાન અન્વયે તે રાજ્યબંધારણના નિયમ તરીકે લેખાતો. શુક્રનીતિનાજ શબ્દોમા કહીએ તો नृपकचिह्नित लेख्यंनृपस्तन्न नृपोनृप એટલે, લેખ ઉપર રાજાનો સહી સીક્કો થતા તેજ ખરો રાજા ગણાતો. અમલદારો રાજાની લેખી આજ્ઞાનો સ્વીકાર કરતાં જ. કારણ રાજાની સહી સીક્કાવાળી આજ્ઞા એક જોતા રાજસભાનીજ આજ્ઞા હોવાથી દેહધારી રાજાએ ખરેખર આપેલી આજ્ઞા જે કોઈ માન્ય રાખતા તે રાજ્યબંધારણના નિયમની દૃષ્ટિએ વિદેશીની આજ્ઞા સ્વીકારતા હોય એમ મનાતુ અથવા શુક્રનીતિની ભાષામા 'ચોર' ની આજ્ઞા 'ચોર' સ્વીકારતો હોય તેમ ગણાતું.

"જે રાજા અથવા અમલદાર લેખ્ય વિના હુકમ કદાડે અથવા રાજાને લગતુ કંઈ કામકાજ કરે તે બન્ને સર્વ કાળ ચોર ઠરે છે"

નિત્યકર્મને લઇને લેખિત લેખ્ય મંત્રી મંડળનો હુકમ ગણાતો, એટલે જો રાજાને પોતાનેજ આજ્ઞા આપવી હોય તો તેને મોઢેથી ફરમાનો તેમજ નિવેદનો કઢાડવા પડતા. પરંતુ આવાં મોઢાના ફરમાનો, રાજ્યબંધારણના નિયમ પ્રમાણે, કાયદાની દૃષ્ટિએ 'ચોર' ના ફરમાન લેખાતા અને રાજા મુસ્કેલીમાં આવી પડતો. આનો અપૂર્વ પુરાવો અશોકના લેખમાંથી મળે છે. રાજા અશોકે પોતાની राजाज्ञा, श्रावक અને दापकं બાબત હુકમો આપ્યા, પરંતુ પરિસા ( રાજસભા ) એ તે ઉપર ચર્ચા કરી તેનો અમલ કરવા ના પાડી. ગુસ્સે થતા રાજાએ એવી આજ્ઞા આપી કે જ્યારે એણે મોઢેથી આપેલી આજ્ઞાનો અસ્વીકાર થાય ત્યારે તે બાબતની એને ખબર આપવી.

શુક્રનીતિમાં આલેખ્યા પ્રમાણેના રાજ્યબંધારણનું મૂળ તત્વ એ હતું કે રાજાના પોતાના એકલાના હાથમાં ખરેખર કંઈપણ સત્તા નહોતી. વહીવટને લગતા સઘળા અધિકાર રાજસભા ભોગવતી.

મેગાસ્થનીસે આપેલું હિંદુસ્તાનનું વર્ણન છુટક છુટક મળે છે. એ ઉપરથી જણાય છે કે ખરૂં રાજતંત્ર રાજસભાના હાથમાં હતું, રાજસભા પ્રત્યે સર્વ માનની દૃષ્ટિથી જોતા, એની કીર્તિ ભારે લેખાતી અને એનામાં પરંપરાથી ઉતરી આવેલું જ્ઞાન હોવાની માન્યતા હતી. જાહેર પ્રજાને લગતી બાબતો પર એ વિચાર ચલાવતી અને એ સુબાઓ, પ્રાંતના મુખીઓ, નાયબસુબા, તીજોરીના અધ્યક્ષો, લશ્કરના સરદારો અને નૌકાપતિઓ તેમજ ખેતીવાડી ઉપર દેખરેખ રાખવા ઉચ્ચ પંક્તિના અમલદારોને પસંદ કરી તેમની નિમણુક કરતી.

મેગાસ્થનીસના જણાવ્યા પ્રમાણે સાતમા વર્ગમાં રાજમંત્રીઓ અને સભાસદો આવતા. એ લોકો રાજાને લગતી બાબતો ઉપર મંત્રણા ચલાવતા. આ વર્ગ ઘણો નાનો હતો, છતાં તેના સભ્યોનાં ચારિત્ર્ય અને ડહાપણને લઈને તે ઘણો પ્રતિષ્ઠિત ગણાતો. ગ્રીકોના કહેવા પ્રમાણે એ વર્ગમાંથી રાજ્યના ન્યાયાધીશોના તેમજ રાજ્યના સામાન્ય વહીવટને લગતા મોટા હોદ્દાઓ પુરવામાં આવતા એરિયન પણ ઉપર મતલબની હકીકત આપે છે.

બંધારણની રૂએ રાજસત્તાની આ સ્થિતિ હતી એ વાતને આપણા ગ્રંથોમાંથી પુષ્ટિ મળે છે. હિંદુ રાજનીતિના પ્રકરણમાં પ્રમાણભૂત ગણાતા ભારદ્વાજના પુસ્તકમાંથી મહાભારત તેમજ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં જે અવતરણો આપ્યાં છે તે ઉપરથી પ્રધાનોના અધિકારો ટુંકમાં આ પ્રમાણે જણાય છેઃ—

"રાજાના અને પ્રધાનના અધઃપતનમાં પ્રધાનનું અધઃપતન વધારે ગંભીર પ્રકારનું ગણાય છે. (૧) રાજનીતિ બાબત મંત્રણા ( मंत्र ), (૨) એ રાજનીતિના ફલ સિદ્ધિ વિચાર ( मन्त्रफलावाप्तिः ), (૩)

રાજ્યનું કામ (कर्मानुष्ठान), (૪) આવક અને ખર્ચને લગતી બાબતો (आयव्यय कर्म), (૫) સેના અને (૬) તેનું આધિપત્ય, (૭) દુશ્મન તથા જંગલી જાતો સામે રક્ષણ, (૮) રાજ્ય રક્ષા (૯) (व्यसन प्रतीकार), (૧૦) કુમારોનું રક્ષણ તથા અધિકાર ઉપર તેમનો અભિષેક કરવો, આ બધાય અધિકાર પ્રધાનોને હતા."

ભારદ્વાજની આ હકીકત મેગાસ્થનીસના વર્ણનને મળતી આવે છે તે સહજ જણાશે.

સભાસદો તરીકે તીર્થ હશે અથવા નાયક પ્રધાનો હશે, અને રાજમંત્રીઓ મંત્રી સભાના સભ્ય હશે. મંત્રી સભાના અધિકાર આથી સ્પષ્ટ જણાય છે.

રાજ્યનું આવું બંધારણ હોય ત્યાં રાજા પ્રજાપીડક થતા રાજઘાતિ થવાનો સંભવ રહે. રાજાને પોતાની રીતભાત સુધારવાની ફરજ પડે અથવા રાજબંધારણ ઉથલાઈ પડે અને પ્રધાનો કેદખાને પડે અથવા તેમનો ઘાત થાય. પરંતુ પ્રધાનોને ટેકો આપવા પૌર અને જાનપદ હતા અને દેશના કાયદા તથા પરંપરાથી તેમને વિશેષ અનુમોદન મળતું. હિંદુ સંસ્થાઓ સહેલાઇથી ઉલટાવી નંખાતી નહિ, અને રાજબંધારણના નિયમો એક વેળા નક્કી થતા અને શાસ્ત્રના ટેકાથી તેની પ્રતિષ્ઠામાં ઉમેરો થતા અપકાર વિના તેનું ઉલ્લંઘન થઈ શકતું નહિ. અશોકે શુદ્ધ ભાવથી અનિયંત્રિત સત્તા ચલાવી હતી, પણ પરિણામે પ્રધાન મંડળને ઉઠાડી મુકવામાં આવ્યું નહિ, તેમ રાજબંધારણના કાયદા તુચ્છકારી કઢાડવામાં આવ્યા નહિ, પરંતુ આવી અનિયંત્રિત સત્તા ચલાવનાર રાજાને ગાદી ઉપરથી ન ઉઠાડતા તેની સત્તા તેની પાસેથી લઇ લેવામાં આવી. અશોકના લેખો તેમજ દિવ્યાવદાનમાં આ સંબંધમાં આપેલી હકીકત સર્વ રીતે ભરોસાલાયક છે.

આ લેખ હિંદુ હિંદુસ્તાનના રાજ્યધારણના ઇતિહાસને લગતા દસ્તાવેજોમાં ઘણો અગત્યનો હોવાથી તે આખો અત્રે આપ્યો છે. એમાંની આખરની થોડીક લીટીઓ પ્રસ્તુત વિષયને લગતી ન

હોવાથી છોડી દીધી છે. અશોકના ફરમાનોમા ધાર્મિક બાબતો સિવાય બીજી કંઈ બાબતોનો ઉલ્લેખ હશે એમ કદી પણ વિચાર ન કર્યો હોય એવા અશોકના લેખોના ભાષાંતર કરનારાઓને આ લેખ કંઈક ઉખાણા જેવો લાગે છે. શબ્દોના અર્થમા અસ્વાભાવિક ખેંચતાણ ન કરીએ તો લેખનો આશય સ્પષ્ટ જણાય છે. આ ફરમાનોના પ્રથમ ભાષાંતર કરનારાઓએ એમાના શબ્દોનો શુદ્ધ અર્થ કર્યો, કે અશોકે પોતાના રાજૂક અમલદારોને સ્વતંત્ર સત્તા આપી, પરંતુ તેનો આશય તેઓ સમજી શક્યા નહિ, તેમજ આ સ્વતંત્રતા કેવા સંજોગોમાં આપી હતી તે તેઓ ચુકયા હતા. લેખ આ પ્રમાણે છેઃ—

"દેવોને પ્રિય એવા રાજા પ્રિયદર્શિન (અશોકનુ બીજુ નામ) આ પ્રમાણે જાહેર કરે છેઃ

મારા રાજ્યાભિષેકના છવીસમા વર્ષમા ધર્મ (કાયદા)ને લગતો આ લેખ મેં લખાવ્યો છેઃ

મારા રાજૂકોને મારી અસંખ્ય પ્રજા ઉપર અધિકાર છે અભિહાર (લડાઇ) અથવા દંડ (ન્યાય) ખાતાના ઉપરી આ રાજૂકોનો મારી તરફથી (રાજ્યના અધિકારના) રક્ષણકર્તા જાહેર કરવામા આવે છે. શા માટે? જેથી રાજૂકો ઉપદ્રવ રહિત અને શાંત ચિત્તથી વહીવટ ચલાવે અને જાનપદને અનુકૂળ થઇ સંતોષ અને તેમને અનુગ્રહ બક્ષિસ કરે.

કોણ સંતોષ પામે છે અને કોણ મુશ્કેલીમાં અને વિપત્તિમાં છે તે તેઓ જાણશે. તેઓ જાનપદને ધાર્મિક સંસ્થા તરફથી સલાહ અપાવશે. એથી તેઓ (રાજૂકો) આ દુનીઆમા તેમ જ પરલોકમાં પોતાનું શ્રેય સાધી શકશે.

અને રાજૂકો મારાં ફરમાનોની અવગણના કરે અને મારા ઉતરતા દરજ્જાના અમલદારોએ મારા અભિપ્રાય અને હુકમોને જાહેરાત આપવી. જે પ્રાંતો મારાં નહિ પણ રાજૂકોના ફરમાન પ્રમાણે ચાલવા માગતા હોય તેને રાજૂકો સલાહ આપશે, આ કારણને લઇને

હું મારા પ્રજારૂપી બાળકને રાજુકરૂપી ઉપમાતાના હાથમાં મુકું છું ઉત્સુક ઉપમાતા નાત પડે છે, તે મારી પ્રજાનું રક્ષણ કરવા ઇચ્છા રાખે છે.

આ પ્રમાણે રાજુકાએ માત્ર જાનપદના હિત તેમજ સુખ માટે કામ કરવાનો બોજો ઉપાડ્યો છે

તેઓ શાંત ચિત્તે, કંઇ પણ ઉદ્વેગ તેમજ વિરોધભાવ વિના કારભાર ચલાવી શકે તે માટે આથી હું મારા રાજુકોને લફાઇ તથા નુકસાન કરવાની બાબતમાં સ્વતંત્ર અધિકાર આપું છું.

મારી એટલી ઇચ્છા છે કે દિવાની તેમ જ ફોજદારી ન્યાય અવિચ્છિન્ન રહે, વગેરે. ''

અશોકના અન્ય લેખો કરતા અહીં સ્પષ્ટ જણાય છે કે તે આજ્ઞા ન કરતા માત્ર વિનંતિ કરે છે. આ સમયથી એના અમલનું રૂપ બદલાઈ જતું હોવાથી આ પછી થોડા જ માસના અંતે પોતાના અત્યાર સુધીના અમલની હકીકત લખી કઢાવી હતી.

પ્રજા અને લોક એ સંજ્ઞાથી જુદા પડતા જાનપદના હિત માટે રાજુકાને સ્વતંત્રતા જોઈતી હતી. જાનપદ રાજા મંત્રીઓને ટેકો આપતા. અશોકનું ઐશ્વર્ય આ પ્રમાણે જતું રહેતું હોવાથી બૌદ્ધ સાધુઓએ વિરોધ કર્યો હતો, છતાં રાજમંત્રીઓ વિરુદ્ધ તેમનાથી કાંઈ કહેવાતું નહિ અશોક રાજ્યના કાયદા તન્ત્ર માનની દૃષ્ટિએ જોતો છતાં અન્ય બાબતમાં એનો કટાક્ષ કોઇવાર અનહદ થતો. એ સઘળું રાધાગુપ્ત અને પૌર લોકો સહન કરતા, પરંતુ તેઓ સાધુઓના મર્મિક વચનોનો પ્રતિઉત્તર આપ્યા વિના રહેતા નહિ, કેમકે રાજાનો ધર્મ દુષ્ટનો નિગ્રહ કરવાનો તથા શિષ્ટનું પરિપાલન કરવાનો છે અને નહિ કે શિરોમુંડન તથા જટાધારણ કરવાનો.

હિંદુ મંત્રી મંડળની આ ટુંકી સમીક્ષા આટોપી લેતા અગાઉ એના બંધારણને લગતી થોડીક વિગતોની નોંધ લઇશું. દરેક મંત્રી એટલે મહામાત્રના હાથ હેઠળ બે ઉપમંત્રીઓ રહેતા. તેઓ આ

નાને અનુક્રમે ઓળખાતા, જેમકે, મહાદંડનાયક. દંડનાયક અને દંડનાયક કુમારામાત્ય. આજ વર્ગીકરણ પ્રમાણે ગુપ્ત સમયના લેખોમાં જણાવેલા મહાપ્રધાન, મહાસંધિવિગ્રહિકા, મહાદંડનાયક વગેરે જેવા અધિકારીના સંબંધમાં સમજવું.

મંત્રીઓની બદલી એક ખાતામાંથી બીજા ખાતામા દર ત્રણ, પાંચ, સાત અથવા દસ વર્ષે થતી. કારણ 'લાંબો સમય સુધી એકજ હાથમા અધિકાર રહેવા દેવો નહિ. યોગ્ય મંત્રીને બીજા ખાતામાં મુકી તેની જગા નવા લાયક માણસને આપવી.' અશોકે પોતાના ધૌલી અને જૈગદના લેખોમા આ રીતે ત્રણ અથવા પાંચ વર્ષે બદલી કરવાનો નિયમ દર્શાવ્યો છે. એજ પ્રમાણે આખું મંત્રી મંડળ પણ દર ત્રણ કે પાંચ વર્ષે બદલાતુ.

રાજ્યાભિષેકમાં જેવી રીતે ચારે વર્ણના પ્રતિનિધિઓ રહેતા તેવીજ રીતે વહીવટી અધિકાર ચલાવવામા પણ સઘળી વર્ણનું પ્રતિનિધિત્વ જળવાતું. નીલકંઠ અને મિત્રમિશ્રએ આપેલી રાજ્યાભિષેકની વિગતો ઉપરથી જણાય છે કે હિંદુ અમલના અસ્ત સુધી સઘળી વર્ણમાંથી મંત્રીઓની ચુંટણી થતી. આ રીતે પસંદ કરેલા સાડત્રીસ મંત્રીઓની યાદી મહાભારતમા આપી છે તે પ્રમાણે ચાર બ્રાહ્મણ, આઠ ક્ષત્રિય, એકવીસ વૈશ્ય, ત્રણ શુદ્ર અને છેલ્લે એક સૂત અમાત્ય મંડળમા બેસતા. આ મંડળમાં વૈશ્યોની સંખ્યા સૌથી વધારે હતી એ લક્ષમાં રાખવાનું છે. ખાસ મંત્રી મંડળમા આઠ સભ્યો રહેતા ( શાંતિપર્વ અ. ૮૫-૭-૧૧ ).

આપણે આગળ જોઇ ગયા છીએ તે પ્રમાણે ગુપ્ત સમયમા અધિકારીઓનાં થતો ગોટાળો દૂર કરવા તેમના ઓદ્દાના નામો બદલી નાખવામા આવ્યાં હતાં. મનુસ્મૃતિમાં જણાવ્યા પ્રમાણે દંડનેતૃત્વ અને સેનાપત્યમાં ફેર હતો. મુખ્ય પ્રધાનના હાથમાં રાજ્યનું સૂત્ર હોવાથી તે મહાદંડનાયક કહેવાતો.

બૃહસ્પતિના જણાવ્યા પ્રમાણે ગુપ્ત સમયમાં રાજ્ય તરફથી થતી

બક્ષિસ-નામેના લખો ઉપર ' સંધિવિગ્રહિકની નખલસી ચની આ ઉપરથી સહજ સ્પષ્ટ થશે કે જે કોઈ ખાતામાં આ બક્ષિસના નોંધ રખાતી તે ખાતાનો મુખ્ય પ્રધાન રાજાએ આપેલી બક્ષિસ પરદેશા સાથેની રાજ્યનીતિની દૃષ્ટિએ યોગ્ય છે કે નહિ તેની ખાતરી કર્યા પછી તે માટેના લેખ ઉપર પોતાની સહી કરતો. આમ કરવાનું કારણ એમ હતું કે જેને દાન કરવામાં આવતું હોય તે પરરાજ્યનો વતની હોય કે દુશ્મનનો જાસુસ હોય તો રાજ્યને નુકસાન થવા સંભવ રહેતો. ઇ. સ. પૂ. ૫૧૦ ના અરસામાં રાજા હસ્તિને આપેલા દાનના તામ્રલેખ ઉપર પ્રથમ મંજુર કરનાર તરીકે મહા સન્ધિવિગ્રહિક વિધુદત્તે સહી કરી હતી અને છેલ્લી સહી મહાજનાધિકૃત નાગસિંહે દૂતક તરીકે સહી કરી હતી. હસ્તિનના સમકાલીન રાજાએ કરેલા એવા દાનના લેખ ઉપર કોઇ પણ મંત્રી કે મહા મંત્રીની સહી ન હોવાથી તેમજ દાન આપનાનું લેખી ફરમાન ન હોવાથી એમ લાગે છે કે એ દાન રાજાએ પોતાના ખાનગી ભંડોળમાંથી આપ્યું હતું.

એ તો જાણીતી વાત છે કે સીલોનમાં હિંદુસ્તાનના ઉપલબ્ધ હતી તેવીજ ઘણી સંસ્થાઓ હસ્તીમાં હતી. વ્યાવહારિક રીતે બન્ને દેશની સંસ્કૃતિ એકજ હોવાથી સીલોન હિંદુસ્તાનનો ભાગ હોય એમ ગણાતું. આથી હિંદુસ્તાનનો ઇતિહાસ સીલોનની હકીકતને અભાવે સંપૂર્ણ કહી શકાય નહિ. આ માટે એકજ દૃષ્ટાંત બસ થશે. પરદેશનાં હુમલાને લઇને તેમજ અંદરખાનેથી ભેદના સ્થાને લઇને હિંદુસ્તાનની સંસ્થાઓ ધીમે ધીમે અદૃશ્ય થઈ જતાં સીલોનની તેજ પ્રકારની સંસ્થાએ લાંબો સમય ટકી રહી હતી. ઇસ્વીસનનાં દસમી સદી સુધી રાજા તરફથી નીકળતા હુકમો મુખ્ય મંત્રી મંડળ તરફના હુકમો તરીકે લેખાતા. મંડળના સઘળા સભ્યો તે ઉપર સહી કરતા. § વિક્રમસિંહે અભાસલમેવન રાજાએ કરેલા દાનના આપેલા લેખ ઉપરથી આ પ્રમાણે સ્પષ્ટ થાય છે.

---

§ Epigraphia Zeylanica, Vol II. P. 1.

# પ્રકરણ ૩૨ મું

## કાયદો અને ન્યાયાધિકાર

રાજ્યાભિષેક વખતની પ્રતિજ્ઞાથી તેમજ પૌર જાનપદ તથા અમાત્યમંડળ તરફથી મુકાએલા પ્રતિબંધો અને અંકુશથી રાજાના કર્તવ્યની પરિસીમા બંધાએલી હતી. છતાં એ ઉપરાન્ત સર્વશક્તિમાન માનવધર્મ એની સત્તાની પર ગણાતો. મનુસ્મૃતિમાં રાજા દંડને પાત્ર લેખાતો. એના અધિકારો તેમજ ફરજો ધર્મસૂત્ર તેમજ ન્યાયશાસ્ત્રને લગતાં પુસ્તકોમાં ધર્મના ભાગ તરીકે રાજધર્મના પ્રકરણમાં ગણાવ્યાં છે. હિંદુ અમલના વૈભવ કાળમાં પણ માનવધર્મ શાસ્ત્ર પ્રમાણે તેમજ અર્થશાસ્ત્ર પ્રમાણે રાજાનું સ્થાન રાજ્યના કાયદાથી અલગ ગણાતું નહિ. અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે તે નવા કાયદા ઘડી શકતો, પણ મનુના અભિપ્રાય પ્રમાણે તે તેમ કરી શકતો નહિ. જો એ કાયદા ઘડતો તો તે માત્ર નિયમ ઠરાવવા માટે જ કરતો. તે કોઈ પણ રીતે સ્વચ્છંદ અધિકાર પ્રાપ્ત થાય એવા કાયદા ઘડી શકતો નહિ.

હિંદુ રાજ્યઅમલમાં ન્યાયાધિકાર અને વહીવટી અધિકાર હમેશાં જુદા રહેતા અને સાધારણ રીતે બન્નેનાં રૂપ અને આશય એક-બીજાથી સ્વતંત્ર રહેતા. આનું કારણ એ હતું કે ન્યાયમાં નિપુણ હોય તેવાને જ ન્યાયાધીશ નીમવામાં આવતા, અને એ વર્ગના ઘણુંખરું બ્રાહ્મણો જ રહેતા. સંસ્કૃતિકાળમાં ( ઈ. સ. પૂ. ૨૦૦૦ થી ઈ. સ. પૂ ૫૦૦ સુધી ) જ્યારે હિંદુરાજ્ય નવા રૂપના સર્જ થતો હતો અથવા સર્જ થઈ ગયો હતો ત્યારે બ્રાહ્મણ ધર્મશાસ્ત્રના અધ્યયનમાંથી છટકી રાજદ્વારી બાબતોમાં ઝંપલાવતો હતો. ભિક્ષુક બ્રાહ્મણ અને રાજનીતિશાસ્ત્રમાં પ્રવીણ બ્રાહ્મણ વચ્ચેનો તફાવત શતપથ બ્રાહ્મણમાં સ્પષ્ટ કર્યો છે. આપણે આગળ જોયું છે તે મુજબ, રાજ્યા-

ભિષેકના દિન વખતે પ્રતિસ્થાપના પછી રાજગુરુ રાજાને પ્રથમ અભિવંદન કરતો, અને બ્રાહ્મણ સમાજના અંગભૂત તરીકે ક્ષત્રિય અને બીજાઓની સાથે તેમ કરતો. ધર્મગુરુ તરીકે કામ કરતા અને તેવું કામ નહિ કરતા એવા બ્રાહ્મણોના વર્ગોની વચમાનો વર્ગ અધ્યયન અધ્યાપન કરનાર બ્રાહ્મણોનો હતો. તેઓ મુખ્યત્વે કરીને ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, રાજનીતિ અને એવા અન્ય વિષયોમા રચ્યા પચ્યા રહેતા. રાજનૈતિક ડહાપણ અને સદ્વર્તનની મૂર્તિ તરીકે જાતકોમા પુરોહિત રાજનીતિજ્ઞ અને બ્રાહ્મણ ગુરુ બતાવ્યા છે. આજ વર્ગના ન્યાયાધિશો હતા. સામાન્ય કાયદા પ્રમાણે રાજા ગુન્હેગારને સજા કરતો. પરંતુ ગુન્હાને અંગે થએલા પાપ માટે એને ધર્મશાસ્ત્ર પ્રમાણે જે શિક્ષા કરવાની હતી તે માટેનો અધિકાર બ્રાહ્મણને પ્રાપ્ત થતો. તે આ બાબતમા નિષ્ણાત હતો એટલુંજ નહિ પણ બ્રાહ્મણ ગુન્હેગારની તપાસ કરવાનું તેમની પાસે હોવાથી તે પોતાના સ્વજાતિનો યોગ્ય ન્યાય કરતો અને ધર્મશાસ્ત્ર પ્રમાણે વાજબી શિક્ષા કરવામાં આનાકાની કરતો નહિ. ધર્મ સાથે સંબંધ ન હોય એવા ગુન્હાઓની તપાસ એ બીજા અમલદારો (અબ્રાહ્મણો)ની સાથે બેસી કરતો, આ પ્રમાણે બ્રાહ્મણ રાજાના લાગવગથી દૂર રહેતો.

ન્યાયાધીશી અસલના વૈદિકકાળની સભાના નામથી ઓળખાતી. જેવી રીતે અમાત્ય મંડળે પોતાની સ્વતંત્ર ઉત્પત્તિના અવશેષ જાળવ્યા હતા તેવી રીતે સભાએ પણ કર્યું હતુ. ન્યાયાધીશોને ન્યાય આપવામા હમેશા જનસમાજ મદદ કરતી, એટલે તે હમણાના શબ્દ પ્રયોગ પ્રમાણે જ્યુરી તરીકે કામ કરતી. એ લોકો યોગ્ય રીતે મત દર્શાવી શકે તેથી તેની સંખ્યા વિષમ રહેતી અને તેમણે ન્યાયની દૃષ્ટિએ પોતાનો અભિપ્રાય દર્શાવવાનો હતો. જે જ્યુરી મુગી રહેતી અથવા ધર્મથી વિરુદ્ધ બોલતી તે પાપી ગણાતી.

મૃચ્છકટિક નાટકમાં ન્યાયાધીશના પ્રવેશમાં જ્યુરી માટે ઉલ્લેખ છે. તેમજ શુક્રનીતિ, બૃહસ્પતિ અને નારદમા એના અધિકાર બતાવ્યા

'રાજા' કરનો એમ જણાવ્યુ છે અને ટીકાકારો જણાવે છે - 'ગણ' એટલે અમલદારો સમજવા.

નિકાલ થએલા મુકદમાની નોધ રાખવામા આવતી. એ માટેનો ઉલ્લેખ જાતકોમા છે. પુસ્તક ૩, પા. ૨૯૨ ના વિનિશ્ચય પુસ્તક માટે નિર્દેશ છે, અન પુસ્તક ૫, પા ૧૨૫ મા સોનાની તકતીઓ ઉપર લખેલા રાજ્યના વહીવટના નિયમો માટે ઉલ્લેખ છે. ન્યાયશાસ્ત્રના પુસ્તકો લખાયા તે સમયે એવી નોધ રાખવામા આવતી ત એ પુસ્તકો ઉપરથી જણાય છે.

જાતકોના સમયની પ્રચલિત માન્યતા મુજબ યોગ્ય રીતે ન્યાય કરવાથી ન્યાયાધીશીનું કામ ઓછુ થતું. અન્યાયથી એ કામ વધવાનો દરેક સંભવ રહેતો પણ તે માટે કંઇ પ્રમાણભૂત ઉલ્લેખ નથી.

પાલિ સૂત્રના ન્યાય ખરેખર કેવી રીતે અપાતો તે માટે પ્રાસંગિક ઉલ્લેખ છે એથી ન્યાય કેટલો સ્વચ્છ રહેતો ને બાબત ઉપર પ્રકાશ પડે છે

ન્યાયાધીશીના કોઇ અસાધારણ ઠરાવની નોધ કરવા માટે નહિ, પણ શાકય ગુરુ પ્રત્યે અનાથ પિન્ડિકની અનન્ય ભક્તિ દર્શાવવ બોધની તે સમયની રાજધાની શ્રાવસ્તીની ન્યાયાધીશીએ અનાથ પિન્ડિક વિરુદ્ધ રાજકુંવર જેતના મુકદમાનો કરેલો નિર્ણય વિનય પિતક, ચુલ્લવગ્ગમાં આપ્યો છે. અનાથો પ્રત્યેના પોતાના દયાભાવને લઈને સુદત્ત સાધારણ રીતે અનાથ પિન્ડિકને નામે લોકોમાં ઓળખાતો. એ સાધારણ ગૃહપતિ, અગ્રેસર અને ધનાઢ્ય હતો. જેત રાજકુમારનો કુંવર હતો આ જેતની 'શહેરથી ઘણે દૂર નહિ તેમ પાસે નહિ અને આવવા જવાને સવડ પડે એવી × × × વાનપ્રસ્થ જીવન ગાળવા માટે યોગ્ય' વાડી હતી. દાનશીલ અનાથ પિન્ડિકે રાજગૃહથી આમંત્રણ કરી બોલાવેલા બુદ્ધના ઉપયોગ માટે આ વાડી વેચાતી લેવા વિચાર કર્યો. તેણે રાજકુંવર જેત પાસે જઇ

ચારના નહિ ને તેઓ રદ કરતા. વિદ્યમાન કાયદાઓ પ્રત્યેના લોક-વિચાર પણ તેઓ ધ્યાનમાં લેતા. આ પ્રમાણે પ્રચલિત કાયદામાં સુધારાવધારા થયા કરતા.

હિંદુ રાજ્યવ્યવસ્થાનું સૌથી આગળ પડતું લક્ષણ એ હતું કે તેના આખા ઇતિહાસ દરમિયાન કાયદો પ્રધાન સ્થાને રહેતો. લોક-સમૂહની સભા મારફત અમલ ચાલતો ત્યારે પણ તેજ સ્થિતિ રહી હતી. સભા અને ન્યાયાધીશ ભિન્ન છે. સભા રાજકુટુંબમાંથી નહિ પણ વૈદિક સમયની લોકસંમતિમાંથી ઉદ્ભવી હતી; જ્યારે ન્યાયાધિકારનો ઉપભોગ કરવાનું રાજાના હક્ક તથા ફરજ તરીકે ગણાયું ત્યારે રાજ્યાભિષેકની પ્રતિજ્ઞા મારફત જે શરતો એણે સ્વીકારી હતી તેને અનુસરી એ અધિકાર ચલાવાતો. ચુસ્ત રીતે ફેરાન કાયદાનોજ એણે અમલ કરવાનો હતો. જે જે બાબતમાં કાંઇ અયોગ્ય દખલ થવાની ધાસ્તી રહે તે તે બાબતમાં એણે પ્રાડ્વિવાકની સલાહ લેવાની હતી.

---

## પ્રકરણ ૩૩ મું

### કર

રાજ્યબંધારણની દૃષ્ટિએ હિંદુ રાજ્યવ્યવસ્થામાં કરનો સિદ્ધાંત ઘણો અગત્યનો છે. કાયદા અનુસાર કયા કર નાખવા તે ઠર્યું હતું અને ધર્મશાસ્ત્રમાં તેના પ્રમાણ આપ્યાં હતા. પરિણામે રાજ અમલ ગમે તે પ્રકારનો હોય છતાં રાજ ચલાવનારના તરંગ ઉપર કર નંખાતા નહિ. આથી કર બાબત રાજકર્તા અને લોકસમૂહ વચ્ચે કંઇ ઝઘડો થવાને કારણ રહેતું નહિ.

કરને લગતા કાયદાથી લોકજીવન સરળ ચાલતુ તેના પુરાવા ઐતિહાસિક દૃષ્ટાંતોથી મળે છે. દાખલા તરીકે, શાતવાહન વંશની મલ-

વીરાણીના લેખમા જણાવ્યું છે કે એનો પુત્ર પવિત્ર ધર્મશાસ્ત્રનુ-માર કર નાંખતો. આ સંબંધમાં બીજા લેખો ઘણા મળે છે. કાયદા મુજબ ઠરેલા કર પ્રમાણ અખંડ રહેવા જોઇએ તે બાબત સાહિત્યમા કંઇક વિચક્ષણ દૃષ્ટાંતો ઉપલબ્ધ થાય છે. ચંદ્રગુપ્ત રાજાને સેલ્યુકસ સાથે લડાઇ કરવા માટે નાણું જોઈતુ હતું. એ અને એનો મહાન અમાત્ય કૌટિલ્ય જોઇએ તેટલું નાણું ઉભું કરવા માટે ભારે મુંઝવણમા પડ્યા હતા. કારણ કાયદેસરના કરથી જરૂર પુરી પડે એમ નહોતું, એટલે અર્થશાસ્ત્ર ઉપરથી માલમ પડે છે તેમ તેઓને વિચિત્ર રીતે કામ લેવું પડ્યું હતુ આથી એક તરફથી કાયદાનો કેવો પ્રભાવ હતો તે જણાય છે અને બીજી તરફથી રાજમહેસુલ કાયદા અન્વયેજ ઉઘરાવવાથી કેટલી અગવડ પડે છે તે પ્રત્યક્ષ થાય છે. ચંદ્રગુપ્તે પોતા પ્રત્યેના પ્રણયના ચિહ્ન તરીકે લોકો પાસેથી પૈસાની માગણી કરી હતી. વળી તેણે દેવસ્થાનો પાસેથી પૈસા લીધા હતા. પુષ્યમિત્રના રાજ્યમાં પાણિનિના ૫, ૩, ૯૯ ના સૂત્ર ઉપર ભાષ્ય લખનાં પતંજલિ વિનોદમા જણાવે છે, કે મૌર્ય વંશના રાજાઓને નાણું જોઇતું હતું ત્યારે તેમણે દેવોની પ્રતિમાનો સ્થાપના કરી તે મારફત નાણું મેળવ્યું હતુ. જૈન લોકકથા પ્રમાણે એમ કહેવાય છે કે પોતાની તીજોરી ભરવા માટે ચાણક્યે કાર્ષાપણ નામના હલકી કિંમતના એંસી કરોડ રૂપાના સિક્કા પાડ્યા હતા. આ દાખલાઓ ઉપરથી કાયદાને કેટલું સચોટ માન અપાતું તે વ્યક્ત થાય છે.

કરથી થતા ઉત્પન્ન ઉપર મંત્રી મંડળનો અંકુશ રહેતો. એ મંડળને જ મહેસુલ વસુલ કરવાનો અધિકાર હતો મેગાસ્થનીસના જણાવ્યા પ્રમાણે ઇ સ. પૂ. ચોથા સૈકામાં પણ તીજોરી ખાતુ મંત્રી મંડળના અધિકાર હેઠળ હતુ. એ ખાતાનો ઇતિહાસ વૈદિક સમયના રત્નિનથી શરૂ થાય છે. ભારદ્વાજનું પ્રમાણ પણ ખાતરી લાયક જણાય છે અને તે ઈ. સ. પૂ. ચોથા સૈકાની અગાઉનું છે. એના કહેવા પ્રમાણે મંત્રી મંડળ મહેસુલ ઉઘરાવતું અને ગજબરચની વ્યવસ્થા કરતુ.

એટલા કર કેવી રીતે ઉઘરાવવો એ બાબત બાજુએ રાખીએ જ્યાં હિંદુ રાજનીતિ શાસ્ત્રમાં કર રાજવહીવટ ચલાવવા માટે રાજાને નગદુ વેતન ગણાતુ.

'બલિ કરનો છઠ્ઠો ભાગ', આયાત નિકાસના લાગા, દંડ. ગુન્હેગારો પાસેથી રાજદાખલ કરેલી રકમ એ સઘળું શાસ્ત્રાનુસાર તમારા વેતન તરીકે ઉઘરાવેલુ તમારી મહેસુલ ગણાશે.' ( શાંતિ પર્વ ૭૧. ૧૦ ).

નારદ પણ કહે છે કે—' રાજાને નિયમાનુસાર મળતી રકમ તેમજ જમીનની ઉત્પન્નનો ભાગ રાજાની મહેસુલ ગણાશે અને તે પ્રજાના રક્ષણ માટેના બદલા તરીકે એને મળશે.'

આ સિદ્ધાંત કૌટિલ્યના અર્થશાસ્ત્ર જેટલા ( ઈ. સ. પૂ. ૩૦૦ ) અથવા તેનાથી પણ પ્રાચીન છે આગળ જતા રાજનીતિ શાસ્ત્રવેત્તાઓએ એને વિસ્તૃત કરી સ્થિરરૂપ આપ્યુ. શુક્રનીતિસારમા કહ્યા મુજબ 'ઇશ્વરે રાજા બનાવ્યો છે. તે સ્વામિરૂપે હોવા છતા તે હમેશા લોકોનો દાસ ગણાતો અને સતત રક્ષણ અને પાલન માટે તેને વેતન તરીકે કરની ઉપજ મળતી '

બીજી રીતે બોલીએ તો લોકોના સ્વામિ-દાસને લોકસત્તાનુસાર નક્કી કરેલુ વેતન મળતુ તેણે વધારે લેવાનુ નહોતુ કારણ તેમ કરવા તેને અધિકાર નહોતો.

અહીં માનવધર્મશાસ્ત્રના પ્રમાણો ઉપરથી રાજાનુ શાસન ઇશ્વરી સત્તાથી હિંદુ હોવાનું સાબિત કરવા પ્રયત્ન થાય છે ઉશન અને ભારદ્વાજની જન્મભૂમિમા આ સિદ્ધાંત સહન થઈ શકતો નહિ. કારણ તેથી રાજાને સ્વચ્છંદ રીતે વર્તવાની છૂટ રહેતી. અત્યાર લગીના ઇતિહાસના વલણની પણ તે વિરૂદ્ધ હતા અને તેથીજ મનુના સિદ્ધાંતનો ઉચ્છેદ કરવા શુક્રનો આધાર લેવાયો છે.

કર પ્રજાના રક્ષણ માટે વેતન રૂપે હોવાનો સિદ્ધાંત રાજ-વ્યવહારમાં એટલો દૃઢીભૂત થઇ ગયો હતો કે એ રક્ષણમા જરા જેટલી

પણ ન્યુનતા આનના પ્રજાને થએલા નુકસાનના પ્રમાણમા વેતનમાથી બદલો મેળવવા તેમને અધિકાર રહેતો એમ સમજાતું, આગળ આપણે જોયું છે તેમ કંઈક છૂટછાટ મુકી અથવા ઉચક રકમ લઇ આ બદલો લેવામા આવતો, કારણ પ્રજાને એમ લાગતું કે રાજા પોતાની ફરજ અદા કરતો નથી. રાજા ધારતો કે કબૂલાત સવીરા પાળવામા આવતી નથી, અને અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે દુશ્મનના દેશમા ચાલ્યા જવાની એ ધમકી આપતો. મહાભારતમાં પ્રજાનું રક્ષણ કરવામા નિષ્ફળ ગએલા રાજાને કહાડી મુકવા બાબત જે ઉલ્લેખ છે તે આજ આશયનો છે. ગાબડું પડેલા વહાણ જેવો રાજા છે, એટલે, તેનો સંઘ રાખવો જોખમકારક છે. વળી સંન્યાસી થવાના હેતુથી જંગલમા જનાર હજામ જોડે તેની સરખામણી કરવામા આવે છે. હજામ પોતાના શેઠ તેમજ કુલનો ત્યાગ કરે છે અને નોકરીના કરારનો ભંગ કરે છે. એથી એ છોડી દેવા યોગ્ય છે અને એની જગાએ બીજાને લેવો વાજબી છે. તે પ્રમાણે પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ ગએલો રાજા બિનઉપયોગી થાય છે અને તેને છોડી દેવો એજ યોગ્ય છે. પ્રજાનું રક્ષણ કરવાની પોતાની ફરજમાં રાજા નિષ્ફળ જાય તેજ ક્ષણે પ્રજાની રાજનિષ્ઠાનો અંત આવે છે અને તેને બદલે બીજા રાજાને ગાદીએ બેસાડવા પ્રજાને છૂટ રહે છે. કરનો સિદ્ધાંત અને રાજાની કાયદાની દૃષ્ટિએ રહેલી પ્રતિષ્ઠા એ બે ઉપરથી આ નૈસર્ગિક અનુમાન નીકળે છે

રાજ્યબંધારણ વિશે ઉહાપોહ કરનારા ગ્રંથકારોએ ઠરાવેલા કર બાબતના નિયમો દેશની આબાદી, ખેતીવાડીની સુધારણા, લોકોનુ ધન તથા હિત સાચવવાના હિંદુ રાજ્યના મૂળ આશય સાથે સર્વ રીતે બંધબેસતા આવે છે.

રાજાને મળતી મહેસુલ મુખ્ય ભાગે એને મળતા ભાગ અથવા ખેતીની ઉપજમાંથી એને મળતા હિસ્સા ઉપર આધાર રાખતી. બજારના વેચાણ થતા માલમાં એનો ભાગ સમય પ્રમાણે દસમો અથવા વધારે

ઓછો રહેતો. હાલ આપણે જેને આણકારી જકાત કહીએ છીએ તેમાંથી અને એના જેવા અન્ય સાધનમાંથી પણ એને કંઈ ઉપજ મળતી. આ બાબત નિયમન કરવામાં રાજાના હાથ કંઈક છૂટા રહેતા. પાછળના સમયના ધર્મશાસ્ત્રકારોએ આ માટે નિયમ ઠરાવવા પ્રયત્ન કર્યો હતો, પણ રાજા જે જે વસ્તુ ઉપર કર ઉઘરાવી શકે તે તે વસ્તુની યાદી તેઓ પૂર્ણ કરી શક્યા નહિ. લોભી અથવા સંકટમા આવેલો રાજા ગમે તે રીતે આ નિયમોમાથી છટકી જતો. નંદ રાજાઓએ ઢોરોના ચામડા અથવા પક્ષીનાં પીછાં ઉપર પણ કર નાંખ્યાનું કહેવાય છે. અર્થશાસ્ત્ર ઉપરથી જણાય છે તેમ આરી વસ્તુઓનો ભારે વેપાર મગધ રાજ્ય અને હિમાલયની પેલી બાજુના દેશો સાથે ચાલતો. આ આયાત માલ ઉપર ચંદ્રગુપ્તના પૂર્વજોએ કર નાખ્યો ત્યારે તેઓને લોભી ગણવામા આવ્યા હતા. આવા પ્રસંગોને લઈને કર બાબતના નિયમ ઠર્યા હતા.

હિંદુ રાજ્ય અમલમા હેઠળના સામાન્ય સિદ્ધાંત અન્વયે કર નંખાતાઃ—

(૧) કર નાંખવામા રાજાએ લોભીવૃત્તિથી પોતાના તેમજ અન્યનાં મૂળનો નાશ કરવો નહિ.

(૨) પ્રજા ઉપર એવી રીતે કર નાંખવો કે ભવિષ્યમા વિશેષ અને જરૂર પડે ભારે બોજો તે ખમી શકે.

(૩) જે રાજ્યમાં ભારે કર લેવામાં આવતા હોય તેજ મહત્વના કામો કરી શકે એમ નથી. મધ્યમસર કર ઉઘરાવવામાં આવતા હોય તેવા પ્રદેશનો રાજકર્તા દેશનાં રક્ષણ ઉપર ધ્યાન રાખી કરકસરથી રાજઅમલ ચલાવે તેજ તેમ કરી શકે છે. જે રાજા વહીવટમાં હદ ઉપરાંત ખરચ કરે છે તેની પ્રજા તેની સામા પડે છે.

# પ્રકરણ ૩૪ મું

## રાજવહીવટમાં નીતિસર ખરચ અને જમીનની માલિકીનો સિદ્ધાંત

આર્થિક દષ્ટિએ જેઓ દેશના દુશ્મન ગણી શકાય તેવા કેટલાક પ્રકારના માણસોનો અટકાવ કરવા માટે કેવાં પગલાં ભરવાં તે બાબત કર વિષેના પ્રકરણમા જણાવ્યું છે. વેશ્યાઓ, જુગારખાનાં અને જુગારીઓ, નાટકીઓ અને એવા બીજા દેશ હત્યારા પુરુષોને નિયમમા રાખવાના હતા, ભીખ માગનારાઓ અને ચોરી લૂંટફાટ કરનારાઓને જડમૂળથી ઉખેડવાના હતા અને ભારે વ્યાજખાઉને ઉત્તેજન આપવાનું નહોતું. આવા અન્ય પુરુષો ઉપર જીવન કહાડ નારાઓથી રાજ્યે ખેડુતોનું ખાસ રક્ષણ કરવાનું હતું. ( મહાભારત, શાંતિપર્વ ૮૮, ૧૪–૧૪ અને અર્થશાસ્ત્ર ).

સાધુઓ અને તેમના મઠો પણ એવીજ રીતે પીડાકારી ગણાતા.

' જેઓ તપસ્વિની પદ્વીએ ન પહોચ્યા હોય એવા રખડેલ માણસોને, સજાત (ગામ લોકો) ના સંઘ સિવાય બીજા સંઘને, વેપારીઓએ અરસપરસ કરાર કરી ઉભા કરેલાં મંડળો સિવાય અન્ય મંડળોને ગામ્યમા રહ્યાપી રહેવા દેવામાં આવશે નહિ. તેમજ ( ધાર્મિક ) મંડળો, આશ્રમો તથા વિહારો રહેવા દેવા નહિ. ' ( અર્થશાસ્ત્ર ). પોતાના કુટુંબીજનોનાં ગુજરાનની વ્યવસ્થા કરવા પહેલાં દુનીઆનો ત્યાગ કરી સાધુ થનારાઓ પ્રત્યે પણ એજ રીતે વર્તવાનું હતું તેઓને પકડીને શિક્ષા થતી. પુખ્ત ઉમરે પહોચેલાઓનેજ સાધુ થવા દેવામા આવતા.

રાજકળાના પ્રથમ પાઠ તરીકે રાજકર્તાના મન ઉપર એમ ઠસાવવામા આવતું કે આર્થિક વ્યવસ્થા ઉપર રાજતંત્ર અને દેશની સ્વતંત્રતાનો આધાર રહે છે

'કૃષિ, પાશુપાલ્ય અને વાણિજ્ય એજ વાર્તાના અંગભૂત છે એમા ફત્તેહ મળતા કોશ અને સૈનિક સત્તાને જોરે સ્વદેશમા તેમજ દુશ્મનના પ્રદેશ ઉપર અંકુશ રખાય છે '

'અર્થશાસ્ત્રમા જ રાજનીતિશાસ્ત્રનો સમાવેશ થાય છે' ( અર્થશાસ્ત્ર )

'અર્થશાસ્ત્રના જોર ઉપર આખા રાજ્ય ઉપર અંકુશ રહે છે ( વનપર્વ ૧. ૮૦ ). વાર્તા એજ સમાજનુ રક્ષણ છે.

આથી રાજકર્તાઓને પોતાનો અમલ આર્થિક દષ્ટિએ ચલાવવા ભારે જહેમત ઉઠાવવી પડતી. આ ફરજ રાજ્યાભિષેક વખતની પ્રતિજ્ઞાને અનુસરીને જ હતી; પાલન સંજ્ઞાના અર્થમાં ' વિકાસ ' અને ' રક્ષણ ' બન્નેનો સમાવેશ થતો.

આર્થિક દષ્ટિએ દેશ આબાદ કરવો હોય તો રાજાએ વેપારીઓ તરફ ખાસ દયા રાખવી

' વેપારીઓની માલ ઉત્પન્ન કરવાની શક્તિને હમેશા પ્રોત્સાહન આપવું. તેઓ રાજ્યને પ્રબળ બનાવે છે, ખેતીવાડી વધારે છે અને વેપારધંધાનો વિકાસ કરે છે. રાજાએ લક્ષપૂર્વક તેઓ ઉપર દયાભાવ રાખવો, કારણ રાજ્યમાં વેપારીઓ કરતા મોટી દોલત બીજી કાંઈ નથી ( મહાભારત, શાંતિપર્વ ૮૭, ૩૯ ૪૦ ) વળી ' રાજ્યમા વસી રહેલા ધનવાન પુરુષોને નિરંતર માન આપવું, તેઓને ભીજબાની અને ઉપાધિઓ આપવી. દરેક રાજ્યમા ધનાઢય રાજ્યનું અંગ છે ' ( એજન )

કેટલીક વેળા મોટા મોટા ઉદ્યોગો રાજ્યના ખાતા મારફત ચલાવાતા. બન્ને અર્થશાસ્ત્ર તેમજ માનવધર્મમાં ' આકાર ' અને ' કર્માન્ત ' એટલે ખાણ તથા માલ તૈયાર કરવાના ખાતાઓ માટે ઉલ્લેખ છે એ ખાતા મારફત રાજ્યને ઉદ્યોગ ધંધાની બાબતમા

પ્રત્યક્ષ થાય છે. કેટલાક ગ્રંથકારો દૃઢતાથી પ્રતિપાદન કરે છે કે હિંદુ રાજઅમલની દૃષ્ટિએ જમીન હમેશાં હિંદુ રાજાની માલિકીની ગણાતી. ખરી બીના તો આથી સદંતર ઉલટી જ છે. આ ગ્રંથકારોએ અજાણપણે પતાવટના કાયદા હિંદુ ન્યાયશાસ્ત્રમાં ભેળી દીધા છે. આવો સિદ્ધાંત હિંદુ ન્યાયશાસ્ત્રમાં કોઇપણ ઠેકાણે મળી આવતો નથી રાજ્યબંધારણને લગતી બાબતોમાં હિંદુ ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતો સામાન્ય રીતે કેવું વલણ લેતાં તેનાથી માહિતગાર હોય એવો કોઈપણ માણસ પતાવટ પદ્ધતિને અનુમોદન આપે એવો એકાદ શ્લોક તેની આગળ મુકવામાં આવે તોપણ ખરો માનશે નહિ. ખાનગી વ્યક્તિઓએ જમીન બક્ષિસ આપ્યાના તથા વેચાણ કર્યાના અસંખ્ય દાખલા પ્રાચીન સાહિત્યમાંથી મળી આવે છે. જમીન વેચવા માટે તથા લાંબા કાળના ઉપભોગને પરિણામે સ્વામિત્વ મેળવવા માટેના ઠરાવો હિંદુ કાયદાને લગતાં પુસ્તકોમાં છે. જમીન ખાનગી માલિકીની ગણાતી એમ પુરવાર કરનાર લેખો ઉપલબ્ધ છે. રાજા જમીન ઉપર માલિકીનો હક્ક જરાપણ ધરાવતો નથી એમ સ્પષ્ટ રીતે અને ભાર દઇને મીમાંસા જેવા પ્રમાણભૂત ગ્રંથમાં જણાવ્યું છે. મીમાંસા ઉપરના ડાલગુકના લેખમાંની આ વિષયની ચર્ચાને લગતો ભાગ હેઠળ પ્રમાણે છેઃ—

'હિંદુસ્તાનમાં જમીન ઉપરના માલિકીના હક્કને લગતો ઘણો અગત્યનો વિષય છઠ્ઠા ખંડમાં છે. વિશ્વજિત જેવા કેટલાક યજ્ઞો કરતી વેળા યજ્ઞ કરાવનાર પુરોહિતોને સઘળી મિલકત બક્ષિસ આપી દેવાની આજ્ઞા જે ભક્તના લાભ માટે યજ્ઞ થતો હોય તેને આપવામાં આવે છે. પ્રશ્ન પુછવામાં આવે છે કે શું સાર્વભૌમ રાજા ગોચરના ચારણા, રાજમાર્ગો અને તળાવો તથા સરોવરની જગા સુદ્ધાં સઘળી જમીન બક્ષિસમાં આપશે. ત્રિભુવનનો રાજા આખી પૃથ્વીનું દાન કરશે અને ખંડીઓ રાજા પોતે જે પ્રદેશ ઉપર રાજ કરતો હશે તે આખો પ્રદેશ આપશે? જવાબ એ છે કે સાર્વભૌમ રાજા કાંઇ પૃથ્વીનો

માલિક નથી તેમ ખંડિઓ રાજા જમીનનો માલિક નથી. દુશ્મન ઉપર વિજય મેળવી રાજસત્તા તેમજ તેની માલિકીના મકાન તથા ખેતરો ઉપર હક્ક મેળવાય છે. પુરોહિતના ધન સિવાય સઘળાનો ધણી રાજા છે,' એ સૂત્ર દુષ્ટને સુધારવાની તથા ભલા માણસોનુ રક્ષણ કરવાની એની સત્તા સાથે સંબંધ ધરાવે છે. એની રાજસત્તા દેશનું રાજતંત્ર ચલાવવા તથા અન્યાયને નિર્મૂળ કરવા માટે છે; અને એ કામ માટે ખેડુતો પાસેથી એ કર લે છે અને ગુન્હેગારો પાસેથી દંડ લે છે, પરંતુ એથી એને માલિકીનો હક્ક પ્રાપ્ત થતો નથી; નહિ તો એના રાજ્યમાં વસતી પ્રજાનાં ઘર અને જમીન ઉપર એની માલિકી ઠરતે. ધરતી રાજાની નથી પણ પોતાની મહેનતના ફળનો ઉપભોગ કરનાર સઘળાં પ્રાણીઓની સામાન્ય માલિકીની છે. જૈમિનિ કહે છે તેમ તે સઘળાની એકસરખી રીતે છે; આથી જમીનના એકાદ ટુકડાની બક્ષિસ વ્યક્તિને કરવામાં આવે છે; છતાં રાજાથી આખો પ્રદેશ આપી દેવાતો નથી. તેમ ખંડીઓ રાજા કોઈ પ્રાંત આપી દઇ શકતો નથી, પણ ખરીદીથી તથા એવીજ બીજી રીતે મેળવેલાં ઘર તથા ખેતર બક્ષિસમાં આપી દેવા યોગ્ય છે '

આ આખી ચર્ચા ઉપરથી પુરવાર થાય છે કે જમીન ઉપરનો ખાનગી માલિકીનો હક્ક અસ્તિત્વમાં હતો, અને તે અભેદ હતો. રાજાને એવો હક્ક પ્રાપ્ત થતો હોવા બાબતના ગમે તે પ્રકારના દાવાનો સ્પષ્ટ અને અસંદિગ્ધ શબ્દોમાં અસ્વીકાર થયો છે. અને આજ સર્વ રીતે હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર હતું. કારણ રાજા જો સ્વચ્છંદી નીવડે તો તે પણ એ શાસ્ત્ર પ્રમાણે શિક્ષાને પાત્ર ઠરતો.

ન્યાયશાસ્ત્રી નીલકંઠ આ ચર્ચાને આગળ લઈ જઇ વિજેતાના હક્કની તપાસ આ પ્રમાણે કરે છેઃ

' એજ પ્રમાણે ક્ષત્રિય ( રાજકર્તા ) માટે વિજય અને એવી બીજી રીતિ યોગ્ય છે. વિજય મળતાં જે રાજકર્તા ઉપર વિજય-

મેળવ્યો હોય તેનાં પોતાનાં ગૃહ, ક્ષેત્ર તથા દ્રવ્યાદિ ઉપર વિજેતાને માલિકીનો હક્ક પ્રાપ્ત થાય છે. જે પરાજીત થએલા રાજાને કર ઉઘરાવવાનો હક્ક હતો તો વિજેતાને તેટલો જ હક્ક મળે છે, પણ તે કોઇ રીતે માલિક થતો નથી. આથી પૂર્વ મીમાંસાના છઠ્ઠા ખંડમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે સાર્વભૌમે સંપૂર્ણ પૃથ્વી અને માંડલિક રાજાએ પોતાનો પ્રાંત આપવો તેમાં પૃથ્વી અને પ્રાંત 'દેય' થતા નથી ગામો, ખેતર વગેરેના સંબંધમાં સઘળી ભૂમિ ઉપરનો માલિકીનો હક્ક દે તે માલિક અથવા ધણીને પ્રાપ્ત થાય છે. રાજાનો હક્ક માત્ર તેમની પાસેથી કર ઉઘરાવવા પુરતો છે. એથી હમણાની પરિભાષા અનુસાર (રાજા તરફની) જમીન વગેરેની બક્ષિસ કહીએ છીએ તેનો અર્થ રાજા જમીન આપી દે છે એમ થતો નથી પણ તે ઉપરનો રોકડ હક્ક માત્ર આપે છે એમ થાય છે એમ છતા જો માલિક પાસેથી ઘર, જમીન વગેરે (રાજા) ખરીદી લે તો તે ઉપર માલિકીનો હક્ક તેને પ્રાપ્ત થાય' (વ્યવહાર મયૂખ દાય નિર્ણય).

ન્યાયશાસ્ત્રને લગતાં સાહિત્યમાં પ્રતિષ્ઠિતામા વિજ્ઞાનેશ્વર પછી જેની ગણના થાય છે એવો મહામંત્રી માધવ હિંદુ ધર્મશાસ્ત્ર ઉપર પ્રમાણભૂત ગણાતો હોવાથી એના આ બાબત ઉપરના વિચાર જાણવા જેવા છેઃ

'મહાભૂમિ' (સાર્વજનિક જમીન) દેય છે કે નહિ? તે રાજાના કબજામાં હોવાથી તે આપી શકે છે'? જમીન એની મિલકત નથી કેમકે સાવભૌમત્વ પ્રજાના પાલન (રક્ષણ અને વિકાસ) માટે છે, તેથી તે અપાતી નથી.'

'વિશ્વજિત આદિ યજ્ઞમાં સાર્વભૌમ રાજા સર્વત્ર આપી દે છે તે સંબંધમાં શંકા ઉત્પન્ન થાય, ત્યારે શું રાજમાર્ગ, ગોપથ, જલાશય વગેરે જેમાં હોય એવી 'મહાભૂમિ' આપી દેવામાં આવે છે? કારણ બ્રાહ્મણ સિવાય અન્ય સર્વની દોલત લેવા રાજા ઇચ્છા રાખે' એ સ્મૃતિ પ્રમાણે જમીનમાં એની દોલત રહેલી છે.'

આ ઉપર ટીકા કરતાં મિત્રમિશ્ર લખે છે :—

'આનો અર્થ (આ પ્રમાણે છે): રાજા જમીનનો અને નહિ કે જમીન સાથે સંબંધ ધરાવતી બીજી કંઇપણ દોલતનો સ્વામિ કહેવાય છે. 'બીજી કોઇપણ રીતે નહિ' એમ લખવાનુ કારણ એજ છે કે જમીનના સ્વામિત્વનો અભાવ છે. 'ભૂતો' એટલે સઘળાં પ્રાણીઓ. તેના નિવાસ એટલે ભૂમિનો નિવાસ, સ્વામિત્વ એટલે રાજાનુ સ્વામિત્વ આથી કરીને તેનના કામોમાથી જે કંઇ ઉત્પન્ન આવે તેનો છઠ્ઠો ભાગ જ રાજા લઇ લેઇ.'

આ સઘળા પરંપરાથી ઉતરી આવેલા વિચારો છે. મીમાંસામા સ્વીકારેલા વિચારો હિંદુ ધર્મશાસ્ત્રમાં સર્વમાન્ય છે રાજબંધારણ વિશે ઉહાપોહ કરનારા ગ્રંથકારોના અભિપ્રાય આને સર્વ રીતે મળતા આવે છે. તેઓએ ઠરાવ્યું છે કે રાજા માત્ર (પ્રજાનો) દાસ છે અને કર રૂપે એને વેતન મળે છે જે મિલકતનું રક્ષણ કરવા માટે એને વેતન મળે છે તે મિલકત પોતાની છે એવો દાવો રાસ કરી શકે નહિ. રાજાની પદવી સંબંધીનો કાયદાની તેમજ રાજબંધારણની દૃષ્ટિએ નક્કી થએલો અભિપ્રાય ગ્રંથોમાંજ ગુંચવાઈ રહેલો ન હતો. એ તો દેશમાં સાધારણ અને એકમતે સ્વીકારાએલો અભિપ્રાય હતો, અને તે એટલે સુધી કે પ્રચલિત લોકકથામા પણ તે મળી આવે છે. હવે પછીના પ્રકરણમાં જાતકમાંથી આપણે અક્ષરસઃ અવતરણ કરીશું તેનાં (રાજાના જ ભાષણમાં) જણાવ્યું છે કે રાજાના અધિકાર ફોજદારી ન્યાયાધીશની ફરજ અદા કરવા પુરતા છે, તે સિવાય વિશેષ તેને કંઇ પ્રાપ્ત થતું નથી અને તે રાજ્યનો સ્વામિ નહોતો. અભિષેકની ક્રિયાથી આ વિચારને અનુમોદન મળે છે. એ ક્રિયા હિંદુ રાજપદનો મૂળ આધાર છે અને તેનું આપણે આગળનાં પ્રકરણમા પ્રથક્કરણ કરી ગયા છીએ. એ સઘળા ક્રિયાકાંડમાંથી અણુ પુરતુ પણ સૂચન થતું નથી કે જેને જોરે રાજ્યની ભૂમિનો માલિક રાજા છે એમ માનવા કારણ મળે. આ વિચારજ આખી રાજપદ્ધતિથી ભિન્ન છે.

છે. હિંદુસ્તાનના ઇતિહાસને લગતી બાબતો પ્રત્યે અતિ ઉદાર રીતે સહાનુભૂતિ દર્શાવવા માટે દોષિત ન ઠરી શકે એવા આચાર્ય મેકડોનલ અને કીથ જેવાને પોતાના વૈદિક ઇન્ડેક્સ (વૈદિક સૂચી) ના ગ્રંથમાં મહેસૂલના સિદ્ધાંતને લગતા સઘળા વાદવિવાદ તથા પ્રમાણોની તારવણી કરી, એટલું સ્વીકારવું પડ્યું છે કેઃ—"જે સાબિત કરવા મથન થાય છે તે પુરવાર કરવા માટેનો પુરાવો અપૂર્ણ છે; આ બાબત ગ્રીક નિરીક્ષકો ઉલટાસુલટી અભિપ્રાયો દર્શાવે છે, વૈદિક સાહિત્ય તેમજ માનવધર્મશાસ્ત્ર તથા મહાભારતમાંથી લીધેલા પ્રમાણોથી આ સિદ્ધાંત સાબિત થતો નથી; અન્ય આર્ય લોકોમાંથી મળી આવતાં સાધનોથી જમીનનો મૂળ માલિક રાજા હોવાના સિદ્ધાંતને અનુમોદન મળતું નથી. હકીકત મળી આવી છે તેટલે સુધી આવી માલિકીનો હક્ક એંગ્લો-સેક્સન સમયમાં તેમજ હોમરના સમયના ગ્રીસમાં કે રોમમાં હસ્તી ધરાવતો નહોતો." આ વિદ્વાન ગ્રંથકર્તાઓ જૈમિનિના વચનની અવગણના કરી વૈદિક સમયના હિંદુસ્તાન માટે સાદશ્ય જોવા છેક દક્ષિણ આફ્રિકા સુધી જાય છે.

મી. વિન્સેન્ટ સ્મિથે પોતાના પુસ્તકની બીજી આવૃત્તિ વેળાએ પોતાના કહેવાના સમર્થનમાં કંઇ પણ આધાર બતાવ્યા નહિ, પણ છેલ્લી આવૃત્તિમાં "અર્થશાસ્ત્રના અંગ્રેજીમાં થએલા ભાષાન્તરમાંથી અધિકરણ ૨, અધ્યાય ૨૪ માંથી હેઠળનું અવતરણ આપે છેઃ 'જેઓ શાસ્ત્રમાં નિષ્ણાત હોય તેઓ એટલું માન્ય કરે છે કે રાજા જમીન તેમજ પાણી બન્નેનો માલિક છે, અને આ બે સિવાય બીજી સઘળી વસ્તુઓ ઉપર લોકો પોતાની માલિકીનો હક્ક ચલાવી શકે છે.' અર્થશાસ્ત્રના કોઇ ભાષ્યકારે આપેલા 'રાજકીય બાબતમાં આરે અર્થવાળા શ્લોક' નું આ ભાષાંતર હોય એમ લાગે છે. મદ્રાસના સરકારી પૌર્વાત્ય ગ્રંથસંગ્રહાલયમાંથી આ ભાષ્યની હસ્તલિખિત પ્રતમાંથી લીધેલો આ શ્લોક હેઠળ પ્રમાણે છેઃ—

राजा भूमेः पतिर्दृष्टः शास्त्रज्ञै रुदकस्य च ।
ताभ्यामन्यत् यद्द्रव्यं तत्र स्वाम्यं कुटुम्बिनाम् ॥

આ શ્લોક વાંચતાજ હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતથી માહિતગાર હોય એવા દરેક જણને જણાયા વિના રહેશે નહિ કે શ્લોક અને ભાષાંતર એક બીજાથી તદ્દન વિરૂદ્ધ છે. શ્લોકનો નૈસર્ગિક અર્થ આ પ્રમાણે છે 'શાસ્ત્રમાં નિષ્ણાત હોય એવાઓના અભિપ્રાય પ્રમાણે રાજા ભૂમિ અને પાણીનો પતિ ( રક્ષક ) છે. આ બે સિવાય ગમે તે મિલ્કત હોય તેમાં તેના કુટુંબીજનોને સરખો હક છે.'

ખરૂં જોતાં મીમાંસાના સિદ્ધાંત, કાયદા અને રાજ્યસંધારણના નિયમની આ પુનરુક્તિજ છે. રાજ્યકર્તાના કુટુંબના હકના સંબંધમાં એટલુંજ પ્રતિપાદન કરવામાં આવે છે કે રાજ્યના વિભાગ પડી શકે એમ નથી કેમકે શાસ્ત્ર અનુસાર રાજ્ય રાજાની મિલ્કત નથી. શાસ્ત્રકારોના જણાવ્યા પ્રમાણે 'રાજાને ભૂમિ તથા તે ઉપરના જલાશયનું રક્ષણ કરવાનું છે તેટલે સુધી ભૂમિ તે ઉપરના જલાશય સુદ્ધાં તેની માલિકીના છે અને તેથી વિશેષ નહિ.' એ માત્ર 'પતિ' હોવાથી એના કુટુંબીજનોને કંઈ સમાન હક પ્રાપ્ત થતો નથી. ભૂમિ તેમજ જલાશયનો તે 'પતિ' હોવાથી એ બન્ને ઉપર કર ઉઘરાવવાનો તેનો હક રહે છે એમ કુટુંબીજનોને આ કર સાથે તથા તે જેના ઉપર લેવાય છે તે સાથે કંઈ સંબંધ નથી.



## પ્રકરણ ૩૫ મું

## હિંદુ રાજાની પદવી.

હવે રાજ્યબંધારણના હિંદુ રાજાની સ્થિતિ કેવી હતી તેનું સિંહાવલોકન કરીશું.

રાજાને ખાનગી ખર્ચ માટે ઠરાવ્યા પ્રમાણે વેતન મળતું. આ રકમ રાજ્યની મહેસુલ તથા રાજા અને દેશની સ્થિતિ ધ્યાનમાં લઇ ઠરતી. રાજ્યની આખી મહેસુલ તેના વેતનરૂપે નહોતી. રાજમાતા, રાણી, અવરરાણીઓ, કુંવરો તથા રાજકુટુંબના બીજાં માણસો માટે પણ વેતન ઠરાવવામાં આવતું

પ્રજામાંની વ્યક્તિઓ ઉપર એને કંઇ અધિકાર નહોતો. તે 'પતિ' કહેવાતો પણ દરેક જણ જાણે છે કે સૂર્ય દરરોજ ઉગવાનો છે તેજ પ્રમાણે નિશ્ચિતપણે લોકો જાણતા હતા કે તે ગુન્હેગાર સિવાય અન્ય કોઇપણ પ્રજાનો 'પતિ' નહોતો. જાતકમાં તત્વજ્ઞાન અથવા કાલ્પનિક બાબતોની ચર્ચા આવતી નથી. પરંતુ તેમાં ખરી બનેલી બીનાઓ તથા દરરોજના જીવનની ચર્ચા આવે છે. તેમાં આ બાબત પ્રજા ઉપર સંપૂર્ણ પ્રભુત્વ મેળવવાની ઇચ્છાવાળી સ્વરૂપવાન રાણીની વિનંતિના જવાબમાં રાજા આ પ્રમાણે બોલ્યાનો નિર્દેશ છેઃ—

ભલી રાણી, આખા રાજ્યના લોકો મારી નજરે કાંઇજ નથી; હું તેમનો પતિ નથી ( એટલે તેઓ પોતપોતાના ધણી છે ). જેઓ (રાજ્યના કાયદા) વિરૂદ્ધ ગુન્હા કરે અને ગેરકાયદેસર વર્તન ચલાવે તેઓનો જ હું 'પતિ' છું. આ કારણને લઇને, આખા રાજ્ય ઉપર સ્વામિત્વ અને અધિકાર આપવાને હું અશક્ત છું.

राजा भूमि॰ पतिर्द्दिष्टः शास्त्रज्ञैः रुदकस्य च ।
ताभ्यामन्यत् यद्द्रव्यं तत् नाम्यं कुटुम्बिनाम् ॥

આ શ્લોક વાંચતાજ હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતથી માહિતગાર હોય એવા દરેક જણને જણાયા વિના રહેશે નહિ કે શ્લોક અને ભાષાંતર એક બીજાથી તદ્દન વિરૂદ્ધ છે. શ્લોકનો નૈસર્ગિક અર્થ આ પ્રમાણે છેઃ 'શાસ્ત્રમાં નિષ્ણાત હોય એવાઓના અભિપ્રાય પ્રમાણે રાજા ભૂમિ અને પાણીનો પતિ (રક્ષક) છે. આ બે સિવાય ગમે તે મિલકત હોય તેમાં તેના કુટુંબીજનોને સરખો હક્ક છે.'

ખરૂં જોતાં મીમાંસાના સિદ્ધાંત, કાયદા અને રાજ્યબંધારણના નિયમની આ પુનરૂક્તિજ છે. રાજ્યકર્તાના કુટુંબના હક્કના સંબંધમાં એવુંજ પ્રતિપાદન કરવામાં આવે છે રાજ્યના વિભાગ પડી શકે એમ નથી કેમકે શાસ્ત્ર અનુસાર રાજ્ય રાજાની મિલકત નથી. શાસ્ત્રકારોના જણાવ્યા પ્રમાણે 'રાજાને ભૂમિ તથા તે ઉપરના જલાશયનું રક્ષણ કરવાનું છે તેટલે સુધી ભૂમિ તે ઉપરના જલાશય સુદ્ધા તેની માલિકીનાં છે અને તેથી વિશેષ નહિ.' એ માત્ર 'પતિ' હોવાથી એના કુટુંબીજનોને કંઈ સમાન હક્ક પ્રાપ્ત થતો નથી. ભૂમિ તેમજ જલાશયનો તે 'પતિ' હોવાથી એ બન્ને ઉપર કર ઉઘરાવવાનો તેનો હક્ક રહે છે એને કુટુંબીજનોને આ કર સાથે તથા તે જેના ઉપર લેવાય છે તે સાથે કંઈ સંબંધ નથી.



આ પ્રમાણે તેની પદવી હલકી હતી. આપણે જોઈ ગયા છીએ તે પ્રમાણે એના ઉપર મુકાએલા અંકુશ તથા પ્રતિબંધોને લઈને, રાજબંધારણના નિયમ અનુસાર પૌર જાનપદના અધિકાર હેઠળ તે મુકાએલો હોવાથી, તેમજ સ્વાભાવિક રીતે તેની વૃત્તિ પંચના અભિપ્રાય મુજબ ચાલવાની હોવાથી, રાજાની પદવી ખરું જોતા રાજ્યના નોકર જેવી અથવા આપણા પૂર્વજો નિષ્ઠુર રીતે કહેતા તેમ દાસ જેવી હતી. રામાયણમાંથી દૃષ્ટાન્ત મળે છે તે પ્રમાણે જો પ્રજા કહે તો રાજાને પોતાની વહાલી રાણીનો પણ ત્યાગ કરવો પડતો. કૌટિલ્ય રાજાને કંઇ પણ પ્રિય કે અપ્રિય વસ્તુ હોય એમ સ્વીકારતો નહિ, તે તો પ્રજાસુખે સુખી અને પ્રજાદુઃખે દુઃખી હતો.

આવા ભારે આત્મત્યાગને લઇને તે નૈતિક દૃષ્ટિએ સ્વામિ ગણાતો. મહાભારતમાં કહ્યું છે તે પ્રમાણે 'ઘેટા અથવા બકરાની પેઠે' તે બીજાઓને માટે જન્મ્યો હતો. હિંદુઓના રાજા થવાનો અધિકાર જે વ્યક્તિને પ્રાપ્ત થતો તે વ્યક્તિએ સ્વાર્થત્યાગ કરવાનો હતો અને એ સ્વાર્થત્યાગની પારસીમાં તે જ હિંદુ રાજ્યપદ કહેવાતું.

રાજા અનેક રીતે ઉપયોગી હતો. મંત્રીઓની તેમજ મંત્રી મંડળની કરામતની ઉપર લક્ષ આપતો અને રાજતંત્રમાં નાના પ્રકારનાં હિતને એક છત્ર હેઠળ રાખતો. સ્વાર્થત્યાગની ઉચ્ચ બુદ્ધિ, પરંપરાથી ઉતરી આવેલા ઉચ્ચ આશય અને મોટી પદવીથી ઉત્તેજીત થઈ, નૈતિક દૃષ્ટિએ તે એના મંત્રીઓ અને રાજમંડળ કરતાં પણ ઉંચે સ્થાને રહેતો. જો મંત્રી, પુરોહિત વગેરે અમલ ચલાવનારા બ્યમની નીવડે તો પણ ભૂલ આના અને સુધારણા માટે લોકોની નજર એના ઉપર ઠરતી અને એજ રાજ્યમાં ભંગાણ પડતું અટકાવતો. મંત્રીઓ આવતા અને જતા છતા રાજા એમનો એમજ રહેતો. એ અધિકાર રહિત હતો છતા કૌટિલ્ય કહે છે તેમ તે રાજ્યધ્વજાની પેઠે અવિચળ રહેતો. શુક્રના કહેવા પ્રમાણે 'રાજા રાજરૂપી વૃક્ષનું મૂળ હતો; મંત્રીમંડળ

સ્કંધરૂપે હતું; સેનાધિપતિઓ શાખારૂપે, સેના પલ્લવરૂપે, પ્રજા કુસુમ-રૂપે, દેશનો અભ્યુદય ફળરૂપે, અને આખો દેશ બીજરૂપે હતો.'

એ ન હોત તો મંત્રીમંડળ રાજસત્તા લઈ લેતે, ફળો અને ભવિષ્યનાં ફળો માટેનાં બીજ તેમના હાથમાં જઈ પડતે અને તે તેઓ પચાવી પડતે. મહાભારતમાં ભીષ્મ કહે છે તેમઃ—

**सर्वे धर्मपरं क्षात्रं लोकश्रेष्ठं सनातनम् ।**

સઘળા ધર્મમાં રાજપદ સર્વકાળ માટે સમાજમા સૌથી ઊંચું સ્થાન છે.



## પ્રકરણ ૩૬ મું

## હિંદુ રાજપદનાં લક્ષણ

મીમાંસામાંની વિચારણા, કરને લગતો સિદ્ધાંત, રાજ્યાભિષેક-વખતની પ્રતિજ્ઞા તેમજ ઉપર દર્શાવેલા અન્ય મુદ્દા ઉપરથી એટલું સ્પષ્ટ જણાશે કે હિંદુની દૃષ્ટિએ રાજાના અમલ હેઠળનુ રાજ્ય ટ્રસ્ટ જેવું હતુ. રાજ્યાભિષેક વખતે ઉચ્ચારાતા શ્રુતિ વાક્યમા રાજ્યનો હેતુ આ પ્રમાણે દર્શાવ્યો છેઃ 'રાજ્ય તને' (સોંપ્યુ છે)—ખેતીવાડીના (સારું માટે), (લોકોના) હિત, આબાદી, વિકાસ (એટલે) વિજય માટે તુ (આ જવાબદારીનો) આધારદાતા, નિયમન કરનાર અને ઉપાડનાર છે (શુકલ યજુર્વેદ ૯, ૨૨).

આ પ્રમાણે અસ્તિત્વમાં આવેલું રાજ્ય લોકોના ભલા માટે હતુ. આ મૂળ સિદ્ધાંત વૈદિક કાળ પછીના સાહિત્યમા અનેક રૂપે દર્શાવવામા આવ્યો છે અને આખરે સૂત્રરૂપે એમ કહ્યું છે કે રાજા લોકોનો દાસ છે અને તે માટે તેને વેતન મળે છે. જો રાજ્યનો હેતુ ફળીભૂત ન થાય તો 'ગાબડું પડેલું વહાણ જેમ દરીઆ ઉપર છોડી દેવામા આવે છે તેમ રાજાને છોડી દેવો.'

આ સિદ્ધાંતને આધારે એમ કહી શકાય કે રીહ્સ ડેવિડ્સ કહે છે તેમ દુનીઆમા અસ્તિત્વમા હોય તેવા રાજ્યોમા ચંદ્રગુપ્તનું રાજ્ય સૌથી વિસ્તૃત હતુ અને એના બે વંશજોના અમલ દરમિયાન તેમ રહ્યું હતુ અને મૌર્ય સાર્વભૌમ રાજાઓએ જોયુ હતુ કે તેમની પાડોશનુ સેલ્યુસિદ શહેનશાહત નબળું અને પડું પડું થઈ રહ્યું હતુ છતા હિંદુસ્તાનની તે સમયની નૈસર્ગિક સીમા, હિંદુકુશ ઓળંગી આગળ વધવાની વૃત્તિ કોઇએ દર્શાવી નહોતી.

હિંદુ રાજવ્યવસ્થાના આવા શાંતિપ્રિય અને ન્યાયી લક્ષણને લઇને જ હિંદુરાજ ચિરકાળ સુધી સજીવન રહ્યું હતું અને લોકો અને રાજા વચ્ચે કોઈ વખતે દારૂણ યુદ્ધ થયુ નહોતું એમ સમાજશાસ્ત્રનો ઇતિહાસકાર સહજ અનુમાન કહાડી શકશે.

---

## પ્રકરણ ૩૭ મું

---

## ચક્રવર્તિ રાજપદ્ધતિ

---

ઐતરેય બ્રાહ્મણમાં પ્રજાસત્તાક રાજ્યના વર્ગ પછી જેનો અધિષ્ઠાતા રાજા હોય એવાં રાજ્યનો વર્ગ આવે છે. એમા આ પ્રકારો બતાવ્યા છે.

રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય અને સાર્વભૌમ.

મહારાજ્યની વ્યાખ્યા આપવામા આવી નથી. પરંતુ 'મહા' શબ્દ ઉપરથી એટલું તો સમજી શકાય કે એક જ પ્રકારના રાજ્યોમા ને મોટું હશે. પોતાના પાડોશીઓના કરતાં મોટું અને રાજ્યબંધારણને લગતાં હમણાં ન જણાએલાં વિશિષ્ટ લક્ષણવાળું રાજ્ય તે મહારાજ્ય એમ કદાચ કહી શકાય. આધિપત્યથી એટલું તો સૂચન થય છે કે

તેના તાબા હેઠળ કેટલાંક રક્ષિત રાજ્યો હશે. આધિપત્યનો નિર્દેશ કર્યા પછી બ્રાહ્મણમાં આ વાક્ય આવે છે. 'પાડોશીઓને આચ્છાદન કરતો હું (રાજા) થાઉં.' આ ઉપરથી 'આધિપત્ય' શબ્દ ચક્રવર્તિ રાજ્યપદ્ધતિના અર્થમા વપરાએલો હોય. એ વર્ગનાં રાજ્યોમાં સર્વોપરી રાજ્યની સીમા બહારનાં રાજ્યો ઉપર એ રાજ્ય સર્વોપરી સત્તા ચલાવતું. ખારવેલનો મહારાજ્ય માટેનો અભિષેક થએલો ખારવેલ પોતે મેળવેલા વિજય તથા કરેલા રાજસૂય યજ્ઞને લીધે તે અધિપતિ અને ચક્રવર્તિ તરીકે ગણાતો. સાર્વભૌમ થવાની ઇચ્છા આ પ્રમાણે વ્યક્ત થતી "(હું) ભૂમિની નૈસર્ગિક સીમા સુધી સમુદ્ર પર્યન્ત, સઘળાં મનુષ્ય પ્રાણીઓ ઉપર રાજ્ય ભોગવવા (ઇચ્છા રાખું છું)". આ એક પ્રકારનું મોટું રાજ્ય હોય છે અને તે રાષ્ટ્ર ઉપર નહિ પણ પ્રદેશના વિસ્તાર ઉપર આધાર રાખે છે શત થ બ્રાહ્મણમાં રાષ્ટ્ર ઉપર અવલંબી રહેતા જાનરાજ્ય માટે ઉલ્લેખ છે. કૌટિલ્ય "નૈસર્ગિક સીમા" સુધીના રાજ્યની ચાતુરન્ત સામ્રાજ્યમાં ગણના કરે છે અને કન્યાકુમારી સામુદ્રધુનિથી હિમાલય પર્યન્ત આખા હિંદુસ્તાન ઉપર પથરાઇ રહેલું રાજ્ય એમ તેની વ્યાખ્યા કરે છે. એકજ રાજાના તાબામા હોય એવું સમુદ્ર સુધી લંબાતું સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર ઘણુંખરૂં મગધમાં પ્રથમ ઉદ્દયો હતો, કારણ અહીં બંગાળાના અખાત સુધી રાજ્યે લંબાવવા અવકાશ હતો. એની અનાર્ય વસતીને લઇને દોઆબના આર્યજનની પેઠે હિંદુ સામ્રાજ્યવાદીને આમ કરવામાં કંઈ અંતરાય નડ્યો નહોતો.

આ પ્રમાણે બે રાજ્યપદ્ધતિ આપણને ઉપલબ્ધ થાય છે: આધિપત્ય અને સાર્વભૌમ. આ ઉપરાંત સામ્રાજ્યની પદ્ધતિ પણ હતી. અને એ પદ્ધતિ ઉપર જણાવેલી બન્ને પદ્ધતિ કરતાં પ્રાચીન હતી, કેમકે વૈદિક સાહિત્યમાં એને માટે ઉલ્લેખ છે ઐતરેય સામ્રાજ્યને રાજ્યથી ભિન્ન ગણે છે અને વિશેષ અદ્દભુત તો એ છે કે

એ રાજા વિનાની રાજપદ્ધતિની યાદીમા પ્રથમ સ્થાને આવે છે. આનું કારણ રાજપદ્ધતિનું અવલોકન કરતા જણાઇ આવશે સામ-રાજ્ય એટલે એકજ મહારાજ્યના તાબા હેઠળનો રાજ્યોનો સમૂહ. આ લક્ષણને લઇને તે એક રાજાની પદ્ધતિથી જુદું પરંતુ ઐતરેય બ્રાહ્મણમાં જણાવ્યા પ્રમાણે પ્રાચીન રાજકર્તાઓનો સામ્રાજ્યના અધિપતા તરીકે અભિષેક થતો. એટલે પ્રાચી અથવા મગધ સામ્રાજ્યની રાજધાની થયું હતું. આ રાજપદ્ધતિ દેશના અન્ય ભાગમા પણ પ્રચલિત હોવાનું શુક્લ યજુર્વેદ ઉપરથી જણાય છે. મહાભારત કહે છે કે બ્રહદ્રથ વંશના જરાસંધે સમ્રાટની પદવી ધારણ કરી હતી. જરાસંધ સંયુક્ત રાજવ્યવસ્થાનો સમ્રાટ હતો અને ચેદિનો રાજા શિશુપાળ સેનાધિપતિ હતો. આ ઉપરથી રાજ્યોની અંદર અંદર એક પ્રકારની સ્વતંત્રતા ભોગવાતી હોવાનું જણમા આવે છે. મહાભારતના સભાપર્વમાં આપણે જોઇએ છીએ કે રાજાધિરાજને રાજાઓનો સમુદાય ચુંટી કહાડતો અને તેનો અભિષેક કરતો. આ હકીકતની સાથે જોડાએલી અન્ય બાબતો ઉપરથી એવું અનુમાન દોરી શકાય છે કે રાજાઓએ પોતાના રક્ષણ માટે આ પદ્ધતિ દાખલ કરી હતી પણ જરાસંધે તેનો દુરૂપયોગ કરી બીજા રાજાઓને પોતાના દાસ બનાવ્યા હતા.

આમ અર્થ કરતા આપણે સહેલાઇથી ધારી શકીએ કે વિદેહના જનક જેવા માંડલિક રાજાએ કેવી રીતે સમ્રાટનું પદ મેળવ્યું હશે. આ રાજવ્યવસ્થામાં કોઇ પણ પ્રતિષ્ઠિત વ્યક્તિ અધ્યક્ષ તરીકે ચુંટાતી.

બ્રહદ્રથ વંશના સમય પછી સાર્વભોમ રાજપદ્ધતિ વિશેષ ફાવી ગઇ હતી. રાષ્ટ્રને ધોરણે સ્થપાએલાં રાજ્યો પડવા માંડયાં ત્યારે ઈ. સ. પૂ. ૭૦૦ ના અરસામાં આ પદ્ધતિ ઘડાવવા માંડી હતી. વૈદિક કાળથી ઉતરી આવેલાં રાજકુળનો નાશ થતાં બીજાં બે વર્ષમા રાષ્ટ્રને ધોરણે સ્થપાએલાં ન હોય એવાં ત્રણ મહારાજ્યોનો ભારે

વિકાસ થયો હતો. એમાનું એક મગધમાં, બીજું કોસલમા અને ત્રીજું અવંતીમાં હતું. એ ત્રણેમા સર્વોપરી સત્તા માટે બેચનાણ થતાં નંદવર્ધનના સમયમાં મગધે બીજાં બાકીનાં રાજ્યોને જીતી લીધા, અને ઇ. સ. ૪૫૦ ના અરસામાં અહીં સાર્વભૌમ સત્તાની સ્થાપના થઇ. સો વર્ષ બાદ મગધના શૂદ્ર રાજાઓએ પ્રાચીન રાજ-કુટુંબના નામનિર્દેશ ઇતિહાસની તખતી ઉપરથી ધોઇ નાંખ્યા. આ પ્રમાણે પંજાબ સિવાયના આખા ઉત્તર હિંદુસ્તાન ઉપર એકછત્ર રાજ્ય સ્થાપ્યું ત્યારથી હિંદુ રાજ્યવ્યવસ્થામા નવો યુગ પ્રવર્તવા માડયો એમ ઇતિહાસકારો ગણે છે.

ઈ. સ. પૂ. ૬૦૦—૪૫૦ ના ગાળામા લોકો શંકાશીલ ચિત્તે પ્રશ્ન પુછવા મંડયા કે પ્રાચીન રાજકુટુંબોને શા કારણે અધિકાર ઉપર રહેવા દેવા જોઇએ. ભારદ્વાજ જેવા ઉદ્દામ વિચારના ગ્રંથકારે એટલે સુધી પ્રતિપાદન કરવાની હિંમત કરી હતી કે કુલાચારથી ભ્રષ્ટ થએલા રાજવંશની સત્તા લઇ લેવામાં કંઇ ખોટું થતુ નહિ. આ પ્રમાણે પ્રથમ અવન્તી અને મગધમા રાજપદ છીનવી લેવામાં આવ્યા પછી ધીમે ધીમે અન્ય પ્રાચીન રાજકુટુંબો અધિકાર ભોગવતા અટકી પડયા.

આ પ્રકારના સામ્રાજ્યવાદને ચક્રવર્તિ પદ્ધતિ પણ કહેવામાં આવતી. આ પદ્ધતિ દેશના વિસ્તાર ઉપર આધાર રાખતી અને તે પ્રમાણે પ્રાચીન સંજ્ઞા ' સમુદ્રપર્યન્ત ફેલાએલુ સામ્રાજ્ય 'ને બદલે ' કન્યાકુમારી સાસુદ્રધુનીથી કાશ્મીર સુધી વિસ્તાર પામેલું સામ્રાજ્ય ' એ સંજ્ઞા ઉપયોગમા આવતી. છેક ઈ. સ. પૂ. ૫૭૦ માં, કદાચ તેની પણ પહેલા ચક્રવર્તિ રાજપદ્ધતિના વિચાર લોકોમાં પ્રચલિત હતા. રાજપ્રકરણમાં વપરાતા વાક્પ્રકારનું અનુકરણ કરી બુદ્ધે પોતાના ધર્મચક્રનો પાયો નાખ્યો હતો. ઈ. સ. પૂ. ૬૦૦ થી ૫૦૦ સુધીમા પૂર્વ દેશના હિંદુઓનો એક સરખો ઉદ્ગાર ' વિજય ', ' વિજય ' અને ' વિજય સિવાય અન્ય કંઇ નહિ ' એજ નીકળતો.

શુદ્ધ ચક્રવર્તિ રાજા હોવાનો દાવો કરતો અને બીજો મહાન્ ગુરૂ, મહાવીર જીન (વિજેતા) હોવાનું કહેતો. જેવી રીતે મોગલ રિયાસત વખતે ધાર્મિક અને રાજદ્વારી બાદશાહી સ્થાપવાના વિચાર ઉભરાતા હતા, તેવી રીતે આસરે બે હજાર વર્ષ પૂર્વે ધાર્મિક અને રાજકીય પ્રકરણમા વિજય મેળવી આખા હિંદુસ્તાન ખંડને એકછત્ર હેઠળ આણવાના જ વિચારો લોકોમાં પ્રચલિત હતા.

આ સઘળી ધમપછાડમાં ઐક્ય સાધવા એકલાનોજ વિચાર હતો એ તત્વ તરફ ઇતિહાસકારની સહાનુભૂતિ હતી. એ સિવાય આખી પદ્ધતિમાં એવું કંઇ પણ નહોતું કે જે અનુભવવા દેશને પ્રેરણા થાય. આ પદ્ધતિ અનુસાર પ્રચંડ રાજસત્તાનો વિકાસ કરવાનો હતો. પરંતુ એ સઘળું સત્તાના મદને જોરે કરવાનું હોવાથી પરિણામે થાક ચડતો. આથી આ પદ્ધતિ પસંદ કરવા તરફ લોકોના વિચારો ઢળ્યા નહિ, એટલે ન્યાયના ગ્રંથો તેમજ રાજનીતિવિષયક વિચારો સંયુક્ત રાજ અને આધિપત્યના ધ્યેય તરફ વળ્યા અને વ્યક્તિગત રાજ્યને રહેવા દેવા માટે આગ્રહ કર્યો.

મગધના સામ્રાજ્યવાદનું મહાન લક્ષણ એ હતું કે તે સર્વ વિષયમાં મધ્યવર્તી હતું. ન્યાય રાજાના હાથમા હતો અને કાયદો ઘડવાનું કામ પણ તેજ દિશામાં વળતું હતું. ગ્રામસંસ્થા રાજ અમલદારના હાથમાં હતી. સઘળાં વહાણોનો માલિક રાજ હતું અને તેજ ભાડે ફેરવતું. દુર્ગુણો ઉપર સામ્રાજ્યની તકેદારી હતી, માત્ર સદ્દગુણ તેની કક્ષામા આવતા નહિ. વેશ્યાઓને રાજખાતાના નિર્બંધ હેઠળ મુકી હતી. જુગાર અથવા સટ્ટો સરકારી મકાનોમા અથવા સરકાર તરફથી પરવાનગી આપેલાં મકાનોમાં ચાલતો, ભોજનાલાય અને દારૂની દુકાનો પણ રાજખાતાના અંકુશ હેઠળ હતા. ખાણોને એકહાથ કરવામા આવી હતી. આમાંની કેટલીક ગોઠવણથી લોકોનું હિત સચવાતું પણ કેટલીકથી તેમનું નુકસાન પણ થતું.

પરંતુ જ્યારે શિવાજી અને સિખ લોકોના સમયમાં હિંદુ રાજ્ય પુનઃ સ્થાપવા પ્રયત્ન થયો ત્યારે સિખ રાજવ્યવસ્થા નિષ્ફળ ગઇ, તેનું કારણ એજ હતું કે એ વ્યવસ્થાને ભૂતકાળની સંસ્થા સાથે કંઇ સબંધ રહ્યો નહોતો. જે પદ્ધતિ તેમની આસપાસ ઉપલબ્ધ હતી તેનું તેઓએ અનુકરણ કર્યું હતું અને એક જ માણસની સત્તા હેઠળ રાજવ્યવસ્થા ગોઠવી હતી. ગુરૂ ગોવિંદે આમાં સુધારો કરવા યત્ન કર્યો પણ પરિણામે કોઇ પણ માણસની સત્તા વિનાની સ્થિતિ ઉત્પન્ન થઇ. એ સર્વ રીતે મોગલ નમુનાને અનુરૂપ હતી, પરંતુ, મરાઠા પ્રદેશમાં હિંદુ રાજ્ય સ્થાપવાની ચળવળનો ઇતિહાસ જુદોજ હતો. ત્યાં તેઓએ ભૂતકાળના ઇતિહાસનું સંશોધન કર્યું, અને જે સાધનો તેમને સહજમાં ઉપલબ્ધ થયાં તેને આધારે રાજબંધારણ રચી રાજવ્યવસ્થા ખડી કરી. તેઓએ મહાભારત અને શુક્રનીતિના પ્રમાણ લઇ ઠરાવ્યું કે રાજાએ રાજ્ય ચલાવવું પણ અમલ કરવો નહિ અને તે મુજબ રાજતંત્ર આઠ પ્રધાનોની સમિતિના હાથમાં રહે. એ ઉપરથી તેઓએ અષ્ટપ્રધાનની વ્યવસ્થા કરી. તેઓએ દેશના રાજદ્વારી સાહિત્યમાંથી પારિભાષિક શબ્દો શોધી કહાડી રાજકોષ તૈયાર કર્યો. એમ છતાં જે વ્યવસ્થા ગોઠવવામાં આવી તે હિંદુ રાજવ્યવસ્થાનો માત્ર એક ભાગ હતો, આખા શરીરનો અડધો ભાગ જ હતો. તેઓએ પરિષદ રાખી હતી પણ પૌર જાનપદ માટે તજવીજ કરી નહોતી. છતા એમની પ્રતિષ્ઠાને ખાતર એટલું તો કહેવું જોઇએ કે તેમના પૂર્વજોના ડહાપણ અને અનુભવ જોતાં એમણે પ્રથમથીજ જોઇ લીધું હતું કે એક માણસના હાથમા સત્તા રહે એવી વ્યવસ્થા કોઇ રીતે અનુકૂળ નહોતી, અને એ એમનાં શાસ્ત્રોની દૃષ્ટિથી ઘણી દૂર હતી. તેઓને જે નિબંધો નડયા હતા તે દેશના રાજબંધારણને લગતા ઇતિહાસની તેમની અજ્ઞાનતાને લીધે નડયા હતા. આ વાતને ત્રણસો વર્ષ થયાં છતા હજી આપણે આ અજ્ઞાનતા સંપૂર્ણ રીતે દૂર કરી શક્યા નથી.

---

## પ્રકરણ ૩૯ મું

### ઉપસંહાર

ઇતિહાસને માહિત હોય એવી સઘળી રાજ્યવ્યવસ્થા જે સમય સુધી અસ્તિત્વમા હતી તેનાથી પણ ઘણા લાંબા કાળ સુધી–ઓછામા ઓછાં ત્રીસ સૈકા સુધી–વિના અડચણે જે રાજ્યવ્યવસ્થા અનુભવમા આવી હતી તેની આ ટુંકી, જોઇએ તેના કરતાં ઘણી ટુંકી, સમાલોચના છે. બેબીલોન થોડીએક સદી વધારે જીવંત રહ્યું હશે, પણ કમ ભાગ્યે આજે તે અસ્તિત્વમાં નથી. આથી ઉલટું હિંદુસ્તાન હજી જેવું ને તેવું છે. આ સંબંધમાં ચીનની સાથેજ તેની સરખામણી થઇ શકે.

રાજ્યવ્યવસ્થાની પરીક્ષા તેની જીવંત રહેવાની તથા વિકાસ પામવાની તેમજ માનવ જાતિના સંસ્કૃતિ તથા સુખસંપત્તિને પોષવાની શક્તિ પ્રમાણે થાય છે. આ ધોરણે હિંદુ રાજ્યવ્યવસ્થાની પરીક્ષા કરતા તે સર્વ રીતે સફળ જણાશે.

હિંદુઓએ રાજ્યધારણમા કરેલી પ્રગતિ સાથે બરોબરી કરી શકે બલ્કે તેથી ચઢી જાય એવી પ્રાચીન સમયની એક પણ વ્યવસ્થા મળી આવતી નથી. એ સાથે હિંદુ હજુ જેવો ને તેવો સજીવ પ્રાણી છે અને ડંકર જેવા મહાન ઇતિહાસકારના જણાવ્યા પ્રમાણે તેનો સંકલ્પ હજી એટલો દૃઢ છે કે જે કોઈ કાળે તુટે એવો સંભવ નથી. એની રાજ્યવ્યવસ્થાનો સુવર્ણ-યુગ ભૂતકાળમા ગયો નથી પણ હજી ભવિષ્ય કાળમાં આવવાનો છે. એનો અર્વાચીન ઇતિહાસ ૧૭ મા સૈકાથી શરૂ થાય છે. એ સમયે વૈષ્ણવ ધર્મે સઘળાં પ્રાણીઓ સમાન હક્ક ધરાવે છે એ બાબત ઉપર ભાર મુક્યો,-અત્યાર સુધી અધમ સ્થાને ગણાતા શુદ્ર લોકોએ બ્રાહ્મણની

